

સંસાર ચિત્ર કાદંબરી.
ભાગ-૧ લો.
કુંવર આનંદનું સતીત્વ.

૪૯૮૨

# સંસાર ચિત્ર કાદંબરી.

## ભાગ ૧ લો.

## કુંવરબાઇનું સતીત્વ.

—•-:-०—

રચીને પ્રસિદ્ધ કરનાર,

મગનલાલ નરોત્તમદાસ પટેલ.

રહેવાસી આંબલીઆરા.



—:०:—

અમદાવાદ.

આર્યોદય પ્રેસમાં છાપી.

સંવત ૧૯૪૮. સને ૧૮૯૨.

કિંમત રૂ. ૧—૮—૦ દોઢ રૂપીઓ.

# અર્પણ પત્રિકા.



## દિવાન બાહાદુર મણિભાઇ જશભાઇ,

## વડોદરાના દિવાન સાહેબ.

આપ ભારત વર્ષના એક મહાન્ દેશી રાજ્યના શાણા રાજમંત્રી છો,-વિદ્વતામાં ઘણા નિપુણ છો,-સ્વદેશની ઉન્નતિ માટે વિદ્યા હુન્નરની કેળવણીની વૃદ્ધિ થયેલી જોવા ઇચ્છો છો,-અને એ વિષે બનતો પ્રયાસ પણ કરો છો; તેમજ દેશી ગ્રંથકારોને યોગ્ય ઉત્તેજન આપીને ગુજરાતી ભાષામાં વાંચનના સાહિત્યની ખોટ પૂરી પાડવા આપ ઘણી ખંત રાખો છો. તેથી આપના એવા અનેક ઉત્તમ ગુણો તથા ઉજ્વળ કિર્તિથી આકર્ષાઇને આ "સંસાર ચિત્ર કાદંબરી." નામનો લઘુ ગ્રંથ આપને માનપૂર્વક અર્પણ કરૂં છું.

આંબલીઆરા.<br>તા. ૧ જાનેવારી સને ૧૮૭૨.

લી. શેવક.<br>મગનલાલ નરોત્તમદાસ<br>પટેલ.

# પ્રસ્તાવના.

જેમ જેમ માણસ ઉંમરે મોટું થતું જાયછે, તેમ તેમ તેનો અનુભવ અને જ્ઞાનબળ વધતાં જાય છે. એ નિયમ સ્વાભાવિક છે. તેજ પ્રમાણે વખત જતાં આ જગત્નો મહિમા પહેલાંના કરતાં હમણાં વધારે ઉજ્વળ થયોછે. એ વાત નિઃસંશય છે. ત્યારે સર્વ કોઇ એટલું તો કબુલ કરશે કે કેટલાંએક વરસો અગાઉ આ સૃષ્ટિ કેવળ અંધકારમય હતી. આપણને સર્વ કરતાં વધારે મગરૂર થવાનું છે કે એવા અંધકારના વખતમાં પ્રથમ જે માત્ર એક આંગળીના વેઢા ઉપર ગણી શકાય તેટલા દેશોએ પોતાનો પ્રૌઢ પ્રતાપ ચોખંડ પૃથ્વીમાં પ્રગટ કર્યો હતો, તેઓમાં આ ભરતખંડ શ્રેષ્ઠ હતો. એ કાળને કાંઇ નહિં તો આજકાલ લગભગ પાંચ હજાર વર્ષ થયાં હશે, એવું ઇતિહાસના ગ્રંથો ઉપરથી જણાય છે. ત્યારે કહો વારૂ ઉપરના નિયમને અનુસરીને એટલાં વર્ષો વિત્યા પછી ભારત વર્ષના ભાગ્યોદયનો સૂર્ય અત્યારે ક્યાં હોવો જોઇએ? મધ્યાન્હે. જૂવો હમણાં ક્યાં છે? ક્યાંઇ દેખાતો નથી, ને અસ્ત થઇ ગયેલો જણાયછે. ત્યારે એમ ઊલટી ગતિ થવાનું શું કારણ, અને હવે પાછો ઉદાય શી રીતે થઇ શકે? એ વિષે થોડુંક વિવેચન અત્રે કરવું જરૂરનું છે. ભારતનો મહિમા ઘટી જવાનાં કારણ તો ઘણાં છે, અને તેનો દોષ કાં તો કાળચક્રને માથે મૂકો, યા આપણા પોતાનાજ માથા ઉપર રહેવા દો. પણ મૂખ્ય કારણ તપાસીશું તો વિદ્યાનો લય,–તેમાં પણ સ્ત્રી કેળવણીની ઘણી અછત–શિવાય બીજાં થોડાં છે.

વિદ્યાર્થી માણસ કેવાં કેવાં પરાક્રમ કરી શકેછે। તેના તાજા દાખલા આપણી નજર આગળ હમણાં ઘણા દેખાય છે. યુનાઇ-

ટેડ સ્ટેટ્સ અને યુરોપખંડના કેટલાક દેશોના લોકો વિદ્યાના બળે કરીને હુન્નર—કળા વગેરેમાં એટલા તો આગળ વધ્યા છે કે તેમનાં અજાયબ જેવાં કામ જોઈને આપણે છક થઇ જઈએ છીએ. તેજ પ્રમાણે પ્રાચીનકાળમાં આપણા વડિલો વિદ્યાના મહાન ઉપાસક હતા. તેથી હુન્નર કળામાં ઠીક જ્ઞાન મેળવીને તેઓ આ દેશની અક્ષય કીર્ત્તિ વધારી ગયા છે. જુવો જ્યોતિષ અને ગણિતવિદ્યામાં તેઓ એટલા બધા તો પ્રવિણ હતા કે લગભગ ચાર હજાર વર્ષો ઉપર જ્યોતિષ સંબંધી તેમણે લીધેલા *વેધો હજુ સુધી બરોબર મળેછે! ભૂમિતિમાં તેઓ એટલા તો કાબેલ હતા કે ત્રણ બાજુઓ લેઇને તે ઉપરથી ક્ષેત્રફળ કહાડવાની રીત પ્રથમ તેમણેજ ખોળી કહાડી હતી ! કે જે રીત વિષે પંદરમા સૈકા સુધી યુરોપખંડમાં પણ બીલકુલ માહિતી નહોતી. તેમજ ત્રિજ્યા અને વ્યાસનું પ્રમાણ પણ તેમણે ઘણી અજાયબ રીતે લખ્યું છે ! દશ ગુણક અંકની રીત તેમણેજ પહેલ વહેલી શોધી કહાડીને સંખ્યાશાસ્ત્રમાં યુનાની લોકોના કરતાં પણ વધારે કીર્ત્તિ મેળવી હતી ! જૈમિનિ, ગૌતમ, કણાદ અને પતંજલિ ઇત્યાદિ મહા ઋષિઓ થઈ ગયા; તેમણે તત્ત્વવિદ્યા તથા યોગવિદ્યા વિષે પ્રથમ જ્ઞાન મેળવીને તેમાં એટલી બધી કુશળતા મેળવી હતી કે જેથી એ વિદ્યાઓ તેમનાજ બાપની કહેવાતી ! આરબ અને યુરોપિયન લોકોને વૈદકનું પ્રથમ જ્ઞાન આપવાનું માન તેમણેજ મેળવ્યું હતું ! રસાયણવિદ્યાના ચમત્કારિક જ્ઞાનથી પરદેશી લોકોને તેમણે અત્યંત મોહ ઉપજાવ્યો હતો ! સંસ્કૃત જેવી ઘણી ઊત્તમ ખેડાયેલી ભાષા કે જેને માટે સર વિલિયમ જોન્સ સરખા પરદેશી પંડિતોએ ઘણાં વખાણ કર્યાં છે, તેના ઊદ્ધારકો પણ

---

* દુરબીન અને બીજાં યંત્રોથી અથવા બીજી રીતે નક્ષત્રો વગેરે જોવાના કામને વેધ કહેછે.

તેઓજ હતા! ત્રણ હજાર કરતાં વધારે વર્ષો ઉપર વેદ અને સ્મૃતિ સરખા મહાન પંડિત ઇવાળા ગ્રંથો તેમણે રચ્યા છે. એવા મોટા ગ્રંથો મૂખપાઠે કરી રાખવાની સ્મરણશકિત તેઓ ધરાવતા હતા! વાતો અને દંતકથાઓ રચવાની વિદ્યા બધી મનુષ્યજાતિને શીખવવાનું માન પણ તેઓજ ધરાવે છે! બે હજાર વર્ષો ઉપર જાવાં અને સુમાત્રા વગેરે બેટોમાં સમુદ્રમાર્ગે જઇને તેઓ વેપાર કરતા હતા. એ શિવાય શિલ્પશાસ્ત્ર, ગાયનવિદ્યા, ચિત્રવિદ્યા, કાપડ વણવાના, રંગવાના અને ખેતીવાડી વગેરે કેટલાએક હુન્નરોમાં પણ આપણા પૂર્વજો ઘણા કુશલ હતા. અને એ બધુ તેમણે માત્ર વિદ્યાની કેળવણીના પ્રતાપથીજ મેળવ્યું હતું. ત્યારે એ વિદ્યા અને હુન્નરકળા હમણાં શા કારણથી નિસ્તેજ તથા નિર્જીવ જેવાં થઈ પડયાં છે? આ નાના સરખા સવાલનો જવાબ વિગતવાર આપતાં તો આખો ગ્રંથ લખાય. ત્યારે અમે તો અત્રે ટુંકામાંજ કહીશું કે પ્રથમ જે મહાન પુરૂષોએ ભારતનો ગૌરવ વધારવાની આગેવાની કરી હતી, તેમના પછીની જે પ્રજા થઈ તેઓમાં આળસ, નવું નહીં શોધતાં માત્ર જૂનાનેજ વળગી રહેવાની ટેવ, સ્વાર્થબુદ્ધિ અને કુસંપ ઇત્યાદિ—દુર્ગુણોએ પ્રવેશ કર્યો. એ બધાંનો લાભ લેઇને હિંદની લક્ષ્મીથી લોભાએલા પરદેશી રાજવંશીઓએ આ દેશ જીતવા હુમલા કર્યા. તેમાં અહીંના લોકોની ઐકયતા તુટવાને લીધે તેઓ જય પામ્યા. અને દેશના ધણી થઈ પડીને ધર્મને બહાને લોકો ઉપર જુલમ જાસ્તી ગુજારીને તેમની દુર્દશા કરી †નાખી. અધમ ગતિને લીધે લોકો પણ દુર્ગુણી થઈ ગયા. તે જોઇને વિદ્યાદેવી તથા લક્ષ્મીમાતા વગેરે ભારત વર્ષના ગૌરવનું રક્ષણ કરનારી જોગમાયાઓ પોતાના તનુજોને તરછોડી પલાયન કરી ગઈ! હાય! કર્મ!

† મુસલમાન રાજ્યકર્ત્તાઓએ ધર્મને બહાને હિંદુઓને ઘણી પીડા કરી હતી.

એ રીતે ભારત નિસ્તેજ થયું ! હા, એજ રીતે નિસ્તેજ થઇ ગયું છે. પણ આનંદની વાત છે કે પશ્ચિમવાસી સાહસિક અને પરાક્રમી લોકોએ હમણાં પાછું તેનામાં નવું ચૈતન્ય આણ્યું છે. તેમણે આ દેશમાં વિદ્યાની કેળવણીનાં બીજ રોપ્યાં છે. અને તે ઘણે ભાગે ઊગી પણ નીકળ્યાં છે. હવે વાર માત્ર એટલીજ છે કે તેનાં ફળ આપણા લોકોએ પોતાની મેળે ખાતાં શીખવું. તેટલા માટે આપણે પ્રથમ ત્રણ કામ કરવાની જરૂર છે. ૧. સ્ત્રી કેળવણીનો વધારો કરવો. ૨. સારા ઉપદેશકો દેશમાં ફરતા કરવા. ૩. ગુણીઅલ ગ્રંથોનો ફેલાવો કરવો. પુરૂષવર્ગમાં તો કેળવણીનો પ્રકાશ કેટલેક અંશે પડી ચૂક્યો છે ને બાકીનો સ્ત્રી કેળવણી વધવાથી પોતાની મેળે થઈ જશે. એટલું થશે એટલે પછી હિંદના સૌભાગ્યના સૂર્યને પ્રગટ થતાં વાર નહીં લાગે. કેટલાક જણ કહે છે કે જ્યાં સુધી આ દેશના લોકોમાં બાળલગ્ન, કન્યાવિક્રય અને કરજ કરીને નાતવરા, ઈત્યાદિ હાનિકારક રીવાજ અસ્તિત્વ ભોગવે છે, ત્યાં સુધી દેશનું કલ્યાણ કદી પણ થવાનું નથી. હા, અમે પણ તે કબુલ કરીએ છીએ. પરંતુ વિદ્યાની કેળવણી, સારા ઉપદેશકો અને ઊત્તમ ગ્રંથોના પ્રતાપથી એવી રૂઢિઓની સાંકળોના બંધ સપાટાબંધ એની મેળે તુટી જશે. એમાં કાંઈ શક જેવું નથી. જે કાંઇ જગત્‌માં સારૂ કહેવાય છે, તે બધુ ઉપર બતાવેલી ત્રણ બાબતોથી પણ ઘણી સારી રીતે થઈ શકે છે.

આ જગોએ ઊત્તમ ગ્રંથો વિષે થોડુંક કહેવાનું છે. તેથી તેના સંબંધમાં ઉપર પ્રમાણે વિવેચન કરવાની જરૂર પડી છે. ગમે તેવી અધમ ગતિમાં પડેલા દેશનો ઉત્કર્ષ કરવાનાં જે જે પ્રબળ સાધનો છે, તેમાં સારા ગ્રંથો એ પણ એક જબરૂં સાધન છે. હિંદમાં એવા સાહિત્યની હમણાં પૂરી અગત્ય છે. જે કામ બળથી થતું નથી; ધન-

થી પણ થતું નથી; તે કામ વિદ્વાન લેખકોની લેખનીઓએ કર્યા છે, અને હજુ કરે છે. આ ઓગણીશમી સદીમાં સ્વદેશની સ્વાધીનતાને માટે ઇટાલી દેશના પુત્રો ઘરની માયા તથા પ્રાણની આશામાં પાણી મૂકીને આષ્ટ્રિયનોની સામે રણના મેદાનમાં ખડા થઇ ગયા હતા, તેમને માત્ર ઇટાલીના ઉદ્ધાર કર્તા ગ્યારિબાલ્ડીની લેખનીએજ ઊશ્કેર્યા હતા. તેમજ ઇંગ્રેજ લોકોએ સને ૧૮૫૭ ના બળવાનો દોષ સર્વ હિંદુ પ્રજા ઉપર મૂકીને અતિશય કોપ કર્યો હતો. એ કોપ એકતરફી હોઇને તેણે મહાગંભીર રૂપ પકડયું હતું. તે છતાં નિરપરાધી હિંદુ પ્રજાને વ્યાજબી ઇનસાફ અપાવવાનું કામ હિંદુ પેટ્રિઅટ નામના વર્તમાન પત્રના અધીપતિ હરિશ્ચંદ્રની લેખનીએજ કર્યું હતું. એવા ઘણા દાખલા છે.

પણ તે ગ્રંથ કેવી રીતના રચાવા જોઈએ કે જેથી સર્વ લોકો તે ઊલટથી વાંચી શકે. અને તેની શુદ્ધ અસર વાંચનારના મન ઉપર સજ્જડ ચોંટી જાય. તથા ગ્રંથકારના પરિશ્રમનું સાર્થક થાય. આ વિષે અમારૂ પોતાનું મત આપવા કરતાં મુંબાઇની હાઇકોર્ટના વકીલ રા. રા. ગોવર્ધનરામ વિ. માધવરામ ત્રિપાઠી બી. એ. ઍલ ઍલ. બી. એમનાજ શબ્દોમાં કહેવાનું અમે વધારે ઊચીત ધારીએ છીએ. એ ગૃહસ્થે રચેલી 'સરસ્વતિ ચંદ્ર' નામની નવલ કથાના ગ્રંથની પ્રસ્તાવનામાં લખ્યું છે કે.—

"જિજ્ઞાસા રસને દ્રવતો કરી મિષ્ટ વાર્તા ભેગો ઉપદેશ પાઇ દેવો; પરવશ થતાંજ સુમાર્ગે ચાલે એવાં પુરૂષત્વહીન ચિત્તોને સન્મૂર્તિઓની ઊચ્ચ સુંદરતાના મોહપાશમાં નાખી સદ્ વૃત્તના ઘેનમાં અભિમાન થવાનો અવકાશ આપવો; કથાના વ્યસનીને સુકથાની મદિરા પાઇ સત્કર્મના વ્યસનમાં પડવાનો માર્ગ દેખાડવો; આળસુ વિદ્વાનોમાં

સત્પ્રતિમા જગાડવી; સુચિત્રોના મિષ્ટ પરિપાકમાં શાસ્ત્રના સંસ્કારોનો મધુર મધુર સંભાર ભરવો; અવકાશવાળાના અવકાશરૂપ ભૂંગળામાં સન્મોહની ફુંક મારવી; અને નિરક્ષરજનને તેના ગજા પ્રમાણે અક્ષર-લભ્ય જીવનના રસિક કરવા; આ અને એવા ઘણાક કાવ્ય કથાના ઉદ્દેશ આર્ય કથાકરોથી અજાણ્યા નથી. અને યુરોપમાં પણ પ્રશસ્ત વર્ગમાં પ્રશસ્ત ગણાય છે. આપણા શાસ્ત્રકારો તો કહે છેજ કે આ-વી કથાઓ મિત્રની પેઠે—સ્ત્રીની પેઠે—ઉપદેશ કરે છે."

રા. ગોવર્ધનરામના ઉપરના બોલ યથાર્થ છે. પરંતુ કેવી કથા-ઓ ઉપર માનવીનો મોહ નિરંતર કાયમ રહેશે; અને તેનું પાન એક વાર કર્યા છતાં પણ તેનોજ ફરીફરીને તરસ્યો થશે; એ લક્ષ કથા-કરના મનમાં પ્રથમ હોવું જોઇએ. જો તે નહીં હશે તો પછી ગ્રંથ-કારે પોતાના કામની ફતેહ ચિરકાળ સુધી રહેવાની આશા કદી રા-ખવી નહીં. કારણ કે માનવીની રુચિ નિત્ય નિત્ય બદલાતી જાય છે. જે વસ્તુ ઉપર પ્રથમ તેનો ઘણો ભાવ અને પ્રીતિ હોય છે, તે વસ્તુ કાળક્રમે તેનો પરિચય વધવાથી પાછી અરૂચિકર ને અળખા-મણી થઇ પડેછે. પણ જો તે વસ્તુ ક્ષણે ક્ષણે નવીનતા પામે એવી યથાર્થ રમણિય હોય તો પ્રીતિમાં ન્યૂનતાને બદલે વધારો થઇને તે-ના ઉપરનો મોહ પ્રતિ દિવસ વધતો જાય છે. ત્યારે ક્રિયા વિષયોથી ભરપૂર શણગારેલી કથા માણસના મનને નિરંતર મોહ ઉપજાવી શ-કશે; તે તપાસીએ. આપણ વધારે ખોળ કરવાની મેહેનતમાં ન પડ-તાં ઇંગ્રેજી મહા કવિ વર્ડ્ઝવર્થનીજ સલાહ સ્વિકારીશું. તે કહેછે કે.—

"આપણા સર્વના મનમાં કેટલીક અવાચક ઊત્કંઠાઓ—ગુપ્ત વાસનાઓ રહેલીછે. જે લૌકિક વૃત્તાન્તોથી સંતુષ્ટ ન થતાં અલૌકિક વાતોની વાંચ્છના રાખેછે. અને તેજ આહારની જેને આવશ્યકતા છે."

આ મત કેટલું ખરૂછે, તે જૂવો. આ પૃથ્વી અનેક ચમત્કારોથી ભરપૂર છે. અને તે ચમત્કારો દરરોજ આપણી દ્રષ્ટિએ પડેછે. જે ઘણા બોધકારક છે. તે છતાં પ્રતિ દિવસ તે આપણી નજર આગળ રહેવાથી સાધારણ જેવા લાગે છે. તેથી એકલા એજ વિષયોના ગ્રંથો કરતાં જેમાં અલૌકિક વૃત્તાન્તોનું મિશ્રણ કરેલું હોય, એવા ગ્રંથો ઉપર માણસની અધિક રુચિ અને પ્રીતિ થાયછે.

આધુનિક સમયમાં ચાહે તેટલી તર્કશક્તિ કે બુદ્ધિનું બળ વાપરીને બનાવેલી નવલકથાનાં વખાણ કરીએ, તોપણ આપણા મહાકવિ બાણભટ્ટની કલ્પનાશક્તિ અને બુદ્ધિના બળથી રચાયેલી *નવલકથાના જેવા રસ, અલંકાર અને વસ્તુ-સંકલના લાવી શકે તેવો એક પણ પંડિત મળવો મૂશ્કેલછે. તે છતાં એમ તો નહિજ કહેવાય કે તેનાથી ઊતરતી પદવીના વિદ્વાનોની રચેલી કથાઓ ઓછી અગત્યની છે.

હાલના સમયને અનુસરીને સઘળા વર્ગના લોકોને જ્ઞાન તથા ગમત મળે, તેવી રચનાવાળી કથાઓની હમણાં ઘણી જરૂર છે. અને તે પૂરી પાડવાને કેટલાક શક્તિવાળા વિદ્વાનોનું લક્ષ તે તરફ ગયુંછે. તેથી અવર નવાર એવાં પુસ્તકો દેશી ભાષામાં પ્રગટ થવા માંડયાં છે, એ ખુશી થવા જેવું છે.

વાચકવર્ગને પ્રિય થઇ પડે તેવી નવલ કથા રચવી એ કામ વિદ્વાન પુરૂષ વગર બને તેવું નથી. એ વાત આ ગ્રંથકર્તાના દીલમાં વસેલી છે. એવી ખાત્રી ઉપર કરેલા વિવેચન કઉપરથી સુજ્ઞ સજ્જનોને થઇ હશેજ, ત્યારે હું તો કાંઇ વિદ્વાન નથી તેમ ગ્રંથકાર પણ નથી.

---

*કાદંબરી નામનું શૃંગાર અને કરુણ રસથી ભરપૂર કથાનુ પુસ્તક.

મને ઓળખનારાઓ મારા અલ્પજ્ઞાનની પરિક્ષા સેહેલથી કરી શકે છે. મારૂ જ્ઞાન માત્ર સમુદ્રમાંના એક બિંદુ સરખુ છે. એવું છતાં નવલ કથા રચવા જેવું મહા કઠણ કામ કરવાનું સાહસ મેં કેમ કર્યું? એવો પ્રશ્ન સ્વાભાવિક રીતે મને ઓળખનારાઓના દીલમાં થયા વગર રહેશે નહિ. તેથી મારે જણાવવું જોઇએ કે-મારૂં જ્ઞાન છેક અલ્પ હોવા છતાં કોણ જાણે શાથી મારા મનમાં સ્વદેશ કલ્યાણની, સ્ત્રી કેળવણીની અને બાળલગ્ન જેવી હાનિકારક રૂઢીઓનો નાશ કરવાની વાતો ભરાઇ પેઠી કે રાત દિવસ મને રટણજ એવા વિષયોનું થવા માંડયું. તે વળી એટલે સુધી કે એવી વાતોનો એકઠો થયેલો ઉભરો મારા મગજમાંથી હરેક પ્રકારે બહાર કહાડવાની મને જરૂર પડી. અને બધી તરફ નજર કરતાં આ 'નવલ કથા' શિવાય બીજુ કોઇ પાત્ર મને જડયું નહિ. તેથી આ ભાગી તુટી ભાષામાં કથા રૂપે મેં મારા મનનો ઉભરો માત્ર સ્વદેશી ભાઇઓની આગળ ખાલી કર્યો છે. તે પણ માત્ર અધાજ. અને બાકીનો તો વાચકવર્ગની મરજી ઉપર મુલતવી રાખ્યો છે. કાંઇ પંડિતાઇ મેળવવા કે વખાણ પામવા અર્થે આ કામ મેં કર્યું નથી. શક્તિ નહિં છતાં એવું ડોળ બતાવવું, એ છેવટે હાંસીકર્ત્તા થઇ પડેછે. એ વાત મારા લક્ષમાં છે. તેથી મૂળથીજ મેં એવી આશા રાખી નથી. વળી કોઇ કેહેશે કે બીજુ કાંઇ નહિં ને નવલ કથાજ કેમ હાથ આવી? તેનો પણ હું નમ્રતાથી જવાબ આપીશ કે ભાઇ, જે વસ્તુ તરફ જેનો ઘણો ભાવ હોય છે, તેના તરફજ તેનું મન હમેશાં વળે છે. એ નિયમ સ્વાભાવિક છે. ત્યારે મારો ભાવ નવલ કથા તરફ વિશેષ હોવાથી મેં પણ તેમજ કર્યું છે.

વળી 'આશા અમર છે.' એ કેહેવત કેવળ ખોટી નથી. એ વાત લક્ષમાં હોવાથી આ વિષયના સંબંધમાં મારા દીલમાં પણ કાં-

ધક આશા જન્મ પામી છે. ઘણી વખતે એમ પણ બને છે કે-કદાપી અલ્પજ્ઞાનવાળાનો એકાદ બોલ ખરો પડેછે. અને ડાહ્યાજનો તેની યોગ્ય કદર કરે છે. તથા એવા અલ્પજ્ઞાની પાસેથી પણ હરેક પ્રકારે શિક્ષણીય વસ્તુ શોધી લે છે. તેથી મને પણ આશા છે કે-ઇશ્વરકૃપા હોય ને કદાપી મેં આ અલ્પબુદ્ધિમાં બહાર પાડેલો ઉભરો વાચકવર્ગને પ્રિય થઇ પડે, તો તે મહા ભાગ્યની વાત છે.

સઘળુ કહેવામાં આવ્યું, પણ આ ગ્રંથનો મૂખ્ય ઊદ્દેશ શો છે,? એ કહેવું તો હજુ બાકીજ રહ્યું છે.—

ભરતખંડ પ્રાચીન કાળમાં પોતાનો અપૂર્વ મહિમા જગત્માં ફેલાવી રહ્યો હતો; ને હમણાં ઘણી દીનદશામાં આવી પડયો છે, તેને પાછો સારી હાલત ઉપર લાવવા માટે વિદ્યા હુન્નરની કેળવણીનો વધારો કરવાની જરૂર,-તેમાં પણ સ્ત્રી કેળવણીની વિશેષ આવશ્યકતા બતાવવામાં આવી છે.

બાળલગ્ન જેવી નુકશાનવાલી રૂઢીઓનું તથા ભવિષ્ય ફળાદેશ અને જાદુ મંત્ર વગેરે વહેમનું ખંડન કરીને તેના ગેરફાયદા બતાવ્યા છે.

ભણેલી અને સાધ્વી સ્ત્રીઓ વિપત્તિની વેળાએ કેટલું ધૈર્ય રાખીને પોતાના ઉપર આવેલું સંકટ દૂર કરે છે, તથા પોતાના પતિને કેટલી મદદ અને સુખ આપે છે, તે બતાવતાં સ્ત્રીઓના નીતિધર્મનું પણ દર્શન કરાવ્યું છે.

સર્વે સુધારા કરવાનું જ્ઞાન હોવા છતાં માત્ર નાત-જાતના રીત-રીવાજોને આધીન રહી આજના ડાહ્યાજનો કેટલા બધા દુઃખ અને પસ્તાવામાં આવી પડે છે, તે યોગ્ય રીતે બતાવવામાં આવ્યુંછે.

યુરોપિયન લોકોની કેટલીક નીતિ રીતિઓ આ દેશના લોકો-

ને માફક નથી, માટે તેની આબેહુબ નકલ કરવાથી થતી હાનિ તથા હાલમાં આ દેશમાં અપાતી કેળવણીનાં ધોરણોમાં લોકોને બંધ બેસતો સુધારો કરવા વિષે યોગ્ય સુચના કરવામાં આવી છે.

સારી યા નઠારી સોબતથી માણસના મન ઉપર કેવી અસર થાય છે, તે તથા વિપત્તિમાં ધીરજ રાખવાથી અંતે કેવો જય મળે છે, એ વગેરે દેખાડયું છે.

નસીબની ખૂબી અને ઊદ્યોગનાં ફળ વિષે મધ્યમપણે વિચાર દર્શાવીને વાંચનારના મનમાં કાંઈક સારો ખ્યાલ ઊત્પન્ન થાય, તેવી તજવીજ કરી છે.

લગ્ન કરવાની જરૂર—કુંવારી અવસ્થાનાં દુ:ખ અને છોકરાંને યોગ્ય ઊમ્મરે પોહોચતાં ઘટતે ઠેકાણે પરણાવવાને માબાપની ફરજ એ વિષે યોગ્ય વિવેચન કરવામાં આવ્યું છે.

બાળકોને અઘટિત લાડ લડાવવાથી તેમને થતાં નુકશાન વિષે માબાપને યોગ્ય ચેતવણી આપી છે.

દંપતી વગેરેના પ્રેમનો મહિમા બતાવીને તેનાથી મળતું સુખ દેખાડી આપ્યું છે.

સ્ત્રીઓની સ્વભાવિક તથા સામાન્ય ફરજો કમી કયી છે; તે વિષે યથાયોગ્ય કહેવામાં આવ્યું છે.

પારસી લોકોમાં પરણવાને ઊમેદવાર છોકરાઓ કન્યાનાં માબાપો પાસેથી મોટી રકમની પેહેરામણી માગે છે. એ વગેરે કેટલાંક કારણોને લીધે એ કોમમાં વધી પડેલી કુંવારિકાઓની સંખ્યા અને તેમનાં અસહ્ય દુ:ખોનો ચિતાર આપ્યો છે.

શિવાય બીજી પણ કેટલીક અગત્યની વાતોનું પ્રસંગોપાત વિવેચન કરીને વાંચનારના મન ઉપર મધુર રસની સાથે સદ્બોધની છાપ પાડવાની તજવીજ કરી છે.

વળી વાર્તાનાં પાત્રો હિંદુ અને પારસી કોમનાં કલ્પીને તેમના વચ્ચે ઘણા લાંબા વખતથી ચાલતા આવેલા નિકટના સબંધનો તથા માયા મોહોબ્બતનો આબેહુબ ચિતાર આપ્યો છે. તેમ કરવાની મતલબ એવી છેકે પ્રાચીન કાળથી ઘણા ગાઢા સ્નેહની સાંકળોથી જોડાયેલી આ બે શાણી કોમ વચ્ચેના શુભ રાગમાં વધારો થતાં તે ચિરકાળ સુધી જળવાઇ રહે એવો હેતુ રાખ્યો છે.

સઘળા ધર્મના લોકોને પસંદ પડે માટે અપવાદવાળી બાબતો ઉપર મધ્યમપણે વિચાર દર્શાવવામાં આવ્યા છે. તે છતાં મારે જણાવવું જોઈએ કે—આ મારો પ્રથમજ પ્રયત્ન હોવાથી વાર્તાની સંકલનાનું માપ મારાથી બરોબર રખાયું નહિજ હોય; તેમ રસ પણ આપી શકાયો નહિ હોય; ને કેટલીક ખામીઓ રહી ગઇ હશે, માટે ગુણજ્ઞજનો તે વિષે દરગુજર કરીને છાસમાંથી માત્ર માખણની પેઠે સાર કહાડી લેઇને સંતોષ માનશે એવી આશા છે.

દરેક વિષયમાં પ્રસંગોપાત અનુભવી વિદ્વાનો, મહા કવિઓ, ઋષિ-મુનિઓ, અને પતિવ્રતા સતી સ્ત્રીઓનાં દ્રષ્ટાંતો તથા પ્રમાણો આપીને સર્વ ધર્મના સ્ત્રી પુરૂષોને ગ્રંથ ઉપયોગી કરવા બનતો પ્રયાસ કર્યો છે. એટલુંજ નહિ પરંતુ વાંચનારને વાર્તાના મધુર રસનું પાન કરવાથી સ્વદેશ કલ્યાણનું જ્ઞાન પ્રગટ થાય, અને તે કરવા તેની મનોવૃતિઓ જોર કરે, એવો હેતુ રાખ્યો છે. તેટલા માટે વાર્તાના રસમાં એવો ગુણ મૂકવા વૈદકશાસ્ત્રના નિયમ પ્રમાણે અમે ઘણાએક ગ્રંથોનું અવલોકન કરીને તે માંહેલા તત્ત્વોનું પ્રયોગની સાથે મિશ્રણ કરવામાં કાંઇ કચાસ રાખી નથી. તોપણ ધનવંતરી વૈદ અને લુકમાનજી હકીમના ઔષધ જેવો તાત્કાળીક ગુણ લેખનમાં મૂકવાની શકિત તો શેક્સપિયર કે હોમર અથવા બાણભટ્ટ કે કાળિદાસ જેવા

કામેલ પંડિતો વિના બીજાનામાં હોયજ નહિ, તો હું શી ગણત્રીમાં! તે છતાં વાંચનારના મન ઉપર કિંચિત્ માત્ર તેની અસર થશે તો મારો શ્રમ સફળ થયેલો હું સમજીશ.

આ પુસ્તકમાં બનતા સુધી ભાષા કઠણ નહિ વાપરતાં સરળ અને સમજાય તેવી વાપરી છે. તેમ ગુજરાતી ભાષામાં નહિ ભળે તેવા પર ભાષાના શબ્દોનો ઉપયોગ બીલકુલ નહિ કરવાની અમે ખૂબ કાળજી રાખી છે. માત્ર ભાષાની પ્રૌઢતા જાળવવા માટે જરૂર પડેથી સેહેજ સાજ સંસ્કૃત શબ્દો વાપર્યા છે. તે પણ ઘણાખરા ગુજરાતી ભાષામાં હાલ વપરાય છે તેવા. વળી ભણેલી બાઇઓ મરજાદવાળાં સ્ત્રી પુરૂષો આગળ બે ઘડક વાંચી શકે તેટલા માટે બધું લખાણ ઘટતી મર્યાદામાં રાખ્યું છે.

હાલમાં ગુજરાતી ભાષાના લખનમાં જોડણી કરવાની પદ્ધતિ બધે ઠેકાણે એક સરખી ચાલતી નથી. કેટલાંક વર્ષ ઉપર કેળવણી ખાતા તરફથી બુક કમિટીએ કેટલાક નિયમો બાંધ્યા છે. પણ તેમાં કેટલીક ખામીઓ હોવાથી બધાને તે માન્ય નથી. તેથી તમામ ગુર્જર-ગ્રંથકારો પોતપોતાની મરજી પ્રમાણે ફાવે તેમ જોડણી લખે છે. એ વિષે મરહુમ મિ. નવલરામે તથા હમણાં રા. નરસિંહરાવે ઠીક વિવેચન કર્યું છે. તોપણ એ બાબતમાં યોગ્ય સુધારો થઇને ચોકસ નિયમ ફરી-થી બંધાયા નથી. ને સૌ પોતપોતાની મરજી પ્રમાણે ફાવે તેવી જો-ડણી કરે જાય છે. આથી નવા ગ્રંથકારોને કિયો રસ્તો ગ્રહણ કરવો? તે વિષે કાંઈ સમજ પડતી નથી. ને મન ઘણું ગુંચવાડામાં રહ્યાથી થા-કીને આખરે હરકોઈ રસ્તો હાથ કરવો પડે છે. તેજ પ્રમાણે અમે પણ આ પુસ્તકમાં જોડણી વિષે ગમતા રસ્તે ચાલ્યા છીએ. પછી પરિક્ષક પુરૂષો ચાહે તો ભલે અમને એ વિષેના દોષમાં દોષિત જાણે.

પંડિતા રમાબાઈ પોતાના "સ્ત્રી ધર્મનીતિ" નામના પુસ્તક વિષે પ્રસ્તાવનામાં લખે છે કે.—"આ પુસ્તક રસીક જનોને બિલકુલ પસંદ પડવાનું નથી. પરંતુ કલ્પિત વાર્તાઓના અતિશય મધુર રસનું પાન કરતાં કરતાં તેમના મોંમાં મીઠાશ બેશી જઇને સ્વાદ નહિં જેવો થશે. તેમ ન થાય માટે તેમણે ચટનીની જગોએ આ ગ્રંથની યોજના કરવી. એવી વિનય પૂર્વક તમને મારી વિજ્ઞપ્તિ છે." પંડિતાની આ વિજ્ઞપ્તિ યથાર્થ છે. પરંતુ મધુર રસ અને ચટનીનાં ભાણાં જૂદાં હોવાથી વખતે જમનારની આળસથી કે ખર્ચથી ડરીને તેમ કરવાનું ન બને એ સંભવિત છે. માટે અમે આ એકજ પાત્રમાં બધી વાનીઓ પીરસીને સુજ્ઞજનોની આગળ ધરી છે. જેથી સર્વને ભાવતું ભોજન કરવાને સુગમ પડશે, એવી આશા છે.

સ્વદેશી બંધવો ! સુજ્ઞજનોને કાંઇ વધારે કહેવાની જરૂર પડતી નથી. થોડા વિવેચન ઉપરથી પણ અર્થ શોધનનું કામ પંડિત વર્ગને કાંઈ મૂશ્કેલ નથી. આ ગ્રંથમાં જે કાંઈ ખામી વિદ્વાન પરિક્ષકોની નજરમાં આવે તે વિષે કૃપા કરીને તઓ નિષ્પક્ષપાત પણે પોતાનો સત્ય અભિપ્રાય જાહેર રીતે અગર મને લખીને જણાવશે તો હું તેમનો અતિ આભાર માનીશ. અને બીજા પ્રસંગે આ ગ્રંથની બીજી આવૃત્તિ કઢાડવામાં આવે ત્યારે, તે ભૂલો સુધારી લેવાની કાળજી રાખીશ.

આ ગ્રંથને અગાઉથી ગ્રાહક થઇને આશ્રય આપનારા સખી ગૃહસ્થોનાં મુબારક નામ ઘણાજ આભાર સહિત પુસ્તકને અંતે દાખલ કરવામાં આવ્યાં છે. કે જે નામો તેમના ઉપકાર સહિત ચંદ્રાકાળ સુધી કાયમ રહેશે. કેમકે પુસ્તકનો કદાપી નાશ થતો નથી. તેથી તેમનાં નામ પુસ્તક સાથે જોડાયેલાં અમર રહેશે.

આ પુસ્તક રચવામાં મેં જે જે ગ્રંથોની મદદ લીધી છે, તેમ-

ના વિદ્વાન કર્ત્તાઓનો હું ઘણોજ આભાર માનું છું. તેમજ આ વાર્તાના પ્રસંગમાં ભળતી એક કવિતા આપણા માનવતા કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ સી. આઈ. ઈ. એ કરી આપીને પોતાની અમૃત વાણીનો પ્રસાદ વાચકવર્ગને ચખાડવાની કૃપા કરી છે. તેથી એ કવિરાજનો હું અંતઃકરણ પૂર્વક ઉપકાર માનું છું.



# અનુક્રમણિકા.

વિષય. પૃષ્ઠ.

## પ્રકરણ ૧ લું.



## પ્રકરણ ૨ જું.

## પ્રકરણ ૩ જું.



## પ્રકરણ ૪ થું.

## પ્રકરણ ૫ મું.

## પ્રકરણ ૬ ઠું.



## પ્રકરણ ૭ મું.

## પ્રકરણ ૮ મું.



## પ્રકરણ ૯ મું.



## પ્રકરણ ૧૦ મું.

## પ્રકરણ ૧૧ મું.



## પ્રકરણ ૧૨ મું.



---

# સંસાર ચિત્ર કાદંબરી.



## પ્રકરણ ૧ લું.

### દોહરો.

"જનની જણ તો ભકત જન, કાં દાતા કાં શૂર;
નહીં તો રે'જે વાંઝિણી, રખે ગમાવે નૂર."

ગુજરાતની ઉત્તરમાં સરસ્વતી નદીને કિનારે વિલાસનગર કરીને એક મોટું શેહેર આધુનિક સમયમાં ઘણી જાહોઝલાલી ભોગવતું હતું. પરંતુ થોડાજ વખત ઉપર તે શેહેર કાળચક્રના ઘેરાવામાં પડીને એક મહા ભયંકર અને અકસ્માત્ આવી પડેલી આફતથી તદન નાશ પામ્યું છે! જે શેહેર પાઠક ગણમાંના કોઇએ પણ દીઠું નથી; કાને સાંભળ્યું નથી; ભૂગોળ વિદ્યાના તથા ઇતિહાસના ગ્રંથોમાંથી પણ તેનું નામ જડવાનું નથી; તેમજ તવારિખ લખનારા અને ભૂગોળની શોધ કરનારા સખ્સોને પણ તે જડયું નથી; એવું એક મોટું નગર—જાણે કુદરતની અદ્ભૂત ખૂબીઓથી ભરપૂર ભરેલું પ્રદર્શન હોય તેવા પ્રખ્યાત આબુગિરિરાજ અને આરાસુર પર્વતોની વચ્ચેના રળિઆમણા પ્રદેશમાં વસેલું હતું! હાલમાં હિંદમાં જે જે પ્રખ્યાત શેહેરોએ પોતાના વૈભવ અને હુન્નર કળા તથા વેપાર રોજગારે કરીને જે મોટાઇ મેળવી છે, તેના કરતાં પણ અધિક મોટાઇ વિલાસ નગરે મેળવી હતી. પ્રિય પાઠકો! હમણાં હિંદની શિરોમણિ નગરી મુંબાઇને જોવા દરેક પુરૂષનું મન એકદમ લલચાય છે. ત્યારે વળી તેના કરતાં પણ કાંઇક ચઢિઆતા આ વિલાસ નગરનાં દર્શન

કરવાને તો તમારૂં મન ખચિતજ લલચાશે. પણ અફસોસ! એક તરંગી પુરૂષના વેષમાં ઉભા રહીને નમ્રતાથી તમને જણાવવું પડે છે કે-એ અલૌકિક નગરી જેવી રીતે ઉત્પન્ન થઇ હતી, તેવીજ રીતે તે હવામાં પાછી અલોપ થઇ ગઇ છે! આથી કદાચ તમારે નિરાશ થવું પડશે તેને માટે લલચાવનાર તમારી પાસેથી ક્ષમા ચાહે છે. જો કે હવાની એ નગરી હવામાં ઉડી ગઇ છે, એ વાત ખરી. પણ પાછળ છાયારૂપે કેટલીક અમૂલ્ય અને અમૃતના રસ જેવી મીઠી વાતો મૂકી ગઇ છે. તે સાંભળવા તમે મન ઉપર લેશો તો તે નગરી જોયા કરતાં પણ અધિક રસ અને જ્ઞાન તમને મળશે.

ઋતુરાજ વસંતના શાન્ત અને સુખદ અમલમાં એક દિવસે પ્રાતઃકાળે આ રળિઆમણા શેહેરમાં એક ભાગ્યશાળી લક્ષાધિપતિના મંદિરને ત્રીજે માળે વિશ્રામ ભવનમાં એક સુંદરી કપોળે હાથ દેઇને ઉદાસ ચેહેરે પણ મહા ગંભીર વિચારમાં છત્રપલંગ ઉપર બેઠી હતી. એ સ્ત્રી સુમારે પચીસ વરસની ઉમ્મરની ભર જુવાન અવસ્થામાં પોહોચેલી, પણ ઠરેલ અને શાન્ત પ્રકૃતિવાળી દેખાતી હતી. આપણા પ્રાચીન કવિઓએ રાધિકા, દમયંતી અને ઓખા વગેરે જેજે ખુબસુરત સ્ત્રીઓનાં વર્ણન કરેલાં છે, તે મદ્ધેની એક અતિ સુંદર યુવતીના જેવું તેનું રૂપ લાવણ્ય હતું. જગત્‌ના સંસારી જનો તો શું, પણ મોટા મોટા જોગી પુરૂષો તથા સ્વર્ગના દેવો સરખા પણ તેને જોઇને ઘડીભર મોહ પામ્યા વગર રહે નહિ. કમળના ફુલ જેવી ઉત્તમ છબી તો તેના પ્રફુલ્લિત અને હસતા વદનની કાંતિ આગળ કાંઇ બીસાતમાં નહિ. તેમજ તેની સુંદરતાના તેજ આગળ દિવાનાં અને તારાનાં તેજ પણ ઝાંખાં પડી જાય. તેનું ભવ્ય કપાળ અર્ધચંદ્રના આકારનું હતું. તેમાં કંકુનો ચાંલ્લો કરેલો હતો, તેથી જાણે બરફના

મેદાનમાં ચકચકિત ચણોઠી પડેલી હોય તેવું દેખાતું હતું. તેની આંખો ઘણીજ ચપળતાવાળી હતી, અને બે ભમ્મરો ધનુષના આકારે વળેલી સુંદર શોભતી હતી. તથા આંખોની કીકીઓમાં શનિશ્ચરના જેવી કાંતિ હતી. પોપટના નાક જેવું તેનું નાક જોનારનું લક્ષ પ્રથમ રોકતું હતું. તેના હોઠ પરવાળાના રંગ જેવા રાતા તથા દાંતની હારો દાડમની કળીઓની હારો જેવી દેખાતી હતી. અને તેમાં હાસ્ય રસનો ભાવ જણાતો હતો. તેના કંઠનો સ્વર કોયલના રાગ જેવો મધુર હતો. તેના માથાનો ચોટલો વાસુકી નાગના જેવો હમણાં છુટો હોવાથી કમ્મર સુધી પોહોચેલો હતો. તેના બે નાજુક હાથ જાણે હાથીનાં બચ્ચાંની સૂંઢો જેવા શોભિતા હતા. પગની આંગળીઓ ચંપાની કળીઓની માફક ખીલી રહી હતી. અને પાની તથા એડીઓ જાણે સોનાની નાની કટોરીઓ પોથીના રંગથી ભરેલી હોય, એવી રાતી દેખાતી હતી. શરીરે કસબની કોરવાળો રાતો સાળુ તેણે ઓઢેલો હતો; તેના કસુંબાના રંગનાં જાણે ટપકાં પડતાં હોય એમ લાગતું હતું. બહુ મૂલ્યવાન મશરૂના ચણીઓ તથા ઘણી ઉંચી જાતની ગજીઆણીની કાંચળી તેણે પેહેરેલી હતી. અને તેના ઉપર તરેહવાર આકૃતિઓનું ભરત ભરેલું હતું. ગળામાં મોહનમાળા અને ચંદનહાર ચળકતો હતો. તેમજ એક તુશી અને સાચાં મોતીની માળા તેણે પેહેરી હતી; બંને હાથે ઉંચી જાતના બિલોર કાચની બંગડીઓ પેહેરી હતી; તે તેનું અખંડ સૌભાગ્ય દર્શાવતી હતી. વળી જમણા હાથની આંગળીએ હીરાના જડાવવાળી સોનાની એક વિંટી પેહેરી હતી.

એ તરુણી વિલાસ નગરના રામશંકર પંડિત કરીને ડાહ્યામાં ગણાતા એક નામિચા શ્રીમાનની ધર્મપત્ની હતી. તેનું નામ દેવબાઈ હતું. દેવબાઈ તે ખરેખર જાણે એક દેવી અને વળી સવારના પોહો-

રનું નામ હતી. તેના રૂપ લાવણ્યનો ઉપર મુજબ સેહેજ પડછો પ્રસંગને અનુસારીને પાડવાની જરા જરૂર જણાયાથી તે પાડયો છે. પણ તે કરતાં અધિક શોભા તો તેની પવિત્ર હૃદય ભૂમિ ઉપર વસેલા ઉત્તમ સદ્‌ગુણ તથા વિદ્યાની હતી. ખરેખર જાણે તે સદ્‌ગુણનો સાગર અને વિદ્યાનો ભંડાર હતી. સંસ્કૃત જેવી ઉત્તમ સંસ્કાર પામેલી રૂસીલી ભાષાની તે ઘણી રસીકણ હતી; તેથી જાણે સાક્ષાત સરસ્વતીના અવતાર જેવી લાગતી હતી. એમ કહેવામાં કાંઇ પણ અતિશયોક્તિ નથી.

કૃત્રિમ ઘરેણાં કરતાં સદ્‌ગુણ રૂપી ઘરેણાં પેહેરીને પોતાની દેહ શોભાવવાનો તેને ઘણો અભિલાષ હતો. અને તેમાંજ તે મોટાઇ તથા શોભા માનતી હતી. એ તેણે લીધેલી કેળવણીનું ઉત્તમ ફળ હતું. તેણે જે થોડાં ઘરેણાં શરીર ઉપર ધારણ કર્યા હતાં, તે તેની મરજી ઉપરાંત માત્ર જગતના થોડાક અપવાદના ડરને લીધેજ પહેર્યા હતાં. તે પણ તેને ઇશ્વરે આપેલી રિદ્ધિના પ્રમાણમાં તો ઘણાં થોડાં હતાં, તે સ્વભાવે ઘણીજ શાંત અને સદાચરણ વાળી હતી. પ્રેમાળ પત્ની રૂપે; પતિવ્રતા સતી રૂપે; શિશુને જન્મ આપીને તેનું રક્ષણ કરી, ધર્મ-કર્મ અને વિદ્યાના ઉત્તમ માર્ગ દેખાડનાર પ્રેમાળ માતારૂપે; પરિજનો અને અતિથિઓનો સત્કાર કરનાર યજમાના રૂપે; ધર્મ રક્ષણમાં તથા વિપત્તિના રણમાં મહાધીર વીરાંગના રૂપે; પરમ પવિત્ર આર્ય સતીઓની પંક્તિમાં બિરાજવાને તે ખરેખર યોગ્યજ હતી.

એવી મહા પવિત્ર અને સંપૂર્ણ સૌંદર્યતાવાળી આ શ્રીમંતની સન્નારીને ઘેર હમણાં જો કે તેની એકની એક લાડકવાઇ પુત્રીના લગ્નનો માંગલિક અવસર આવવાનો હતો. તે છતાં તેના શરીરના દરેક અવયવમાં હર્ષ પ્રદિપ્ત થવાને બદલે તેજ કામને માટે તે મહા

શોકમાં ગરકાવ થઇ ગયેલી હતી. આ ઊલટા બનાવનું કારણ શું હશે ? તે સાંભળવા સજ્જનો ! તમે જેટલા ઊતાવળા થશો, તેટલા તે કારણ જાણ્યા પછી અજાયબ તો નહિજ થાઓ. કેમકે તેનો એ શોક–સંતાપ કેવળ વાજબીજ હતો. શું વાજબી હતો ? તે એકે કુંવરબાઇ કરીને માત્ર પાંચ વર્ષની ઊમ્મરની તેની એકની એક પ્યારી પુત્રીને પોતાનો પતિ ડાહ્યો છતાં માત્ર દેશ રીવાજને તાબે થઇને તથા કુળમોટપની ખોટી લાલચમાં પડીને એક નામના કહેવાતા કુળવાન ગૃહસ્થના લગભગ કન્યાની સરખી વયના અજ્ઞાન છોકરા સાથે પરણાવવા તૈયાર થયો હતો. તે વાત એ નિર્દોષ બાળાની આ વિચારશીળ માતા દેવબાઇને બીલકુલ રૂચતી નહોતી. કેમકે બાળવિવાહથી થતાં માઠાં પરિણામ વિષે તેને સારૂ જ્ઞાન હતું. તેથી કુંવરબાઇને વિદ્યાભ્યાસ કરાવ્યા પછી જ્યારે તે ઉમ્મરે પોહોંચે, ત્યારેજ તેને પરણાવવાનો તેનો દ્રઢ વિચાર હતો. પણ મોઠી ઉમ્મરે છોકરીને પરણાવવા જતાં કુળવાન ઘરનો વર ન મળેથી ઘણી હલકાઇ દેખાય, માટે તેને હમણાં પરણાવવાં રામશંકર પંડિતે હઠ લીધી હતી. તે સામે દેવબાઇએ વાંધો લેઇ છોકરાંને ભણાવી ગણાવીને યોગ્ય ઊમ્મરે પોહોચ્યા પેહેલાં નહિ પરણાવવાં તથા બાળલગ્નથી થતા ગેરફાયદા વિષે અનેક પ્રકારનો પ્રબોધ પંડિતને કર્યો. છતાં તે નહિ ફાવવાથી હમણાં દીલગીરીની સાથે ઘણા ઉંડા વિચારમાં પડી હતી.

લગ્ન કાર્યની સર્વ સામગ્રી તૈયાર કરવા માટેની ચિંતાએ રામશંકર પંડિતના ચિત્તને હમણાં જાગૃત કર્યું હતું. માટે આજ સવારમાં વેહેલો ઊઠીને એ સંબંધી કામ સારૂ તે બહાર ગયો હતો. તેથી દેવબાઇના ચિત્તે પાતઃકાળનો આ એકાંત શાંતીનો લાભ લેઇને પ્યારી પુત્રીના ભવિષ્ય ઉપર કંઇ કંઇ અગમચેતિઓ બાંધી અને પરીણામે

કાંઇ પણ સારૂફળ દેખવાને બદલે એ બાળાના અદૃષ્ટમાં કેવળ દુઃખનાં નિશાન ફરૂકતાં તેણે જોયાં, તેથીજ તેના હસતા વદન ઉપર હમ શું શોકનું વાદળ છવાઇ ગયું હતું અને હવે શો ઉપાય કરવો, તેના ઉંડા વિચારમાં તે પડેલી હતી. તેથી છેવટના ઉપાયમાં વળી ફરીથી એક વાર પોતે સ્વામીને સમજાવવા તથા પતિના પરમમિત્ર માણેકશાહ ઝવેરીના પાસે પ્રબોધ દેવડાવવાનો ઠરાવ કરીને સંતોષ માનવાનું મનમાં વિચારતી હતી. તેવામાં પંડિત બહાર ગયા હતા ત્યાંથી પાછા માણેકશાહ ઝવેરીને સાથે લેઇને ઘરમાં આવ્યા. તેમને દેખીને દેવબાઇએ ઝટ પોતાના હમેશના રીવાજ મુજબ હમણાં મનની વાત મનમાં રાખીને પતિ તથા ઝવેરીની સાથે મોં મલકાવીને વાતો કરવા મંડી ગઇ. અને થોડીકવાર પછી અનુકૂલ પ્રસંગ જોઇને તે બોલીઃ—

"પ્રાણવલ્લભ ! હાલનો વખત ઘણો વિચિત્ર છે. ને હમણાં સૌનાં મન વિદ્યા તથા ઉદ્યોગ તરફ વળેલાં છે. તેથી બાળકોને વિદ્યાભ્યાસ કરાવવાની ઘણીજ જરૂર છે. તે કામમાં કાંઇ પણ ખલેલ ન પડે તેટલા સારૂ છોકરા-છોકરીઓને નાનપણમાં નહિ પરણાવવા માટે દેશના શુભેચ્છકો તેમજ ઉપદેશકો ચોતરફથી ગર્જના કરી રહ્યા છે. વળી બાળલગ્નથી થતાં અનેક પ્રકારનાં નુકશાન વિષે તમે ક્યાં અજાણ્યા છો? ત્યારે શા માટે જ્ઞાતની એક પાપી રૂઢીને તાબે થઇને આ ટીંચણ જેવડી નાનકડી નિર્દોષ બાળાને પરણાવી તેનો આખો ભવ ખરાબ કરવા તમે હમણાં તૈયાર થયા છો? તમે શાણા થઇને એવું ન સમજો કે આ સામાન્ય ખેદનો વિષય છે. પણ ખુબ જાણજો કે છોકરાંને બાળપણમાં પરણાવવાં તે ઘણી વિપરિત વાત છે. તમે બધી વાતે ડાહ્યા છતાં આવી નિસ્તેજ બુદ્ધિ અને હલકા વિચાર તમારા શુદ્ધ સંસ્કારી હૃદયમાં ક્યાંથી આવવા પામ્યા? તે વિષે હજુ હું અ-

જ્ઞાન છું. તમે જાણો તો છોજ કે બચપણમાં વર કન્યાના ગુણસ્વભાવ વગેરેની મળતી રાશ જોવાને બની શકતું નથી. કેમકે માણસની પ્રકૃતિ તથા ગુણ મોટી ઉમ્મરેજ પરિપક્વ થાય છે. તેથી કદાપિ છોકરાંના ગુણ સ્વભાવ મળતા જોઇને તેમને બાળપણમાં પરણાવવામાં આવે, તોપણ તેઓ ઘણું કરીને મોટી ઉમ્મરમાં એક બીજાથી ઉલટા ગુણ સ્વભાવનાં નીકળે છે. અને એ રીતે દંપતિનાં મન મળ્યા વગર તેમના હૃદયમાં નિર્મળ પ્રેમ રૂપી અમૃતને ઠેકાણે કેવળ કુસંપ રૂપી ઝેર વસે છે. તેથી તેઓ સંપે કે સુખે કદી રહી શકતાં નથી. ત્યારે હું તમને પુછું છું કે-લગ્નથી મળતા પરમ સુખનો સ્વાદ ભોગવવાને તેઓ ભાગ્યશાળી શી રીતે હોઇ શકે? વળી પ્રીતિરૂપી કળીનું ખીલવું વા પ્રફુલ્લિત થવું એ પણ પુખ્ત વયમાંજ બને છે. પરંતુ એ અમૂલ્ય કળી કુસંપને લીધે વગર ખીલેજ કરમાઇ જાય છે. એ રીતે તેમના સંસાર સુખનું નાવ ખોરંભે પડીને અધવચથી અટકી પડે છે. અને છેવટે તે ખાખા વિખી પણ થઇ જાય છે. એવા હજારો દાખલા હમણાં આપણે જોઇએ છીએ. ત્યારે શા માટે આપણી પ્યારી પુત્રીના ભવિષ્યના પરમસુખના વૈભવની વાડીમાં ગુલાબને ઠેકાણે આપણે જાણી જોઇને ઝેર કંટકનાં ઝાડ રોપવાં જોઇએ? શું, એક પાપી રૂઢીના બંધનમાં બંધાઇને? કે કુળ મોટપના ખાલી અભિમાનમાં તણાઇને? એ અજ્ઞાન બાળકીના એવા અહિતનું કામ આપણે હાથે કરીને કરીશું! પ્રાણ જાય તોપણ આપણે તેવું કરવું ન જોઇએ. શાસ્ત્રમાં પણ કહ્યું છે કે સ્ત્રીએ ૧૬ વરસ પછી અને પુરૂષે ૨૦ વરસ પછી લગ્ન કરવું જોઇએ પ્રાચીન કાળમાં આપણા વડિલો એજ નિયમ પ્રમાણે ચાલતા હતા. કેમકે એ સમયમાં આ દેશની આબ હવા પ્રમાણે સ્ત્રીપુરૂષોના

શરીર અને મનની પ્રકૃતિને ઉમ્મરની એટલી હદ બરોબર માફક હતી. અને હમણાંના વખતમાં બધી તરફ નજર કરતાં કન્યાને દશ વર્ષની ઉમ્મર પછી અને છોકરાને સોળ વર્ષ પછી પરણાવવાની જરૂર જણાય છે. તે છતાં કુદરતના કાયદાને કોરે મૂકીને કાંઇ પણ વિચાર કર્યા વગર ઉછાંછળાં થઇને કુમળી વયનાં બાળકોને તેમનાં હિતકર માબાપો હાથે કરીને ઘરસૂત્ર જેવા ઘણા જોખમ ભરેલા માર્ગ ઉપર ધકેલી મૂકે છે. તેથી એવા કાચી વયનાં ઘર સૂત્રીઓની પ્રજા છેક બળ હીણ, બુદ્ધિ હીણ, બીકણ અને બાયલી નીવડે છે. એટલુંજ નહીં પણ સંસારની ચિંતામાં તેઓ વહેલાં પડવાથી તેમનું આયુષ્ય ટુંકુ થાય છે. અને નહિં ધારેલા નવા રોગ તેમના દેહમાં જન્મ પામે છે. તેથી છેવટે તેનાજ દુ:ખમાં કેટલાક જણ તો અધુરા પ્રવાસે પરલોક પામે છે. એવા જોઇએ તેટલા દાખલા આપણી દ્રષ્ટિ આગળ દેખાય છે.

વળી બાળ લગ્નથી વરવહુ બન્ને જણના વિદ્યાભ્યાસમાં મોટી હરકત પડે છે. તેથી અપૂર્ણ વિદ્યાવાળાં હોઇને જ્ઞાન બળમાં નબળાં રહેવાથી સંસારમાં આવી પડતી વિપત્તિઓ સામે જય મેળવવાને તેઓ બિલકુલ ટકી શકતાં નથી. તેમ છોકરાને અધુરા અભ્યાસે અધવચથી ઉદ્યોગે વળગી સંસારની જંજાળમાં ઉતરવું પડે છે. તેથી એવા કાચા જ્ઞાનવાળાને ધંધામાં પણ ફતેહ મળતી નથી. એટલે તે બીન રોજગારી રહીને અથવા કોઇ નજીવો ધંધો કરીને પોતાના પરિવારને દુ:ખી હાલતમાં રાખે છે. તેમ કરતાં કેટલાક જણ પોતાની અને પોતાના કુટુંબની ખરાબી થતી જોઇને સંસારથી કાયર થઇને વૈરાગી થઇ જાય છે. તેજ પ્રમાણે કેટલીક સ્ત્રીઓ પણ ઘરમાં કંકાસ કરીને ધણીને ન કહેવાનાં વચન કહીને ગમે ત્યાં બહાર નીકળી જાય

છે, અથવા પીએરમાં રહે છે. એ પ્રમાણે તેઓ જગતમાં જોણું વગોણું કરાવીને મૂર્ખ માબાપોનાજ કપાળમાં મહા કલંકની રેખા અંકિત કરે છે. તે છતાં હજુ સુધી લોકોની શુદ્ધિ બુદ્ધિ ઠેકાણે આવી નથી. ને જેઓ સમજે છે તેઓ પણ તમારી માફક અવળે માર્ગે દોરાય છે. પ્રાણનાથ ! મને માફ કરજો. હમણાં હું બળી બોલું છું. પણ એવા પ્રવાહમાં છતી આંખે અંધ બનીને જતાં મને તો ઘણી શરમ આવે છે.

જૂઓ હમણાં હિંદના લોકો પ્રથમના કરતાં છેક્જ અધમ ગતિએ પોહોચ્યા છે. તેનું મુખ્ય કારણ બીજુ કાંઈ નહિ પણ બાળલગ્ન જેવી ખરાબ રૂઢીઓ છે. બાળપણમાં છોકરાંને પરણાવવાથી તેમને રંડાવાનો સંભવ વધારે રહેછે. કેમકે કુમળી વયનાં બાળકોનાં શરીરને સેહેજ મંદવાડનો આચકો લાગતાં તેમનો નાશ થતાં વાર લાગતી નથી. એવું બને છે ત્યારે તેમને ફરીથી પરણાવવામાં ઘણા પ્રકારના વાંધા છે. તેમાં કેટલીક નાતોમાં તો વિધવા સ્ત્રીનાં પુનર્લગ્ન કરવાનો સખ્ત પ્રતિબંધ છે. તેથી હમણાં અસંખ્ય બાળ વિધવાઓ દિર્ઘ હાય નાખીને આ હતભાગ્ય હિંદની પવિત્ર ભૂમિને પોતાના દુઃખનાં આંસુથી ભીજાવી નાખેછે. તેમાંની કેટલીએક તો પોતાના વૈભવની વાડીઓ લૂટનાર મહા પાપીઓનાં મોંઢાં કાળાં કરીને આડે માર્ગે ઇશ્વરી નિયમને તાબે થાય છે. તેથી પરિણામે ગર્ભપાત, બાળહત્યા અને સ્ત્રી હત્યા જેવાં મહા અઘોર કર્મ થાય છે. એ સઘળું તમારૂં ક્યાં અજાણ્યું છે? ત્યારે શા માટે એક તુચ્છ મોટાઇ અને અવળા વિચારને તાબે થઇને આપણે પણ એવા મહા પાપના કુપમાં પડવું જોઇએ? અસલના આપણા જ્ઞાની વડિલોએ એવાં કલંકનાં કામ કર્યાં નથી. તેમ કરવાનું કહી ગયા પણ નથી. તેના પુરાવા ત-

રીકે તેમણે લખેલાં પવિત્ર પુસ્તકો આપણને વારસામાં તેઓ આપી ગયા છે. તેમાંથી શિક્ષણીય વસ્તુઓ શોધી કહાડીને તેનો સારો ઉપયોગ આપણે શા માટે ન કરવો? વિવાહની ચોરીમાં અગ્નિદેવ વગેરેની સમક્ષ પુરોહીત લગ્નના પવિત્ર કોલ વરકન્યાને અરસપરસ અપાવે છે, તે જરા યાદ કરો. એવા કોલ અજ્ઞાન બચ્ચાં આપવા લેવાની વાત શું સમજે? ત્યારે શું, વિવાહના મંડપને એક નાટકશાળાના જેવું રૂપ આપીને તેમાં વગર સમજનાં બાળકો પાસે લગ્નવિધિ જેવી મહા ગંભીર ક્રિયાને એક ફારસના આકારમાં ભજવી બતાવવી જોઇએ? અફસોસ! શરમ છે એવા નાટ્યક્રિયાઓને! કે તેઓ અસલના જ્ઞાની પૂરૂષોએ બાંધી આપેલા પવિત્ર કાયદા અથવા ધર્મશાસ્ત્ર ઉપર જાણી જોઇને પાણી ફેરવેછે. હું તમને પુછીશ કે—'આપણાં પ્યારાં બચ્ચાંઓ પ્રત્યેની આપણી રૂડી ફરજ સમજ્યા છતાં શા માટે તે પૂરી કરવી નહિ'? શું, તેનું એક પણ કારણ તમે મને બતાવી શકશો? તમે માત્ર એટલુંજ કહેશો કે રૂઢી તોડીને કામ કરીશું તો નિંદાઇશું. અને તેથી સઘળો સુધારો થઇ શકશે નહિ. હું કહુંછું કે શા માટે નહિ? જ્ઞાતની એક પાપી રૂઢી તોડવામાં ગમે તેટલી હરકત કે દુઃખ ભોગવવું પડે, તો તે હજાર દરજ્જે સારૂછે. તેનો યોગ્ય બદલો અહિ કે પાછળથી પ્રભુના દરબારમાં મળ્યા વગર રહેતો નથી. વળી હરેક પરાક્રમ કરનાર હું એકલો શું કરીશ! એવું વિચારવા રહેતો નથી. ત્યારેજ તે જય મેળવેછે. "આ કામ ઘણું હાનિકારકછે, પણ તે બધા લોકો કરેછે માટે આપણે પણ કર્યા વગર છુટકો નથી." એવા બાયલા વિચાર જ્યાંસુધી ભરતખંડના લોકોના ભેજામાં ભરાઇ રહેશે, ત્યાંસુધી તેમના સૌભાગ્યનો સૂર્ય કદી પણ ઉદય પામશે નહિ. એ વાત તમારે નક્કી જાણવી. હું તો મારે જે કહેવાનું હતું તે કહી છુટી પછી કરવું ન કરવું એ વ-

મારા અખત્યારમાંછે. પ્રાણપ્રિય ! હું તો તમારા ચરણની રજ સમાન દાસી છું. પણ હવે મારે તમને માત્ર એકજ વાત કહેવાની છે. જો જો ! તમે આ રત્ન સરખી દિકરીનો ભવ બાળીને પાછળથી મહા દુઃખ અને પસ્તાવામાં આવી નહિ પડો તો મને અક્કલહિણ અને અપરાધી ગણજો."

એ રીતે એ બુદ્ધિશાળી બાઇએ અસરકારક ભાષણથી પતિને પ્રબોધ કરીને પોતાના બોલવાને ટેકો મળવાની આશાથી આતુરતાવાળે ચેહેરે ઝવેરી તરફ જોયું. ઝવેરીએ તુરત ચેતી જઇને પ્રસંગને મળતું પણ સત્ય ભાષણ કરવા શરૂ કર્યું. તે બોલ્યાઃ—

"મિ૦ પંડિત ! આ દેવબાઇ એ હમણાં ખરા દીલની લાગણીથી જરા ઉશ્કેરાઇને જેજે અમૂલ્ય વાતો કહી છે, તે કરતાં વિશેષ મારે કહેવાનું કાંઇ રહ્યું નથી. તેમ હવે તમારા જેવા સમજુ મિત્રને ઝાઝું કહેવાની જરૂર પણ નથી. કેમકે દેવબાઇનાં સત્ય અને ખરી દલીલવાળાં વચનો ગમે તેવા મૂર્ખ અને અક્કલહીણ માણસના ચિત્તને જાગૃત કરવાને બસ છે. તે છતાં પણ મને કહ્યા વગર રહેવાતું નથી કે નાનપણમાં લગ્ન થવાથી ઘણી ખરી બાળકીઓને વિધવાપણું આવે છે. અને પુનર્વિવાહનો ચાલ ન હોવાથી તેમને રંડાપાનાં અસહ્ય દુઃખોમાં જીવતાં સુધી રીબાવું પડે છે. અથવા તેઓ અભણ કે અજ્ઞાન હોવાને લીધે વિવેકના ઘરમાં ન રહેતાં અનીતિ તથા અનાચારનાં કર્મ કરીને મહાપાતકી થાય છે. વળી વર શીતળા વગેરેના બાળ રોગોથી વખતે આંધળો, લુલો કે બીજી ખોડ ખાંપણ વાળો થાય છે; અગર કુસંગતિને લીધે દુર્વ્યસની, વ્યભિચારી કે જુગારી થાય છે; તેથી કરીને બિચારી રાંક દીકરીને પોતાની જીંદગી ઘણીજ હૈયાળા ભરેલી અને દુઃખી હાલતમાં પૂરી કરવી પડે છે. તેજ પ્રમાણે

જો વહુ રોગ વગેરે કારણથી ખોડવાળી થાય છે, અથવા તેના ગુણ સ્વભાવ નઠારા નીકળે છે, તો તેના ઉપર છોકરાનું દીલ રહેતું નથી. તેથી પરિણામે ઘણાં માઠાં ફળ નીપજે છે. વળી બાળ લગ્નને લીધેજ તમારા હિંદુ બાળકોનું યૌવન જલદી ખીલે છે. તેથી તેમની વિષય વાસના જોર કરીને કુદરતની હદ તોડી આગળ ધસે છે. અને એ ઇચ્છા તૃપ્ત થયાથી તેમના શરીરનો બાંધો તુટી જાય છે, કૌવત હીણ બને છે અને છેવટ ટુંકા આયુષ્યવાળાં પણ થાય છે. એ રીતે બાળ લગ્નથી ઘણા પ્રકારનાં નુકશાન છે. એથી ઉલટું યોગ્ય વયે લગ્ન કરવાથી શરીર મજબુત રહે છે તથા આયુષ્ય અને બળ વધે છે. યોગ્ય ઉમ્મરે લગ્ન કરવાં તે સુખની વૃદ્ધિનાં સબળ સાધનોમાંનું એક અગત્યનું સાધન છે. સ્ત્રી રજોદર્શન પછી અને પુરૂષ મુછ ફુટ્યા પછી પરિપક્વ ઉમરનાં ગણાયછે. એ સમયે પહેલાં જો તેઓ સંસારમાં જોડાઇને સાથે રહે તો, તેમના બળ અને આયુષ્યની હાણ થાયછે. અકાળે ફળ પરિપક્વ થતું નથી. બળજોરીથી કદાચ તે પાકે, તો તે થવું જોઇએ તેવું સ્વાદિષ્ટ તથા રસમય થતું નથી. તેથી તેની ખરી ખુબી કાળે કરીને ખીલવી જોઇએ તેવી ન ખીલતાં ખીલી ન ખીલી થઇ કરમાય છે, વિકાર પામે છે અને ટુંક મુદતમાં નાશ પણ પામે છે. ત્યારે બાળલગ્નની નઠારી રીત શા માટે તમારા લોકો તજતા નથી? ઘણાક જણને મોંઢે મેં સાંભળ્યું છે કે-'ચાલતું આવ્યું છે, માટે ચલાવવું.' ત્યારે હું તેમને પુછું છું કે-'સ્ત્રીઓને વિદ્યાની કેળવણી આપવાના તથા દેશાટણ કરવા વગેરેના તમારા અસલી ફાયદા કારક રીવાજો તમે શા માટે તજી દીધા છે? અને આં બાળલગ્નની નવી નુકશાન કારક રીત દાખલ કરી બેઠા છો; તે તેમને છોડવી ગમતી નથી.' આના જવાબમાં ખરેખર તેઓ માથુ ખંજોળીને પોતાની નાદાની બતાવ્યા શિવાય બીજુ કાંઇ કહી શકતા નથી. લગ્નનો અર્થ

એક બીજાની સાથે પ્યારથી જોડાવું, એવો થાય છે. ત્યારે તે કામ સૃષ્ટિના નિયમથી, સહવાસથી, અને સ્વભાવથી શા માટે ન કરવું જોઇએ? જે કામમાં પ્રેમ અને એકદીલી રાખવાની છે, તે કામ તે કરે તોજ સારૂ થાય. હમણાં આ ઇંગ્રેજી રાજ્યને લીધે આ દેશમાં વિદ્યા દેવીનાં પનોતાં પગલા પડવા માંડયાં છે. તેથી ઘણાક લોકો આવા વિષયોથી કાંઇક જાણીતા અને સમજતા થયા છે ખરા. પણ પ્રથમ પોતાના ઘરથી એવા નઠારા ચાલ બંધ પાડવા હિંમત ધરીને બહાર પડે એવા વીર પુરૂષોને કોઇકજ જનેતાઓએ જન્મ આપ્યો છે. એ વાત સંપૂર્ણ સંતોષની નથી. તમે પણ હમણાં એવા નઠારા ચાલ તોડવાની હિંમત કરી શકતા નથી. ને ગાડરીઆ પ્રવાહની માફક આંખો મીંચીને ગમે તેવે માર્ગે ચાલ્યા જાઓ છો. એ તમારી બુદ્ધિને તથા તમે લીધેલી ઊંચી કેળવણીને છાજતું નથી. તમે તમારી પુત્રીનું હીત સારી પેઠે સમજો છો. માટે આ વિષયમાં તમારે બહુ વિચારીને પગલું ભરવું જોઇએ. આ દોરંગી દુનિઆં પ્રથમ તો નવાની વાતો કરશેજ. પણ બાઇ, નવું એજ આખરે જાનું થામ છે.

જાુઓ બાળલગ્ન, કન્યા વિક્રય, કજોડાં અને કરજ કરીને નાત વરા કરવા ઈત્યાદિ ઘણાક ખરાબ રીવાજોને લીધેજ હમણાં તમારા હિંદુ લોકોના સંસારની બેહાલી થઇ ગઇ છે. અને હજુ પણ થતીજ જાય છે, તે છતાં નાતના આગેવાનો કાંઇ પણ ઘટતા ઇલાજ કરતા નથી. એ મહા ખેદની વાત છે. મને એકલાનેજ એવો ખેદ થતો નથી, પણ અમારી તમામ પારસી કોમ તે માટે અફસોસ કરે છે. તમારાં હરેક દુઃખ જોઇને અમારા લોકોનાં મન દુઃખાય એમાં કાંઇ નવાઇ નથી. કારણ કે ઘણા લાંબા વખતથી તમારો અમારો સંબંધ ઘણો

નિકટનો છે. એટલુંજ નહિં પણ આ ભારત ભૂમિ અને તેના પુત્રોના અમે અતિ આભારી છીએ. સુમારે બારસે વર્ષ ઉપર જ્યારે અમારા વડિલોને તેમની પવિત્ર જન્મભૂમિ ઇરાનમાંથી તે વખતના મુસલમાન બાદશાહે દુઃખ દેઇને હાંકી કાહાડ્યા હતા, ત્યારે તેમને પોતાની શીતળ છાયામાં લેઇને આશ્રય આપી ઉદ્ધાર કરનાર આ ભારતભૂમિ શિવાય બીજુ કોઇ મળ્યુ નહોતું. એવી ઉદાર માતાનો ઉપકાર ભૂલીને તેના સત્કર્મિ સપૂત પુત્રોનું કાંઇ પણ હીણું થતું કામ નરી આંખે જોઇ રહીએ એવા અમે નગુણા નથી. અમે ઇચ્છીએ છીએ કે અમારી ઉપકારશીલ માતાના પુત્રોના હિતનાં કામો અમારા હાથે ખોદા કરાવે. અમારી આવી શુભ ઇચ્છાની કદર હિંદુભાઇઓ સારી રીતે કરે છે એ પણ આનંદની વાત છે. હમણાં ચાલતા વિષયથી હું જરા વેગળો જઇને જે વિચાર જાહેર મંડળીમાં જણાવી શકાય તે તમારા આગળ દર્શાવીને દોષિત થયો છું ખરો, પણ જરા પ્રસંગ મળવાથી તેટલું કહ્યા વગર મારાથી રહેવાયું નથી, તો તે વિષે મને દર ગુજર કરશો. હવે મારે તમને માત્ર એટલુંજ કહેવાનું છે કે તમે તમારી બાળપુત્રીના લગ્નની વાત હમણાં છોડી દો. અને બાળલગ્ન જેવા બુરા રીવાજોની જડમૂળ કહાડવા કમ્મર કસીને મેદાન પડો. તમને મદદ કરવા હું તમારો મિત્ર તમારી પાછળ ઉભોજ છું. માટે પાછી પાની કરશો નહિં. તો ખચિતજ તમે જગતમાં કીર્ત્તિ મેળવીને તમારી જનેતાની કૂખને જેબ આપશો.”

એ રીતે ઝવેરી બોલી રહ્યા પછી પ્રત્યુત્તરમાં પંડિતે જણાવ્યું કે.—

“મિ. ઝવેરી? તમે બંનેએ જેજે કહ્યું તે સર્વ વ્યાજબીછે. હું પણ એ વિષે સારી પેઠે સમજુછું; પરંતુ દેશ રૂઢીની સાંકળમાં સર્વની હારે

હું જડાઇ જવાથી હમણાં અવળે રસ્તે જવા તૈયાર થયોછું હવે તમારા બંને જણની અમૂલ્ય શીખામણથી મારૂં મન ખરેખર ભેદાયુંછે. અને તેમાં સુમતિનો પવન પ્રબળવેગથી પ્રસરવા માંડયોછે. તેથી એવા જોખમ ભરેલા રીવાજોની અવગણના કરીને કુંવરબાઇને હમણાં નહિં પરણાવવા હું ઠરાવ કરીશ. મિ૦ ઝવેરી! તમારી પારસી કોમનો અમારા પ્રત્યેનો શુદ્ધભાવ જણાવવાની તમે જે કૃપા કરીછે, તેમાં તમે કાંઇ અવિવેક કર્યો નથી. પણ તમારા દીલની ખરી લાગણીનો એ માત્ર ઉભરોછે—તે જોઇને મારા દીલમાં હર્ષ માતો નથી. ઊદાર દીલ અને પરગજુ પણામાં પ્રખ્યાતિ પામેલી તમારી પારસી કોમના પરોપકારની તો અવધીછે! વળી અમારા સંસાર સુધારાની વાતનો એક તાજો દાખલો હમણાંજ મારી દ્રષ્ટિ આગળ આવીને ખડો થયો છે. તે બીજો કોઇ નહિ પણ તમારી કોમના પેલા પરમાર્થી પુરૂષ Mr. M. ના પરોપકારનો છે. એ ગૃહસ્થે હિંદુઓના હિતને માટે બાળલગ્નનો પ્રતિબંધ કરાવવા સારૂ તન, મન અને ધનથી જે મેહેનત કરીછે, તે ઘણી સ્તુતિપાત્રછે. એવા બીજા પણ ઘણા દાખલા છે. જ્યારે અમારા માટે પરકોમના પુરૂષો એટલો બધો શ્રમ કરેછે, ત્યારે અમે પોતાને માટે તો કાંઇજ કરતા નથી. એ વાત હમણાં મારા મનને વધારે ઉસ્કેરેછે. માટે હવે હું તે વિષે યોગ્ય વિચાર કરીશ."

એ પ્રમાણે દેવબાઇ અને માણેકશાહ ઝવેરી બંનેજણના ઉપદેશથી રામશંકર પંડિતના શુદ્ધ સંસ્કારી પણ પ્રસંગ આવે ડગી જતા મન ઉપર હમણાં તુરત તો કાંઇક ઊજાસ થયેલો દેખાયો ખરો પણ એ તો માત્ર ધૂળ ઉપરના લીંપણ જેવો હતો. તેથી તેને ઝાંખો પડતાં વાર લાગી નહિ. કુંવરબાઇના લગ્નનો કરાર તેણે પ્રથમથી અવિચારીપણામાં ઊતાવળા થઇને પાકો કરી રાખ્યો હતો. માટે હવે

સામાવાળાની સાથે વચનભ્રષ્ટ થઇને તેના શાણા સલાહકારોની શીખામણ પ્રમાણે ચાલવાને તેને પાલવ્યું નહિ. પ્રિય પત્ની તથા મિત્રના બોલ હવામાં ઉડી ગયા. અને જ્ઞાતની રૂઢીની જાળમાં ફસાએલા પંડિતે કુદરતના કાયદાને તથા ધર્મશાસ્ત્રને એક બાજુએ મૂકી બાળપુત્રીને પરણાવી પોતાનું ધાર્યું કર્યું. કર્યું એ કર્યું, પણ વળી કજોડું કર્યું. સ્વાભાવિક નિયમ પ્રમાણે જોતાં પણ કન્યાની ઊમ્મર કરતાં વરની ઉમ્મર ઓછામાં ઓછી ચાર પાંચ વર્ષે મોટી હોવી જોઇએ. પણ પંડિતે કુળ મોટપના ઘેનમાં રહીને કોઇપણ વાતનો તપાસ કે વિચાર કર્યા વગર નવલપુર કરીને ગામના એક—કુલીનપણાના ગુણ નહિ છતાં માત્ર નામના કહેવાતા કુળવાન પણ—પૈસાદાર ગૃહસ્થ દિનમણિના છ વર્ષની ઊમ્મરના પુત્ર સુખદેવ સાથે તેને પરણાવી. એટલે વરકન્યા લગભગ સરખી વયનાં હતાં.

કુંવરબાઇના લગ્નની ક્રિયા જો કે ધર્મશાસ્ત્ર અથવા વ્યવહારિક રૂઢી પ્રમાણે કરવામાં આવી હતી, તોપણ વરકન્યા છેક ન્હાની ઉમ્મરનાં અજ્ઞાન હોવાથી તે જાણે નાટકશાળાની રંગભૂમિ ઉપર એક જાતનો ફારસ થતો હોય, તેવું લક્ષ આપીને જોનારના મનને લાગતું હતું. તેમાં વધારે વિચિત્ર વાત તો એ હતી કે બાળલગ્નને લીધે હમણાં જેમ રૂઢી પડી ગઇ છે તેમ વરકન્યા લગ્નથી જોડાઇને પોત પોતાની પવિત્ર ફરજો પ્રમાણે બરોબર ચાલે તેટલા માટે અસલના વિદ્વાનોએ લગ્નના જે કરાર (મંત્ર) અથવા પ્રતિજ્ઞાઓના નમુના ઘડી આપ્યા છે, તે વર અને કન્યાએ વિવાહના મંડપમાં બેસીને પોતાના માબાપોને હાજર રાખી પંચ તથા અગ્નિ દેવની સમક્ષ કહેવાના છે. તે મંત્રો હમણાં લગ્ન ક્રિયા કરાવનાર પુરોહીત (ગોર) ના મ્હોડામાંથી નિકળતા સંભળાતા હતા. જેવા કે પાણી ગ્રહણ સંસ્કારમાં કન્યાનો હાથ ઝાલતાં વરે નીચેનો મંત્ર બોલવાનો છે.—

गृभ्णामितेसौभगत्वाय.

તેની મતલબ એવી છે કે—હે! સ્ત્રી તારા સારા નસીબને વાસ્તે તારી સાથે ઘર માંડવા સારૂ હું તારો ધણી તારો હાથ પકડું છું.

ઇત્યાદિ કેટલાએક મંત્રો વરે અને કેટલાએક કન્યાએ બોલવાના છે. તે હમણાં પુરોહીત બોલતો હતો. એ વાત દેવબાઇ જેવી વિદ્વાન અને તે મંત્રોના અર્થ બરોબર સમજનાર કન્યાની માતાથી સહન થઇ શકે તેવી નહોતી. પણ શું કરે? ફરજને લીધે તે કર્યા વગર તેનો છુટકો નહોતો.

શાસ્ત્ર પ્રમાણે લગ્નના પવિત્ર કરાર અને ગંભીર ક્રિયા ઉપરથીજ સ્પષ્ટ રીતે સમજાય છે કે એ બધુ મોટી ઉમ્મરનાં અને પાકી સમજનાં પરણનાર ઊમેદવારોને સારૂજ છે. માટે બાળલગ્ન કદી નજ થવાં જોઇએ. કારણ કે એવા કરાર અને ક્રિયાઓ બાળકોને માટે નથી. વળી જેઓ મોટી ઉમ્મરે પરણે છે, તેમણે—કદાપી લગ્નના મંત્રો સંસ્કૃત ભાષામાં હોવાથી, અને તે ભાષા બોલવાનો પરિચય હાલના વખતમાં ઘણા જણને નથી; માટે તે વરકન્યાના તરફથી વકીલ તરીકે પુરોહીત પાસે બોલાવવામાં આવે તોપણ—તેનો અર્થ સ્વભાષામાં બરોબર રીતે સમજવો જોઇએ. કેમકે અમૂક દસ્તાવેજ કિંવા પ્રતિજ્ઞા લખી આપનાર તથા લખાવી લેનાર બેમાંથી કોઇ પણ તેનો અર્થ સમજે નહિં તો પછી એવા ફોગટના લેખ અથવા કરારથી શો ફાયદો ? તેજ પ્રમાણે લગ્નના કરાર વિષે પણ સમજવું. લગ્ન જેવા મોટા અને પવિત્ર સંબંધ વખતે એવા કરાર અને ક્રિયાની પૂરી અગત્ય છે. અને તેથીજ અસલના ડાહ્યા પુરૂષોએ તેની રચના ઘણી સરસ રીતે રચેલી છે. તેને આદરભાવથી સંરક્ષણ કરી જાળવી રાખવાની જરૂર છે. તે છતાં હમણાં પશ્ચિમ ભણીના આપણને કેટલાક

અરુચતા સુધારાને આવકાર આપનારા ગાંધર્વ વિવાહ જેવાં હલકાં લગ્નને વધારે પસંદ કરે છે એ અફસોસની વાત છે. હરેક પ્રકારે લગ્નની ક્રિયાઓ ઘણી મનરંજન પણ તે પ્રૌઢ અને ગંભીર હોવી જોઇએ. હિંદુઓની લગ્ન ક્રિયાઓ ઘણું કરીને તેવીજ છે. પરંતુ હમણાં બાળલગ્ન જેવાં કઢંગાં લગ્નોને લીધે તથા લગ્ન ક્રિયા કરાવનાર અભણ અને લાલચુ પુરોહીતોની અજ્ઞાનતાને લીધે તેનો હેતુ બરોબર રીતે પાર પડી શકતો નથી. કુંવરબાઇના લગ્નની ક્રિયા એવીજ રીતે તેના બાળપણના અજ્ઞાન રૂપી ઘોર અંધારામાં કરવામાં આવ્યાથી લગ્ન જેવા પરમ પવિત્ર સુખનો લ્હાવો તેનાથી લેવાઇ શકાયો નહિ.

સુખદેવ શરીરે એકવડીઓ અને કાચા બાંધાનો હતો. વળી તેનાં શ્રીમંત માબાપને પેટ તે એકનો એક લાડકવાયો પુત્ર હતો. તેથી હમણાં જેમ ઘણાં ખરાં અણસમજુ માબાપો પોતાનાં સાત નવાઇનાં છોકરાંને લાડમાં સ્વછંદી, ઉદ્ધત, અટકચાળાં અને દુર્ગુણી થવા દેછે, અથવા બીજી રીતે કહીએ તો તેઓ પોતે તેમને તેવાં કરે છે. તેવીજ રીતનાં લક્ષણ અને તમામ દુર્ગુણ દિનમણિના વાંઝીઆ બાળના પુત્ર સુખદેવનામાં પ્રગટ થયા હતા. અને દિનપ્રતિદિન તે વૃદ્ધિ પામીને પરિપક્વ થતા હતા.

દિનમણિ હમણાં પોતાની પાસે બે પૈસાનો જીવ હોવાથી તેની નાતમાં નામિચો ગણાતો હતો. પણ તે કાંઇ ગર્ભશ્રીમંત નહોતો. તેને વૈદ્યક વિદ્યાનું સારૂ જ્ઞાન હતું. અને એજ ધંધામાંથી તેણે સારો પૈસો તથા આબરૂ મેળવી હતી. તેની સ્ત્રી નામે લાડકોર તેનાં માબાપને ઘેર લાડમાં ઉછરેલી અભણ અને સાધારણ જ્ઞાનવાળી હતી. આ બંને દંપતિના પેટે સુખદેવ એકનો એક દિકરો આંધળાની આંખ જેવો હતો, તેથી તેને લાડ લડાવવામાં તેની અઘટીત ઇચ્છાઓ પૂરી કરીને સંતાનની ખોટવાળાં અધીરાં માબાપે અસલી વિચારના શ્રી-

તોની રીત જાળવી રાખી હતી. અને તેમ કરીને તેઓ વધારે રાજી થયાં હતાં. પણ પોતાની પવિત્ર ફરજથી કેટલે છેટે ચાલ્યાં છે, તેનું ભાન તેઓ છેકજ ભૂલ્યાં હતાં. તમે પુછશો કે-'પોતાના પ્રિય પુત્રને માબાપ લાડ લડાવે તે શું યોગ્ય નથી?' અમે કહીશું કે તે યોગ્ય છે. તેમનો એવો પવિત્ર હક છીનવી લેવા અમે માગતા નથી. તેમ તેની અદેખાઇ પણ કરતા નથી. અમે ઇચ્છીશું કે એવા નિઃસ્વાર્થ વાત્સલ્ય ભાવ દરેક માબાપનાં હૃદયમાં અવિચળ રહો, કે જે ભાવ જગત્‌નાં બધાં પ્રાણી કાં માનવી કે કાં પશુ પક્ષી, દરેકનાં અંતઃકરણમાં છલકાતો માલમ પડે છે. પણ અમે પુછીશું કે-'એ ભાવ કેવી રીતે બતાવવો જોઇએ? શું, બાળકોને એક ઘડીની ખુશી સારૂ તેમની અયોગ્ય માગણીઓ પૂરી કરીને? અથવા તેમને આડે માર્ગે ચાલવા દેઇને? કે ખરાબ સંગતમાં રહેવા દેઇને?' કુમતિ કહેશે કે-'હા.' ત્યારે અમે કહીશું કે-'એવાં લાડ તે પ્રેમ નહિં, પણ શત્રુતા છે. અને એવાં લાડ લડાવનાર માબાપને શુભેચ્છક નહિ, પણ દુશ્મન કહેવાં. કે જેઓ પોતાનાં પ્રિય સંતાનોને અઘટીત પ્રીતિ બતાવવા જતાં તેમનો આખો ભવ બગાડે છે.' કેવી રીતે બગાડે છે? તે જાણવું હોય તો આ સુખદેવનું ચરિત્ર આગળ લખ્યું છે તે વાંચી જૂવો. અથવા હમણાં આપણા ચાલતા જનમંડળમાંથી એવા પ્રત્યક્ષ પુરાવા નજરે નિહાળીને તે વિષે ખાત્રી કરી જૂવો. તે તમને થોડા પ્રયાસે મળશે. કેમકે એવા દાખલાની કાંઇ ખોટ નથી.

ત્યારે ખરી વાત્સલ્યતા કેવી રીતે બતાવવી યોગ્ય કહેવાય? સાંભળો. છોકરાંની તનદુરસ્તી જીવની પેઠે જાળવવી; તેમને પોતાની સંપત્ત પ્રમાણે સારૂં ખાવા પીવાનું કે પેહેરવા ઓઢવાનું આપવું; એ ઘડી નિર્દોષ રમત રમાડીને હાસ્ય વિનોદ કરવો તથા તેમના કોમળ મૂખ કે હાથ ઉપર ચુંબન કરીને પ્યારનો ઊભરો બહાર કહાડવો

ધર્મ તથા નીતિનું યોગ્ય શિક્ષણ આપવું; તથા વિદ્યા ભણાવીને જ્યારે પોતે ન હોય, અગર વૃદ્ધાવસ્થા થઈ હોય, ત્યારે તેઓ પોતાનું રક્ષણ પોતાની મેળે કરી શકે તેવાં બધી વાતે પાવરધાં કરવાં એ વગેરે જે જે નિઃસ્વાર્થ પ્રેમ તથા પરિશ્રમ માબાપે કરવો, તેનેજ અમે ખરી વાત્સલ્યતા અથવા લાડ કહીશું. અને તેવાં માબાપને છોકરાંનાં શુભેચ્છક અથવા હિતૈષિ કહીશું. ગમે તેવાં પ્રેમાળ માબાપના લાડ લડાવવાના કોડ શું, એટલામાં પૂરા થઈ શકતા નથી? જો થતા હોય તો પછી શા માટે અવળે માર્ગે ચાલીને પ્યારાં નિરપરાધી બાળકોને તેમનાં હિતકર માબાપે હાથે કરીને દુઃખના ખાડામાં નાંખવાં જોઇએ?

રામશંકર પંડિતે પોતાનું વ્હાલું રત્ન (કુંવરબાઈ) અવિચારી માબાપના અયોગ્ય લાડમાં ઊછરીને મૂર્ખતાની વેદી ઉપર હોમાતા અજ્ઞાન બાળક સુખદેવના હાથમાં આપતાં લગારે વિચાર કર્યો નહિ ને એ બિચારી રંક બાળકીના ભવ્ય લલાટમાં લખેલા વિધાતાના સુખદ લેખ ફેરવીને પોતાને હાથે અવળા લેખ લખ્યા. અને તેમ કરીને એક મહા ગોઝારા વેરીનીગરજ સારી. અજ્ઞાન બિચારી કુંવરબાઈ એવા દુઃખદાયક કૃત્ય વિષે કાંઈ પણ સમજતી નહોતી. માટે હમણાં તેની આંખોમાંથી દુઃખના આંસુનું એક પણ ટીપું પડવાને બદલે લગ્નક્રિયાને ઢીંગલા ઢીંગલીની રમત જાણીને ઘણી ખુશી થયેલી દેખાતી હતી. પાઠકો! આવો, આપણે ભેગા થઇને આ અજ્ઞાન બાળા તરફ જરા દયા બતાવીએ. ગરીબ પરતંત્ર બાળા! તારા ભવિષ્યનો વિચાર કરતાં અમને ઘણી દયા આવેછે. તારા પિતાની મૂર્ખાઈનાં કડવાં ફળ તારે ચાખવાં પડે, તે વખતે તારી માતાએ તારા એ પતિત પિતાને કરેલો પ્રબોધ લખી રાખ્યો છે, તે વાંચીને વિચારી જોજે. તારી સુજ્ઞ તથા ડાહી જનેતાનો એટલો બધો પ્રયત્ન છતાં

તારા હિતના નિકટની જવાબદારીવાળા તારા બાપેજ તારૂં અમંગળ કર્યુંછે.એમ જાણુવાને જ્યારે તું શક્તિમાન થાય, ત્યારે તેની મૂર્ખાઈ ઉપર તું દયા લાવજે.

સ્વદેશી બંધવો ! આ રામશંકર પંડિત કાંઈ હલકી બુધ્ધિનો કે અસલી વિચારનો માણુસ નહોતો; પણ તે હાલના સમયની ઇંગ્રેજી તેમજ સંસ્કૃત વિદ્યાના યોગ્ય સંસ્કાર પામીને બુધ્ધિવાન બનેલો તથા સુધારાવાળાની તરફેણુનો હતો. વળી શ્રીમંત હોઇને પોતાની નાતના આગેવાન શેઠીઆઓમાંનો તે પણ એક હતો. તે છતાં દુષ્ટ રીવાજોને દૂર કરવામાં ઉપર પ્રમાણે તેને છેકજ હારી ગયેલો આપણે જોયો. તેના એવા નબળા મન અને ચળીત વિચારને માટે આપણે ઘણા અજાયબ તો નહિજ થઇએ. કેમકે હમણાં આપણા સુધારક મંડળમાંથી એવાં પાત્ર ખોળવા બેસીશું તો ઘણાં મળી આવશે. તેમના પાસ "ચાવવાના દાંત જૂદા અને બતાવવાનાએ જૂદા." હોયછે: આપણો સંસાર સુધરતો નથી, ને ઊલટો બગડતો જાય છે, તેનું કારણ માત્ર એજ છે.

---

## પ્રકરણ ૨ જું.

### દોહરો.

"કહે નેપોલ્યન દેશને, કરવા આબાદાન;
સરસ રીત છે એજ કે, દો માતાને જ્ઞાન."

કુંવરબાઈના લગ્નની ક્રિયા પોતાની મરજી. ઉપરાંત દેવબાઈએ પૂરી કર્યા પછી તેને કેળવણી આપવા પોતાની ફરજ વિચારી પરિશ્રમ કરવા માંડ્યો. તેના બાળશિક્ષણીય તરફ તો જ્યારથી તે બોલતાં ચાલતાં શીખી હતી, ત્યારથી તેણે લક્ષ આપેલુંજ હતું.

વિલાસનગરમાં સ્ત્રીઓને આપવામાં આવતી કેળવણીના ધોરણથી ઘણાક લોકો અસંતુષ્ઠ હતા. તેથી ત્યાંના કેટલાક દેશી આગેવાનોએ મળીને પોતાના ખાનગી સાહસથી "ધી ફીમેલ એજ્યુકેશન સોસાઇટી" નામે સ્ત્રી કેળવણીની વૃદ્ધિ કરનારી મંડળી ઉભી કરી હતી. એ મંડળીએ આ દેશની સ્ત્રીઓને રુચે તેવા સુધારેલા નવા ધોરણે કેળવણી આપવા સારૂ એક કૉલેજ (પાઠશાળા) સ્થાપી હતી. તેમજ એક બાળશિક્ષણશાળા પણ ઊઘાડી હતી. બાળશિક્ષણશાળામા નાની વયના છોકરા-છોકરીઓ જ્યારથી તેઓ બોલવા ચાલવા શીખે, ત્યારથી દાખલ કરવામાં આવતાં હતાં. ત્યાં ભણવાનું માત્ર થોડું હતું. પણ કુમળીવયનાં બાળકોના કોમળ મગજ ઉપર મૂળથીજ સદાચરણની છાપ પડે તથા તેમનાં મન પ્રફુલ્લિત રહે, એવી નિર્દોષ રમત ગમતો પ્રથમ કરાવવામાં આવતી હતી. પછી ધીમે ધીમે તેમને સ્વભાષામાં વાંચવા લખવાનું તથા અંકોનું થોડુંક જ્ઞાન આપ્યાબાદ કૉલેજમાં દાખલ થવાનાં સર્ટિફીકેટ આપવામાં આવતાં હતાં. છોકરીઓ જ્યારે સોસાઇટીની પાઠશાળામાં દાખલ થતી, ત્યારે

છોકરાઓ સરકારી સ્કુલોમાં દાખલ થતા હતા; કેમકે તેમને માટે છોકરીઓની માફક ઇલાયદો પાઠશાળા નહોતી. એવી એક પાઠશાળાની ઘણી જરૂર હતી, તે ખોટ પુરી પાડવા સોસાઇટીનો વિચાર હતો. પણ પૈસાની તંગી અને સરકારનીમદદ વગર તે કામ અટકી પડ્યું હતું.

કુંવરબાઇને સોસાઇટીની બાળશિક્ષણશાળામાં દાખલ કરી હતી. તે છતાં દેવબાઇએ તેને ઘર આગળ બાળપણનીનિર્દોષ રમતો રમાડીને તેથી થતા આનંદની લેહેરોમાં તેના કોમળ -હૃદયની પોચી ધરતી ઉપર પ્રેમ, મમતા, દયા, ક્ષમા, ઊત્સાહ, ધીરજ, નમ્રતા, સત્ય અને સંપ ઇત્યાદિ સદ્‌ગુણોનાં બીજ રોપ્યાં હતાં. બાળશિક્ષણશાળામાં કુંવરબાઇએ સારૂ લખતાં વાંચતાં શીખીને સર્ટિફીકેટ મેળવ્યા પછી તેને સોસાઇટીની પાઠશાળામાં દાખલ કરવામાં આવી હતી. ત્યાં તેને ખુશ કરી ગમત આપનાર તથા વિદ્યાભ્યાસમાં વધારે ખંતિલી કરનાર એક હરિફ મળી હતી. તે બીજું કોઇ નહિ પણ તેના પિતાના પરમમિત્ર માણેકશાહ ઝવેરીની સીરીનબાઇ કરીને પુત્રી હતી. તેણે પણ પ્રથમ બાળશિક્ષણશાળાનો લાભ લીધો હતો. તે કુંવરબાઇ કરતાં ઊમ્મર માત્ર બે વર્ષે નાની હતી. પણ બંને જણ બચપણનાં સંગી હતાં; તેથી તેમને પાકાં સહીપણાં બધાયાં હતાં. સીરીનબાઇની માનું નામ રતનબાઇ હતું. તે ઇંગ્રેજી સારૂ ભણેલી હતી. પણ યુરોપિયન સ્ત્રીઓની આબેહુબ નકલ કરતાં શીખ્યાથી પ્રથમ તો માણેકશાહને તથા રતનબાઇને મળતી રાસ આવી નહોતી. પણ પાછળથી દેવબાઇના સહવાસમાં ઘણીવાર રહેવાથી તે લગભગ દેવબાઇના જેવી ગુણીઅલ થઇ હતી. અને એ ગુણ કુંવરબાઇની માફક સીરીનબાઇનામાં પણ ઓપે ઊતર્યા હતા. એ રીતે એ જન્મની ગોઠીયણો બધી વાતે મળતા વિચારની થઇને વિદ્યાભ્યાસની વેળાએ પણ લાંબી મુદત સુધી સાથે રહી હતી.

પાઠશાળામાં અપાતી કેળવણી સ્ત્રીઓને માટે તો ખરેખર યોગ્યજ હતી. બધા ધર્મના લોકોની છોકરીઓને તેમાં દાખલ થવાની છૂટ હતી. તેથી હિંદુ, પારસી, મુસલમાન અને યુરોપિયનોની છોકરીઓ વગર હરકતે તેનો ઘણી છૂટથી લાભ લેતી હતી. કેમકે વિદ્યાના બીજા વિષયો ઉપરાંત તેમને ધર્મ સંબંધી જે બોધ આપવામાં આવતો હતો, તે સર્વમાન્ય સ્વાભાવિક ધર્મ વિષેનોજ હતો. પ્રથમ દેશી તથા ઇંગ્રેજી ભાષામાં રચેલી રીડીંગ સેરીઝ (વાંચનમાળા)ની ચોપડીઓ શીખવવામાં આવતી હતી; તેમાંની ઘણી ખરી વાતો નીતિ, જ્ઞાન, ગમ્મત અને દુનિઆંદારીનું વ્યવહારિક જ્ઞાન મળે તેવી હતી. પાઠશાળામાં જે જે વિષયોનાં પુસ્તકો ચલાવવામાં આવતાં હતાં તે સઘળાં મોટા વિદ્વાન પુરૂષોની એક ખાસ કમિટી પાસે રચાવવામાં આવ્યાં હતાં. વાંચનમાળાની ચોપડીઓ સાથે ગણિત, વ્યાકરણ, ઇતિહાસ, ભૂગોળ, નકશા, ભૂસ્તર અને ખગોળ વિદ્યા ઇત્યાદિ જૂદા જૂદા વિષયોનું જરૂર જેટલું જ્ઞાન આપવામાં આવતું હતું. પણ વિશેષ કરીને ઘરખર્ચનો હિસાબ રાખવાનું, શીવવાનું, ભરતભરવાનું, રસોઇ કરવાનું અને ઘરની યોગ્ય વ્યવસ્થા રાખવા વગેરે સ્ત્રી ધંધાને લાયકની તમામ બાબતોની કેળવણી ઘણી સરસ રીતે આપવામાં આવતી હતી. શિવાય ગાયન વિદ્યા અને સેહેજસાજ વૈદકનું જ્ઞાન પણ આપવામાં આવતું હતું. એ સર્વે શીખી રહ્યા પછી કુદરતી નિયમ પ્રમાણે જગતવૃદ્ધિને સારૂ દરેક જણે વડિલોની સલાહ લેઇને કોઇ લાયક પુરૂષની સાથે લગ્ન કરવાની જરૂર વિષે ઘણીજ યોગ્ય મર્યાદાથી સમજ આપવામાં આવતી હતી. અને તે સાથે સ્ત્રી ધર્મનીતિ વિષે પણ ઉપદેશ કરવામાં આવતો હતો. એ સઘળો ઉપદેશ આપનાર મોટી ઊમ્મરની પાકા અનુભવવાળી સ્ત્રી ઉપદેશકોજ હતી. પતિ સાથે

કેવી રીતે વર્તવું; અને તેની શેવાનું ફળશું; એ વિષે પત્નીનો ધર્મ.–બાળકોને કેવી રીતે ઉછેરવાં; અને તેમને નાનપણમાં કેવું શિક્ષણ આપવું; એ વિષે માતાની ફરજ.–પતિનાં અને પોતાનાં માબાપ, સગાં સહોદર, મિત્રો, ઘરના ચાકરો તથા બીજા લોકો સાથે કેવો અને કેટલો વ્યવહાર રાખવો; એ વિષે સન્નારીનો ધર્મ.–સત્ય, પરોપકાર, દયા, દાન, ક્ષમા અને સંપ ઇત્યાદિ સદાચરણ રાખી જગત્‌કર્ત્તા મહાપ્રભુની ભક્તિ કરવી; એ વિષે માનવધર્મ.–સ્વાદિષ્ટ રસોઈ કરવી, ઘર ખર્ચનો હિસાબ રાખવો, સુઘડતા રાખવી અને ઘરના તમામ કામની યોગ્ય વ્યવસ્થા રાખવી, એ વિષે ગૃહિણીનો ધર્મ.–ઇત્યાદિ સ્ત્રીઓના જૂદા જૂદા ધર્મનો ઘણો સારો બોધ આપવામાં આવતો હતો. પાઠશાળામાં શિક્ષકોનું કામ કરનાર તમામ લાયકાતવાળી સ્ત્રીઓજ હતી. તેમાંની કેટલીક દુનિઆંદારીના કામમાં ઘણાં વર્ષ સુધી પલોટાયા પછી કમભાગ્ય બનેલી વિધવાઓ હતી. કેટલીક સંસા જ્ઞાન અનુભવતી સધવાઓ હતી. અને બીજી થોડીક પરણવામાં હજોરાને માટે નિષ્ફળ થયેલી કુંવારિકાઓ હતી. વળી કૉલેજના પ્રીન્સીપાલ (વડા-શિક્ષાગુરૂ)ની જગો ઉપર એક ઘણા અનુભવવાળી પાકીવયની વિધવા પંડિતા હતી. સઘળો શિક્ષક સમાજ ઘણોજ માયાળુ અને શુદ્ધ આચરણવાળો સ્થાપવામાં આવેલો હતો. જે જે વિદ્યાર્થીણીઓ વધારે અભ્યાસ કરીને મોટી પરિક્ષામાં પાસ થતી હતી, તેમને ચઢતા ઉતરતી વર્ગની ડીગ્રીઓ (પદવીઓ.) આપવામાં આવતી હતી. તેમાં છેલ્લી મોટી ડીગ્રી "પી. એફ. ડી."† ને નામે ઓળખાતી હતી. કુંવરબાઇ અને તેની બેહેનપણી સીરીનબાઇ બને જણે એજ ડીગ્રી મેળવીને કૉલેજ છોડી હતી.

†પ્રોફીશિયંટ ઇન ફિમેલ ડ્યુટીઝ. (સ્ત્રીઓનીફરજોમાં પ્રવિણ.)

અગરજો દેવબાઇએ પોતાની વ્હાલી પુત્રી કુંવરબાઇને સરસ્વતિને ખોળે મુકી હતી, તે છતાં પણ ઘરમાં તેના શિક્ષક તરીકેનું કામ કરવાનો ભાર પોતાના શીર ઉપરથી ઉતારી નાખ્યો નહોતો. કેમકે પોતાની ફરજ એટલામાંજ પૂરી થઇ ગઇ, એવું તેણે ધાર્યું નહોતું. પણ હજુ પોતાને માથે ઘણી મોટી ફરજો અદા કરવાની જોખમદારી રહેલી છે; એમ તે સારી પેઠે સમજતી હતી. તેથી ગૃહ કૃત્યોની કેળવણી તથા નવરાશના વખતમાં તેને સંસ્કૃત ભાષાનું જ્ઞાન આપવાનું કામ તેણે શરૂ કર્યું હતું. કુંવરબાઈ તે સઘળું ઘણાજ ઊમંગથી શીખતી હતી. જેમ જેમ વર્ષ વધતાં ગયાં તેમ તેમ એ ચંચળ માતાની ચંચળ પુત્રી ઉપર સરસ્વતિ જાણે પ્રસન્ન થઈ હોય, તેમ તેણે ઘણી અસાધારણ રીતે જ્ઞાન બળમાં આગળ વધવા માંડયું તેની બુધ્ધિ અને વાક ચાતુર્ય જોઇને ભલભલા વિદ્વાન પુરૂષો પણ તેની પ્રશંસા કરવા લાગ્યા. માત્ર તેને મોટી બુધ્ધિનુંજ વરદાન આપવામાં ઈશ્વરે પોતાની ઉદારતા પૂરી કરી નહોતી. પરંતુ તે સાથે તેને તેની માતાના સૌંદર્ય કરતાં પણ અધિક રૂપ–રંગ આપ્યાં હતાં. તેનું શરીર એવું તો નાજુક અને સુંદર ઘડયું હતું કે તેનું બરોબર વર્ણન કરવાને પ્રેમાનંદ જેવા કાબેલ કવિની કલ્પનાશક્તિ પણ પાછી હઠે ! ત્યારે અમે તો માત્ર એટલુંજ કહીશું કે–તે રૂપલાવણ્યતાની સાક્ષાત મનહર મૂર્તિ હતી.

એ રીતે આણી તરફ દેવબાઇની પુત્રીના શરીરની સર્વ શક્તિઓ દિનપ્રતિદિન જોનારની અજાયબીઓ વચ્ચે ખીલતી જતી હતી; ત્યારે પેલી તરફ જામાત્ર અધમ સંગતિમાં પડીને અક્કલહીણુ તથા દુરાચરણી થતો જતો હતો. એકજ વસ્તુની બંને બાજુંઓ આમ નીચ ઊચ રંગથી રંગાતી જોઇને દેવબાઇ જેવી ડાહી જનેતા વિચાર સાગરમાં ખેદ અને આનંદનાં મોજાં વચ્ચે હમણાં ગોથાં ખા-

તી હતી. એ બનાવ આ બાળા જોઈ શકતી નથી; તેમ એ વિષે હજુ કાંઈ સમજતી પણ નથી. પરંતુ આપણને તો આ ચિત્ર મહા દુ:ખદાયક લાગે છે. પાઠકો! હવે એકવાર આવો, આપણે દેવબાઇને જરા દિલાસો દેઇએ. તેના જેવી સમજુ અને ધીરજવાળી સ્ત્રીને કાંઇ કહેવું પડે તેવું તો નથી. તોપણ સૃષ્ટિના નિયમ પ્રમાણે માણસ માત્રને તેના દુ:ખની વેળાએ યોગ્ય દિલાસાની જરૂર પડે છે. શાથી કે તેથી તેને ઘણી ધીરજ મળે છે. વળી હરકોઈ માણસ, તેમાં અબળા જાતને દુ:ખી જોઇને છેક નિર્દયના જેવો દેખાવ આપી, એમના એમ મુગે મ્હોડે ચાલ્યા જવું, એ માનવ જાતને અંગે મહા કલંક છે. માટે આવો, આપણે તેને બે વચન કહીએ. "શાણી સતી દેવબાઈ! દેવી સરખી તારી પુત્રીના ભવિષ્યનો વિચાર કરતાં તો અમારા શરીરનાં રોમ ઉભાં થાય છે; તો પછી તારા જેવી પ્રેમાળ અને મમતાળુ માતાના મનમાં કેટલું બધું દુ:ખ થતું હશે? તેનો ખ્યાલ સરખો પણ અમારાથી તો થઈ શકતો નથી. કારણ કે એવા દુ:ખની તો મહા અવધી છે! તે છતાં પણ અમે તને કહીએ છીએ કે તું ઘણી ધીરજવાન છે. તેથી જરા ખામોશ પકડીને જો, કે તારૂં પરમ પ્રતાપી રત્ન એવા અંધકારના જગોમાં (સાસરે) જઇને કેવું અજવાળું આપે છે. પછી ચાહે તો તેને ગમે તેવી સખ્ત કસોટી ઉપર ચડવું પડે તેની કાંઇપણ ચિંતા તું કરીશ નહિં. કેમકે તેમ કરીને આખરે જગતનો મોટો ઝવેરી તેની ખરી કિંમત કરશે. અને તેની કીર્ત્તિ આખા જગત્‌માં ફેલાશે. તેથી એ મુલ્યવાન મણિના મહા ગુણોના ગ્રંથ સૃષ્ટિનાજનો સોનેરી અક્ષરે લખી રાખશે. તેની જોડે તારી કીર્તિ પણ અમર થશે. માટે હે! દેવી! હમણાં તું ઇશ્વરનું સ્મર્ણ કરીને તારા સત્ય ઉદ્યોગમાં પાછી પ્રવૃત્ત થા."

આ દિલાસાના બોલ દેવબાઇના કર્ણ ઉપર જાણે પવન માર્ગે પો-

હાચ્યા હોય અથવા આકાશ વાણી થઇ હોય, અને તેથી તેને કાંઇક ધીરજ મળી હોય તેમ તેના દીલ ઉપર શાંતિનું વાદળ ફરતુ જોવામાં આવ્યું. ધીરજવાન તે આખરે ધીરજવાન. પણ એવી ધીરજ તેને કેટલા બધા પ્રસંગોમાં રાખવી પડતી હતી, તેનો સેહેજ ખ્યાલ થવા સારૂ એકજ દૃષ્ટાંત અત્રે આપેલું બસ ગણાશે.

એક દિવસે સાયંકાળે કુંવરબાઇ તેની માતાની પાસે બેસીને 'સદ્બોધ શ્લોક સંગ્રહ.' નામના પુસ્તકમાંથી નીચે લખેલો શ્લોક પાઠ કરતી હતી. અને અશુદ્ધ ઉચ્ચાર ન થાય, માટે માતા સરત રાખીને એક કમખા ઉપર ભરત ભરતી હતી.

श्लोक.

माता समंनास्ति शरीर पोषणं
भार्या समंनास्ति शरीर तोषणं
चिंता समंनास्ति शरीर शोषणं
विद्या समंनास्ति शरीर भूषणं॥

સંસ્કૃત જેવી મધુર અને હલકવાળી ભાષાનું ઉપલું કાવ્ય એક કિશોર વયની કુન્દન જેવી કન્યાના કોમળ કંઠ યંત્રમાંથી નીકળતું સાંભળીને કિયા કઠોર બુદ્ધિવાળા માનવીના મનને આકર્ષણ નહિ કરે? તેની માતુશ્રી જે નિત્ય તેને એવાજ પાઠ આપતી તથા લેતી હતી, તેનું મન પણ હમણાં આ રસીક વાણી સાંભળીને તે તરફ ખેંચાયું. તુરત તેણે પોતાના કામમાંથી નજર ફેરવીને પુત્રીની મૂખ મુદ્રા સામુ જોયું. તો શું જૂવે! જાણે "મ્યુઝીક બોક્સ" નામના ઇંગ્રેજી વાજામાં અથવા સીતારમાં જૂદા જૂદા મધુર રાગ આણુવા માટે વારા ફરતી તાર નીચા ઊંચા થતા હોય, તેમ તેના મૂખરૂપી

અદ્દભુત કારીગરીવાળા વાજામાં દંતીસ્વર, તાળુસ્વર અને હોઠસ્વરના જૂદા જૂદા ઊચ્ચાર માટે દાંત, જીભ અને હોઠની ચાળવણીની મનરંજન ક્રિયા થતાં તેણે દીઠી. દેવબાઈ જોતાં વાંતજ ઘણી સાનંદાશ્ચર્ય પામી ઘડીભર સ્તંભિત પણ થઈ. અને ઈશ્વરની અજાયબ કરામત તથા તેના કૃપાદાન માટે મનમાં ને મનમાં તેને ધન્યવાદ આપ્યો, ઉપકાર માન્યો અને પ્યારનો ઉભરો બહાર કહાડીને પુત્રી તરફ છલકાવ્યો. એટલામાં કોણ જાણે ક્યાંથી ઓચિંતુ દુ:ખની દીલગીરીનું વાદળ તેના આનંદી મૂખ ઉપર છવાઇ ગયું! પુત્રીએ કાંઈ અવિવેક કર્યો નથી. પતિએ કાંઈ કદુ વચન કહ્યાં નથી. તેમ હમણાં એવો બીજો કાંઇ વિપરિત બનાવ બન્યો નથી. તે છતાં તેના મગજમાં એકાએક એવો ઉલટો બનાવ કેમ બન્યો? તેનું કારણ જરા તપાસીએ. હાં! કારણ માત્ર એજ કે હમણાં પોતાની દેવ કન્યા જેવી દિકરીને જોઇને તેના સાથે તેના સંસાર સોબતીને સરખાવતાં દેવબાઈના દીલમાં ક્ષણવાર પણ ક્ષોભ ઉત્પન્ન થવા પામ્યો હશે. તેથી હમણાં તે નિઃશ્વાસ ઉપર નિઃશ્વાસ નાંખતી દેખાતી હતી. માતાના મનની એ ગુપ્ત ક્રિયા પુત્રી પારખી શકી નહિ. તેમ તે જણાવવા માની ઇચ્છા પણ થઈ નહિ. માત્ર અલ્પવાર એવું રહ્યા પછી દેવબાઇએ ઝટ હૈયુ કઠણ કરીને પુત્રીના સંસાર સુખનું નાવ તેના નશીબની દોરી ઉપર લટકતું રાખ્યું; અને એ બનાવ જાણે બન્યોજ નથી, એવું દીલ દેખાડીને કુંવરબાઈ સાથે વાતો કરવા મંડી ગઇ. પ્રથમ તો તેણે મનમાંથી માત્ર સંતાપ વિસરજન કરવાના નિમિત્તે પુછયુ:—'બેન! એ શ્લોકનો શો અર્થ તું સમજી?' કુંવરબાઇએ ઉત્તર આપ્યો કે:—

"માતાના જેવું શરીરને પોષણ કરનાર કોઇ નથી. સ્રીના જેવું

શરીરને ખુશી કરનાર કોઇ નથી. તેમ ચિંતા સમાન શરીરને કોઇ સૂકવતું નથી. અને વિદ્યાના જેવું શરીરનું ઘરેણું બીજુ એકે નથી."

દેવબાઇ—"વાહ! મારી ડાહી દિકરી, આવા શ્લોક વાંચીને તેના અર્થ પણ હવે તું તારી મેળે કરે છે, એ જોઇને મને ઘણો હર્ષ થાય છે."

કુંવરબાઇ—મા, મને આવા શ્લોક વાંચવા બહુ ગમે છે. તેથી હું ખુબ ચિત્ત પરોવીને વારંવાર આ પુસ્તક વાંચું છું. અને તેના અર્થ જે ન સમજવામાં આવે, તે પુછીને પાઠે કરી રાખું છું. એવા દર-રોજના મહાવરાને લીધે આવા શ્લોકના અર્થ હવે હું મારી મેળે સમજી શકું છું."

દેવબાઇ—"બહુ સારૂ બેટા, નિત્ય તું તારા અભ્યાસમાં એ પ્રમાણે મચી રહીને તારી માતાને ખુશી કરજે."

કુંવરબાઇ—વારૂ મા, હું ખચિત તેમ કરીશ."

એ પ્રમાણે દેવબાઇ અને કુંવરબાઇ વચ્ચે એક રીતે મા દિકરીનો અને બીજી રીતે કહીએ તો ગુરૂ શિષ્ય તરીકેનો સંબંધ કુંવરબાઇની પુખ્ત ઉમ્મર થતાં સુધી નિર્વિઘ્ને ચાલ્યો ગયો. તેટલા વખતમાં કુંવરબાઇએ સંસ્કૃત વિષયોનું ઘણું સારૂ જ્ઞાન તેની મા પાસેથી મેળવી લીધું. શિવાય ધર્મ, નીતિ અને દુનિઆદારીના વ્યવહારિક વિષયો વગેરેનું જ્ઞાન સંપાદન કરવાને માટે તો તેના સારૂ પાઠશાળા અને ગૃહશાળા બંને સાથે ઉઘાડીજ હતી. તેથી તે મેળવવામાં પણ તેણે કાંઇ કચાસ રાખી નહિં.

એ રીતે કુંવરબાઇ જ્યારે ભણી ગણીને યૌવનાવસ્થામાં આવી ત્યારે રામશંકર પંડિતના ચળીત મનમાં કેવા પ્રકારની ક્રિયા ચાલતી હતી, તે હવે આપણે જરા તપાસીએ. સુધારાનો એ પેહેલવાન સાથી પરંતુ પ્રસંગ આવે પીઠ બતાવનાર પોતાના અવિચારી કામનું

પરિણામ ઘણું વિપરિત આવશે, એવાં પાકાં ચિન્હ જોઇને મનમાં ઘણો પસ્તાતો હતો. અને એ વિષે પોતાના મિત્ર માણેકશાહ ઝવેરીના આગળ દીલગીરી દેખાડતો હતો. પુત્રી અને જામાત્ર વચ્ચેના આસ્માન જમીન જેટલા તફાવતની છાપ તેના મનમાં હમણાં આપોઆપ પડી ગઇ હતી. કુંવરબાઇ જ્યારે દેવબાઇ જેવી જનેતાના રક્ષણ હેઠળ સુખ અને આયુષ્યની વૃદ્ધિ કરનાર વસ્તુઓનાજ આહાર વિહાર કરીને ઊંમરના પ્રમાણ કરતાં પણ શરીરે વધારે કદાવર અને પુષ્ટ દેખાતી હતી, ત્યારે લાડકોરનો લાડકવાયો પુત્ર સુખદેવ ગમે તેવી રોગીષ્ટ વસ્તુઓનો આહાર વિહાર કરીને શરીરે ઘણો દુબળ અને નબળા બાંધાનો દેખાતો હતો. તેમજ કુંવરબાઇ જ્યારે ભણી ગણીને બધી વાતે પાવરધી થઇ ને શાણી શાહેલીઓમાં શાણપણાની વાતો કરતી હતી; ત્યારે સુખદેવ અભણ અને અજ્ઞાન રહીને કુસંગતિમાં દિવસ ગુજારતો હતો એ રીતે ઘણા પ્રકારનો તફાવત રામશંકરના જોવામાં આવ્યાથી તેનું મન કેવળ ભ્રમિત થયા જેવું દેખાતું હતું. અને પોતે હાથે કરીને કરેલાં અતિ દુષ્કૃતનાં ફળ નજરે જોવાં ન પડે તેને માટે નિત્ય મૃત્યુની પ્રાર્થના કરતો હતો. પણ તેને ખબર નહોતી કે તેણે અનિશ્ચળ અને ખોટી આબરૂને માટે ન કરવાનાં કર્મ કરીને જે આનંદ ભોગવ્યો છે, તેના બદલામાં હવે તેણે કદી નહિ ધારેલાં માઠાં ફળ નજરે જોવા માટેજ તેને જીવવું પડશે. જો તે જાતે અભણ ને અજ્ઞાન હોત, અને અજ્ઞાનપણામાં પુત્રીનો ભવ બગાડ્યો હોત, તો તેના મન ઉપર એટલી બધી અસર ભાગ્યેજ થવા પામત. પણ તે વિદ્વાન, ડાહ્યો અને વળી સુધરેલી રીતો દેશમાં દાખલ થયેલી જોવાને ઘણો ઉત્સુક હતો. તે છતાં માત્ર જ્ઞાતની રૂઢીના તેજમાં અંજાઇને તેણે એવું

અવિચારી કામ કર્યું હતું. તેથીજ હમણાં તેના ચિત્તમાં ચિંતાનો એક ચપળ કીડો પ્રગટ થવા પામ્યો હતો. તે તેનું કાળજું નિત્ય કોતરી ખાતો હતો. હવે તે પોતાના અવિચારી કામને માટે પસ્તાતો હતો. પણ કહ્યું છે કે;—

**દોહરો.**

"જો મતી પીછે ઉપજે, સો મતી આગે હોય;
કાજન બીનસે આપકો, દુર્જન હસૈ ન કોય."

એ કહેવત પ્રમાણે હવે તેની પાછળ બુદ્ધિનું કાંઇપણ ચાલે તેમ નહોતું. જે વાત બનવાની હતી. તે બની ગઇ હતી. તે બ્રહ્માથી પણ પાછી ફરે તેવી નહોતી તેથી છેવટે કપાળે હાથ દેઇને જે સંકટ શરીર ઉપર આવી પડે તે મુંગે મોંઢે જોઇને સહન કર્યા વગર તેનો એકે ઉપાય નહોતો. કુંવરબાઈ પણ હમણાં પાકી સમજની થવાથી પોતાના સંસાર સોબતી સુખદેવને ઓળખીને તેના ગુણ દોષથી જાણીતી થઈ હતી. તેથી તે મનમાં ઘણી મુઝાતી હતી. અને એ અમુઝણનો પડદો ઊઘાડીને મન શાંત કરવાનું સ્થળ શાણી સખી સીરીનના વિશ્રામભુવન શિવાય બીજું એકે નહોવાથી તે ત્યાં ઘણી વખત જતી આવતી હતી. ડાહી સીરીનબાઇ તેને યોગ્ય ધીરજ આપીને દિલાસો દેતી હતી.

હિંદુઓ હમણાં જેમ લગ્ન કરવામાં બાળવયનો ભય રાખતા નથી, તેમ છોકરીઓને કાચી ઉમ્મરમાં સાસરે મોકલતાં કાંઇપણ વિચાર કરતા નથી. છોકરાંનાં લગન બાળપણામાં કરવાં, તે કરતાં પણ છોકરીઓને ઊમ્મરે પોહોચતાં પેહેલાં સાસરે મોકલવી, એ વધારે જોખમ ભરેલું છે. પ્રથમ તો વરકન્યાનો વિદ્યાભ્યાસ એટલેથી અટકી પડેછે. અને બીજું—ઘરસુત્ર ચલાવવાની જોખમદારીમાં તેમને

કાચી વયમાં ઊતરવું પડેછે. તેથી તેમના બળની, બુદ્ધિની અને છેવટે આયુષ્યની પણ હાણ થાયછે. એ પ્રમાણે ઘણાં નુકશાન છે. વળી શાસ્ત્રમાં પણ કહ્યુ છે કે-સ્ત્રી રજ્જે દર્શન થયા પછીજ સાસરે રહેવા યોગ્ય થાય છે. તે છતાં છોકરીઓને નાની ઉમ્મરમાં સાસરે મોકલતાં તેમનાં હિતકર માબાપો લગારે લજવાતાં નથી. એ પણ મહા ખેદનો વિષય છે. કુંવરબાઇ આવી જાતના જોખમમાંથી બચી ગઇ હતી. અને એ જશ તેની વિચારશીળ અને બહાદુર માતા દેવબાઇએજ ખાટચો હતો. બીજી બાઇઓની માફક દિનમણિની સ્ત્રી લાડકોરને જેમ બને તેમ વહુને વેહેલી તેડી લાવીને ઘરમાં 'બાઇ' થઇને બેસવાનો ઓરીઓ ઘણો હતો તેથી કુંવરબાઇને વેહેલી તેડી લાવવા તેણે ખટપટ તો ઘણીએ કરી હતી; પણ દિર્ઘ દ્રષ્ટિવાળી અડીઅલ વેહેવાણના આગળ કાંઇ નહિ ફાવવાથી તે પોતાના મનોર્થ પૂરા કરી શકી નહોતી, અને પાછળથી પણ એ લ્હાવો લીધા વગર આશા અધૂરી મૂકીને એ કમભાગ્ય બાઇ દૈવયોગે એકાએક સ્વર્ગ સીધાવી હતી. તે પછી આજકાલ કરતાં દિન ઉપર દિન વહી ગયા અને કુંવરબાઇ ઉમ્મર લાયક થઇ. હવે તેને પોતાની પાંખમાંથી છોડીને સાસરે મોકલવાનો વિચાર દેવબાઇએ કર્યો. પછી થોડા દહાડામાં સાસરવાસાની સર્વ સામગ્રી તૈયાર કરીને કુંવરબાઇના સાસરે સંદેશો મોકલ્યા પ્રમાણે તેને તેડવા સારૂ આણું આવ્યું. આશ્વિન સુદ ૧૦ ને દહાડે શુભ મહૂર્ત જોઇને તેને સાસરે વોળાવવાની તૈયારી રામશંકર પંડિતના ઘેર થઇ રહી હતી, સગાં વહાલાં અને મિત્ર મંડળ વગેરે સૌ તેને જતી વખતે મળવા એકઠાં થતાં હતાં એક તરફ કુંવરબાઇનું સખી મંડળ તેની આસપાસ વીંટાઇને તેને શૃંગાર સજાવવાના કામમાં રોકાએલું હતું. તેઓમાં સીરીનબાઇ અ-

ગ્રેસર હતી. બીજી તરફ આણાવટીઆ વગેરેને તેમની નાતના ધારા પ્રમાણે અરસ પરસ પેહેરામણી વગેરે આપવા લેવાની રીતભાત થતી હતી. માણેકશાહ ઝવેરી અને તેમનાં ધણીઆણી રતનબાઇ બન્ને જણ રામશંકર પંડિત અને દેવબાઇના સાથે વાત કરીને તેમની નાતમાં છોકરીઓને સાસરવાસો કરવાની રીતભાત વિષે હકીકત પુછીને ખુલાસો મેળવતાં હતાં. અને તે રીતભાત જાણે તેમને પસંદ પડેલી હોય, એવું તેમની મૂખ મુદ્રા ઉપરથી દેખાતું હતું. બીજી સ્ત્રીઓનો ઘણો ભાગ તો કુંવરબાઇને તેના બાપે સાસરવાસામાં આપેલી વસ્તુઓ જોવામાં રોકાયો હતો. પંડિતે પોતાની ગુંજાસ પ્રમાણે તેને ઘરેણાં લૂગડાં વગેરે જે જે આપ્યું, તે એક સારી રકમ જેટલું હતું. કુંવરબાઇને નીકળવાની અગાઉ સૌ તેને મળીને પંડિતના ઘર સાથે પોતપોતાના સંબંધ પ્રમાણે એક રૂપિઆથી માંડીને જેટલું આપવું ઘટે તેટલું તેને ખોળે મૂકતાં હતાં. એ સઘળી રીત ભાત તો જાણે ઠીકજ હતી, પણ તે કરતાં એક અગત્યની ક્રિયાએ સર્વેનું લક્ષ વધારે રોકાયું હતું. જો કે તે કામ કાંઇ નવી નવાઇનું નહોતું. ધારા પ્રમાણે થતુંજ આવે છે તેવુંજ હતું. પણ તે ઘણીજ સરસ રીતે કરી બતાવવામાં આવ્યું હતું. તે બીજુ કાંઇ નહિ પણ કુંવરબાઇને સાસરે નીકળતી વખતે તેનાં માતા પિતાએ દીધેલી ઊત્તમ શીખામણ અને તેનો તેણે આપેલો ઊત્તર હતો. એ વિષય વધારે અગત્યનો જાણીને તેનો પ્રતિધ્વનિ વાંચનારના કાન ઉપર પાડવાની અમે તજવીજ કરી છે.

જ્યારે કુંવરબાઇના સાસરવાસાની બધી રીતભાત પૂરી થઇ રહી, અને હવે તે નીકળવા તૈયાર થઇ, ત્યારે પ્રથમ તેની માતાએ નીચે પ્રમાણે ઘણી અસરકારક વાણીમાં કહ્યું:—

"બેન કુંવરબાઇ, તારે માટે મેં એક માતા તરીકેની મારી ફરજો બજાવવામાં મારાથી બન્યું તેટલું કર્યું છે. તને જન્મ આપીને બચપણમાં ઉછેરી મોટી કરી, વિદ્યા ભણાવી, ધર્મ અને નીતિના માર્ગ બતાવી બધી વાતે પાવરધી કરી છે. હવે તારી બાલ્યાવસ્થા પૂરી થઈ યુવાવસ્થા આવ્યાથી સૃષ્ટિના નિયમને માન આપી, અમારી પાંખમાંથી તને છોડી સાસરે વોળાવીએ છીએ. એ વિજોગનું દુખ જો કે ઘણું મોટું છે તોપણ તે સૌને સામાન્ય છે. માત્ર તારી સંસાર મુસાફરીમાં તને સુખ અને આનંદ આપી શકે એવો એક યોગ્ય સાથી શોધી આપવામાં અમે જરા ઉતાવળ કરીને તારા ભવિષ્યના સુખની વાત માત્ર તારા નસીબની દોરી ઉપર લટકતી રાખી છે. એ અમારી ભયંકર ભૂલનો કડવો સ્વાદ જો તારે ચાખવો પડે, તો તે વખતે તું કેટલી ધીરજ અને સહનશીલતા રાખીને તારી માતાને ખુશ કરીશ; એ વિષે હમણાં મારે તારી પાસેથી કાંઈ પણ જાણવાની જરૂર નથી. કેમકે એ બાબતમાં તું મને ખચીતજ ખુશ કરીશ, એવી સંપૂર્ણ ખાત્રી છે. જો કે તું બધી વાતે ખબરદાર છે, તોપણ મારે તને કહેવું જોઈએ કે—આ સંસાર મુસાફરીમાં નાના પ્રકારની એટલી બધી લાલચો અને હરકતો આવી પડે છે કે કેટલીક વખતે ઘણી ડાહી અને ખબડદાર સ્ત્રીઓ પણ તેના સામે હિંમત મેળવવાને ટકી શકતી નથી. એવી હાલતમાં આવી પડેલી અબળાઓના પવિત્ર ધર્મનું રક્ષણ અડીની વેળાએ કોઇએ પણ કર્યું હોય, તો તે તેમને સાસરે વોળાવતી વખતે "માએ દીધેલી શીખામણ" છે. એ શીખામણ યાદ આવ્યાથી ઘણીક સ્ત્રીઓ કુકર્મના ખાડામાં પડતી બચી ગઇ છે. તેના ઘણા દાખલા છે. બાળપણમાં માતાની પાસેથી કે ગુરૂ જનોની પાસેથી મળેલા ઉપદેશ

કરતાં સાસરે જતી વેળાએ માએ દીધેલી શીખામણ વધારે યાદ રહે છે. કોઈ સ્ત્રીને અમુક પાપનું કામ કરતી વખતે "હું આ કામ કરૂછું, તે મહા પાપનું છે, માટે તે ન કરવું." એ જ્ઞાન ઉપર તેની પાપ વૃત્તિના પડદા પડેલા હોય છે, ત્યારે માતાની છેવટની શીખામણના બોલ પુનરુકિત પામીને તેના કાન ઉપર વારંવાર અથડાય છે. એટલુંજ નહિ પણ તેની જનેતાનું સ્વરૂપ તેની નજર આગળ આવીને ખડું થાય છે. તે જોઇને તેની દુષ્ટ મનોવૃત્તિઓ શરમાઇને પાછી વળી જાય છે. તેથી તેનો ધર્મ સચવાય છે. આવાજ કારણથી આ ભારત વર્ષમાં છેક અભણ અને ગરીબથી માંડીને મોટી વિદ્વાન અથવા રાજાની રાણી જેવી મહા પદ્વી ધરાવનાર દરેક આર્ય માતા પોતાની પુત્રીને સાસરે મોકલતી વખતે ટુંકાં પણ અમૂલ્ય વચનોની શીખામણ દેવામાં પોતાની મોટામાં મોટી ફરજ માને છે. ત્યારે હું પણ એક આર્ય માતા થઇને આવે રૂડે ટાંણે મારી એ પવિત્ર ફરજ બજાવવાની તક જવા દેઊં તો ઘણી અજ્ઞાન અને પાપી કહેવાઊં. માટે સાંભળઃ—

"દિકરી! આજ સુધી તો તું મારી પાસે હતી, તેથી જ્યારે ભૂલતી ત્યારે તને શીખામણ દેતી. પણ હવે તો તને મારી આ છેલ્લી શીખામણ છે, માટે તારા હૈયામાં તે લખી રાખજે; રખે ભૂલી જતી. બેન, સુખમાં કે દુઃખમાં ગમે તેવી હાલતમાં તું હોય, પણ તારો ધર્મ કે નીતિ કદી તજીશ નહિ. ઇશ્વર સ્મર્ણ કે સ્વામિ ભકિત કરવામાં કદી ચૂક કરીશ નહિ. તારા શિયળનું જીવની પેઠે જતન કરજે. તારા પતીનું ઘર ગમે તેવું હોય, પણ તેને સુવર્ણ મંદિર કરીને માનજે. તારા સાસુ સસરાની માબાપની માફક શેવા કરજે. તેમજ જેઠ, દિયર અને નણદ વગેરે સંબંધીઓનું સન્માન રાખીને તેમની સાથે યોગ્યતા મુજબ વર્તાવનું શાણપણ કદી છોડીશ નહિ. સર્વની સાથે બો-

લવા ચાલવામાં પીએરના જેટલી છુટ નહિ લેતાં ઘટીત મર્યાદા રાખજે. બોલવાની મીઠાશ અને સભ્યાતા રાખવામાં કદી ન્યુનતા પડવા દેઈશ નહિં. સગાં સહોદર કે પરિજનો સાથેના વ્યવહારમાં રખાતો વિવેક હમેશાં ધ્યાનમાં રાખજે. અતિથિ જનોને આદરભાવ આપીને તેમનો સારો સત્કાર કરજે. દુષ્ટ માણસના સંગે કદી રહીશ નહિ. અનીશ્ચિત ઘરેણાં પેહેરીને શરીર શોભાવવા કરતાં સદ્‌ગુણ રૂપી સાચાં ઘરેણાં ધારણ કરીને તારૂં દીલ વધારે દીપાવજે. પુન્ય અને પરમાર્થનાં કામ કરવામાં પ્રવૃત્ત રહેજે. સત્યને સાચવજે અને જુઠનું જડમૂળ કહાડજે. પતિના સુખમાં પોતાનું સુખ છે, તથા પતિને પસંદ પડે તેવાં શુદ્ધ આચરણ રાખવાં, તેના જેવો વશીકરણનો બીજો મંત્ર નથી; એ બે વાત કદી ભૂલીશ નહિ. તારા પતિ જેવો પરમ મિત્ર જગત્‌માં તને મળવાનો નથી. એ નક્કી જાણજે. તને અહીંઆં આવવાની મરજી થાય, ત્યારે તારા પતિ વગેરેની આજ્ઞા લેઇને આવજે. પતિવ્રત કરતાં તારા જીવને વ્હાલો કરીશ નહિં. તને આપેલા શિક્ષણમાંથીજ આ થોડાક બોલનું મે તને સ્મર્ણ કરાવ્યું છે. તે પાઠે કરી રાખજે. કુળદિપક દીકરી! અમારૂં અને તારા સસરાનું એમ ઉભય પક્ષનાં કુળ તું દીપાવજે. જોજે હો! હવે તો તારે મેજેજ સંભાળવાનું છે. તારા પિતાના પવિત્ર કુળને કલંક લાગે નહિં, તારી જનેતાની કુંખ વગોવાય નહિં, પ્રાતઃસ્મરણીય સીતા, દમયંતી, અનસૂયા, સાવિત્રી, નર્મદા, પાર્વતી, લોપામુદ્રા, અહલ્યા, તારા અને દ્રોપદી ઇત્યાદિ સતી રત્નોને જે પવિત્ર આર્યભૂમિએ ઉત્પન્ન કરીને જગતમાં શ્રેષ્ઠ પદ મેળવ્યું છે, તેની ઉજ્વળ કીર્ત્તિને ઝાંખ લાગે નહિં, પવિત્ર સંસ્કૃત વિદ્યાનું ભૂષણ જળવાય, અને ઇંગ્રેજી વિદ્યાને માથે દોષ મુકાય નહિં, તથા હિંદમાં હમણાં કહેવાતા કળીયુગને માથે અપવાદ આવે નહિં, પુત્રી! મારી શાણી પુત્રી! જે કરે તે આ સૌ

વિચારીને કરજે. હો! વળી જો! આ મોંઘો મનુષ્યાવતાર ફરી ફરીને આવતો નથી, માટે આ જન્મમાં જે સાર્થક કર્યું તે ખરૂં. મારી લાડકવાયી દિકરી! તારી માતાનું કહ્યું વીસારીશ નહિ. 'શેઠની શીખામણ ઝાંપા સુધી.' એ કહેવત તું ખોટી પાડી આપજે. હમણાં બખત વિચારીને સુઇ ગયેલી સતીઓને તું જગાડજે. તથા આ હત ભાગ્ય હિંદના ક્ષિણ થતા ગૌરવની તું રક્ષા કરજે બેન, તું સર્વ વાતે શાણી છે, તેથી તને કાંઇ કહેવું પડે તેમ નથી. તોપણ માનો જીવ છે; માટે કહ્યા વગર રહેવાતું નથી. તેથી કહું છું અમે તો માત્ર કહેવાનાં સરીખ. પછી કરવું ન કરવું એ તારા હાથમાં છે. જો, બેન, જો, તને સારૂ લાગે તે કરજે, પણ એક વચન તારી માતાનું કહ્યું માનજે. જો સુખ દુઃખ બદલાશે, બધુ થશે, પણ બેન, કર્યું તે ન કર્યું નહિ થાય. માટે જે કરે તે ખુબ વિચારીને કરજે. ચિરંજીવ પુત્રી! તારૂ સૌભાગ્ય અમર રહો, અને તું સુખમાં રહી લાંબુ આયુષ્ય ભોગવો, એવો મારો તને આશીર્વાદ છે."

એ પછી રામશંકર પંડિતે જરા ગભરાયેલા ચેહેરે કહ્યું:—

"કુંવરબાઇ, બેટા! સુલક્ષણી થવા વિષે તારી માતાએ ઘણું કહ્યું છે. તેથી હવે મારે તને કાંઇ કહેવાનું રહ્યું નથી, પણ એ શીખામણ તું બરોબર યાદ રાખીને તે પ્રમાણે વર્તજે, અને ડાહી થજે. હું તને ટુંકામાં એક ઉત્તમ માર્ગ બતાવુંછું. તે ખચિત મોક્ષ માર્ગના સમતુલ્ય છે. તે એજ કે જો તું અમારા ઉપકારનો બદલો વાળી આપવા કોઇપણ માર્ગ ખોળતી હોય, તો 'અમે ઉપર મુજબ દીધેલી શીખામણ પ્રમાણે તારે બરોબર ચાલવું.' તેછે. એ શિવાય બીજો એકે માર્ગ ઉત્તમ નથી."

એ રીતે પંડિતે ટુંકામાં પણ ઘણી કિમતી શીખામણ આપીને આશીર્વાદ દીધો. માતાપિતાની એવી અમૂલ્ય શિક્ષા કુંવરબાઇ

એકાગ્રહચિત્તથી સાંભળ્યા પછી તેના દીલમાં ઉપકાર, પ્રેમ અને વિજોગનું દુઃખ એ ત્રણના ભેગા મિશ્રણનો ઉભરો ભરાઇ આવ્યો. તે જો તેણે રડીને બહાર કહાડયો હોત, તો તેથી પણ માબાપની શીખામણનો અંગિકાર કર્યો એવું જણાવ્યાની ગરજ સરત, પરંતુ કુંવરબાઈ જેવી વિદ્વાન પુત્રીને ફક્ત રડીનેજ તેનો ઊત્તર આપવાનું ઠીક લાગ્યું નહિ. તેથી ભરાઇ આવેલો ઉભરો આંખોનાં આંસુની મારફત ખાલી કરીને ઝટ સાવધ થઇને તે બોલીઃ—

"હે ! પરમ પુન્ય માતા અને પિતા તમોએ મને જન્મ આપીને પછી મારી સંભાળ લેવા વગેરેના કામ પાછળ જે શ્રમ અને દુઃખ વેઠયુંછે, તેની તો પરિસીમા છે ! એટલે હું ગમે તેટલું કરૂં તો પણ તેનો બદલો પૂરેપુરો વળી શકે નહિં. તે છતાં તમે હમણાં મને દીધેલી શીખામણ પ્રમાણે હું બરોબર ચાલુ, તો તે બદલો વળેલો તમે માનો; એવી જ્યારે તમારી ખાસ ઇચ્છા છે, ત્યારે તો ખચિત તમારી શીખામણ પ્રમાણે ચાલવા હમણાંજ હું તમારી સમક્ષ પ્રતિજ્ઞા કરીશ. તમારી આજ્ઞા માનવી એતો મારી ફરજજ છે. તે છતાં તમે મને આવો પરમ લાભ આપોછો, તે તમે મને સાસરવાસામાં આપેલી કિમતી વસ્તુઓ કરતાં તો લાખ ગણો મોંઘો છે, તેથી હું પોતાને મહાભાગ્યશાળી સમજુછું; અને મનમાં ઘણી મગ્ન થાઊછું. 'તમારી શિક્ષા પ્રમાણે હું ચાલીશ.' એમ કહેવા કરતાં તે કરી બતાવીને વધારે ખુશી થઇશ. તે છતાં હું આ સૂર્ય દેવતાની સાક્ષીએ પ્રતિજ્ઞા કરૂછું કે–તમો મારાં માતા અને પિતા બંને જણે મને હમણાં જે શીખામણ દીધીછે, તેનો બોલે બોલ હું પાળીશ. મારી આ સત્ય પ્રતિજ્ઞા પળાવવા પ્રભુ મને સહાય થજો. અને તમારો આશીર્વાદ મને ફળજો. હું તમારા હકમાં શુભ દુવા માગુંછું."

એટલું બોલીને માતાપિતા વગેરે વડિલોને પગે પડી. તથા સગાંવ્હાલાં અને સખી મંડળ વગેરે ને મળી વિદાયગીરી માગી. વિજોગના દુઃખથી સર્વ જણુની રડતી, આંખોએજ જવાબ વાળ્યો. દેવબાઇએ જરા આગળ ધસીને કુંવરબાઇનો જમણો હાથ પકડીને તેના ઉપર હેતનું ચુંબન કર્યું. અને દિકરીના વિજોગથી ગભરાઇને છુટાં પડતી વેળાએ છેવટનું તેના સાથે બોલી લેવાના બ્હાને અધીરાં બનીને અણધાયુ મોં ઉઘાડ્યું, તો તે વખતે પણ "દિકરી ડાહી થજે." એજ વચન નીકળી ગયાં. વાહ ! કેવી ખુબી ! માતાનું સ્વાભાવિક વલણજ પુત્રીને સદાચરણી બનાવવાનું હોયછે, તેનો આ પ્રત્યક્ષ પુરાવો છે. કેમકે બોલવાનું કાંઇપણ આગળથી ધારી રાખ્યા વગર ગભરાટમાં એકાએક બોલવા ગઇ; તો તે વખતે પણ બીજો કોઇ શબ્દ નહિ, ને 'દિકરી ડાહી થજે' એજ શબ્દો નીકળ્યા. હા, એ તો ખરૂંછે કે-'હૈયે હોય તેજ હોઠે આવે.' માટેજ તેના મોંમાંથી એજ વચન નીકળ્યું. ઘણી ખરી માતાઓને આવા પ્રસંગે એવાજ શબ્દો રડતે મોંઢે બોલતાં આપણે વારંવાર સાંભળીએ છીએ.

'દિકરી ડાહી થજે.' એટલું બોલતાંની સાથેજ દેવબાઇથી ખરે ખાત રડી જવાયું. જે પ્યારી પુત્રીને લગભગ પંદર સોળ વરસ સુધી પોતાની સોડમાં રાખી હતી, તેને છોડતાંની વખતે તેની ડાહીમાતા રડી, એ બનાવ વાસ્તવિક હતો. એમ શાણા સજ્જનોએ સમજી લીધું હશેજ. માતાને રડતી જોઇને કુંવરબાઇએ પણ રડી પડીને તુરત તેને કોટી કરી તેજ પ્રમાણે સીરીનબાઇ વગેરે તેની વ્હાલી સખીઓને ફરીથી મળીને તે રડી; અને છેવટે રડતી આંખેજ છુટી થઇને પંથે પડી. એ રીતે પરમેશ્વર પરવરીને કુળદીપાવવા માટે ઉત્પન્ન થયેલું પંખી સ્નેહની સાંકળો તોડીને માતાના ખોળામાંથી ઉડી ગયું ! કયી માતા એ વાતને વિપરિત માનીને દીર્ઘકાળ સુધી પોતાનું કાળ-

જુ બાળ્યાં કરશે! 'ઘોડો ઘોડારમાંજ શોભે.' એ કેહેવતનો કયી માતા અનાદર કરીને પુત્રીને પુખ્ત ઉમ્મરે પાંખમાંથી નહિ છોડે! કોણ કેહેશે કે પોપટને પાળીપોષીને તથા ભણાવી ગણાવીને મોટો કર્યા પછી જ્યારે બોલવાનો વખત આવ્યો, ત્યારે પાંજરામાંથી ઉડી ગયો, એ મહા અન્યાય થયો ?

કુંવરબાઇ જેવી ભણેલી અને સમજણી છોકરી સાસરે જતાં રડી એ વાત જરા નવાઇ જેવી લાગે ખરી, પણ તેનું એ રડણ હમણાંની હિંદુ છોકરીઓના જેવું વિચિત્ર નહોતું. માત્ર માબાપ વગેરેના વિજોગને લીધે તે વાસ્તવિક હતું. તેથી એવી પ્રકારના રડણ સામે કાંઇ પણ ટીકા કરી શકાય નહિં. પરંતુ હમણાં ઘણી ખરી છોકરીઓ સાસરે જતાં રડે છે, તે ઘણું વિચિત્ર પ્રકારનું છે. તેમના રડણમાં પણ વિજોગના દુઃખની લાગણી હોય છે, એ વાત અમે ના પાડી શકતા નથી. ત્યારે કયી વિચિત્રતા છે? તે જૂવો. તેઓમાંની ઘણી ખરીનાં લગ્ન બાળપણમાં થવાથી તથા તેઓ અભણ હોવાથી પતિ પ્રેમ તે શું? એ વાત સમજી શકિત નથી. માટે તેમને સાસરે જવાનો ઘણો અભાવ હોય છે, તેથી રડે છે. બીજી કેટલીકને ઉમ્મર લાયક થતાં પેહેલાં સાસરે મોકલવામાં આવે છે, તેથી રડેછે. તે શિવાય સાસરે બીજા કોઇ પ્રકારનાં દુઃખ તેના જાણવામાં આવ્યાં હોય, તે સંભાળીને રડેછે. એ રીતે ઘણી પ્રકારનાં રડણ વિજોગના સ્વાભાવિક રડણ ભેગાં મિશ્રણ થયેલાં હોય છે. તેથી તેઓ આડોશી પાડોસીને મળવા જતાં તેમને ઘેર તથા રસ્તામાં મોટા ઘાંટા પાડીને રડે છે. વળી કેટલીક તો વગર દુઃખે પણ સર્વેનું દેખા દેખી તથા સાસરે જતાં તો મોટે સાદે રડવુંજ જોઇએ, એવા હસવા સરખા ઘેહેલા વિચારથી તેઓ મોટેથી રાગડા કહાડીને રડેછે. ઘણું કરીને એવો ચાલ ગાંમડાંમાં વધારે જેવામાં આવે છે. તે ઘણો કઢંગો છે.

સ્વદેશી ભગિનીઓ ! કુંવરબાઇને તેની માતાએ દીધેલી શીખામણ તો તમારે અભ્યાસ કરવા જોગ છે. તેજ પ્રમાણે કુંવરબાઇએ એ શીખામણ પ્રમાણે ચાલવા માટે કરેલી પ્રતિજ્ઞા પણ સ્તુતિપાત્ર છે. તોપણ એ પ્રતિજ્ઞા પ્રસંગ આવે તે પાળી શકશે કે નહિં, તે જાણવા માટે તો હજુ આપણને કેટલીકવાર થોભવું પડશે. ને જાણ્યા પછીજ તેના વિષે આપેલો અભિપ્રાય વ્યાજબી ગણાશે. કારણ કે ગમે તેવા કેળવાયેલા કે ઊંચા વિચારના માનવીના સ્વતંત્ર અને ચલિત મનનો કાંઇપણ ભરૂસો પડતો નથી. તેમ ભરૂસો રાખીએ તેવાં બધાં પાત્ર જગતમાં જડતાં પણ નથી. તેમાં હમણાંજ આપણને વિદ્વતાની વેદી ઉપર બેસીને વખાણ પામેલી પેલી બે સ્વદેશી ભગિનીઓએ તે વિષેની પ્રત્યક્ષ પણે ખાત્રી કરી આપી છે. તેમાંની એકે પોતાનો બાપિકો પવિત્ર ધર્મ ભ્રષ્ટ કરીને અને બીજીએ પોતાના પ્રિયતમ પતિને છોડીને આર્ય મહિલાઓના કપાળમાં મહા કલંકની રેખા અંકિત કરી છે. તેથી કુંવરબાઇને માટે હમણાં કાંઇ પણ અભિપ્રાય બાંધવાનું અમે સૂચવતા નથી. જુવો કે તેને ભવિષ્યમાં કોઇ બારે દુઃખની કસોટી ઉપર ચડવું પડે, એવાં ચિન્હ તો આપણે જોઇ લીધાં છે. તેથી કદાચ તેને ચડવુંજ પડે ત્યારે તે કેટલી ધીરજ ધરીને પોતાની પ્રતિજ્ઞા પાળશે, તે જોવું જોઇએ. પણ આપણે તો ઇચ્છી શું કે તેના જેવી નિર્દોષ અને સુકોમળ તરુણીને એવો કઠણ વખત કદી સ્વપ્ને પણ આવે નહિં. તે છતાં તેના પ્રારબ્ધને લીધે તે આવે તો પછી આપણે લાઇલાજ છીએ. તે વખતે આપણે તેની કેળવણીનું, બુદ્ધિનું, સહન શીલતાનું અને દ્રઢતાનું માપ કરી શું. જો તેમાં તે ફતેહ પામેલી માલુમ પડશે, તો તેનો ધડો લેવાને અમે તમને ભલામણ કરી શું. ત્યારે હમણાં તો અમે આગ્રહ કરીને એટલુંજ કહી શું કે 'બેહેનો! દેવબાઇનાં અમૃત જેવાં વચનો તમે ગણી

ગણીને વીંણી લ્યો. અને તેનો સદુપયોગ કરવા તમારા મનમાં દ્દઢ સંકલ્પ કરો. એથી તમે નિશ્ચયે મોક્ષ પદને લાયક થશો. એ તમારી જીંદગાનીમાં કાંઇ જેવો તેવો નહિં પણ પરમ લાભ છે. માટે જરૂર તમે તે મેળવો. એવી મારી તમને નિયમ પૂર્વક વિજ્ઞપ્તિ છે.

પ્રિય પાઠકો ! કુંવરબાઇને સાસરે વોળાવીને હવે પાછા વળો અને તેની હવે પછીની હકીકત જાણવા પામો ત્યાં સુધી માણેકશાહ ઝવેરી અને રામશંકર પંડિતના સંબંધની કેટલીક જાણવા લાયક હકીકત તપાસવા માટે નીચેલા પ્રકરણ તરફ નજર કરો.



# પ્રકરણ ૩ જું.

## સવૈયા.

સીત હરી દીન એક નિશાચર, લંક ગઇ દીન એસોહી આયો;
એક દીનંમ દમયંતી તજી નળ, એક દીનંમ ફીરહી સુખ પાયો;
એક દીનંમ બન પાંડવ ગે અરૂ, એક દીનંમ શિરછત્ર ધરાયો;
સોચ પ્રબીન કછુ ન કરો, કિરતારે એહી બીધી ખેલ રચાયો.‡

માણેકશાહના વડિલો મુંબાઇમાં અગાઉ ઝવેરીનો ધંધો કરતા હતા. એ ધંધામાં તેમણે ઘણો પૈસો તથા આબરૂ મેળવી હતી. તેથીજ તેઓ "ઝવેરી" ખાનદાનને નામે પ્રખ્યાત હતા. કેટલીક પેઢી સુધી તો તેમના વૈભવનાં વાજાં પૂરજોશથી ગડગડયાં હતાં; પણ પાછળથી તે બંધ પડયાં હતાં. જે રીતે તેમના સુખનો સૂર્ય ચડતે ચડતે મધ્યાન્હે આવ્યો હતો; તેજ રીતે પાછો ધીમે ધીમે નમતો થવા લાગ્યો હતો. અને માણેકશાહના બાપની સંસાર મુસાફરીમાં તો કેવળ આથમી પણ ગયો હતો. માણેકશાહના બાપનું નામ મંચેરશાહ ઝવેરી હતું. તેમને વડિલાની મોટી પુંજી વારસામાં મળી હતી. તે વડે તેઓ પોતાનો ધંધો કરતા હતા. પણ કમનસીબે નફો મળવાને બદલે ખોટના ખાડામાં ઉતરવાથી તે ઓછી થતી હતી. તેમાં તેમનો બુદ્ધિનો કે આળસનો કાંઇ વાંક નહોતો. વાંક માત્ર જોઇશું તો તેમના નસીબનો હતો. તેમના વડિલોના ખરાં બપોરની વખતમાં વગર ચાતુરીએ સઘળા પાસા સવળા પડતા હતા, પરંતુ મંચેરશાહ તો ઘણી ચાતુરી વાપર્યા છતાં પણ જીતેલી બાજીઓ ઉપરા ઉપરી હારી જતા હતા. તેમ છતાં લગભગ જીંદગીનો અર્ધો ભાગ તેમણે સુખ શાન્તિમાં ગુજાર્યો હતો. તે પછી તેમના દિવસ ઘણા વાંકા થવા

‡ પ્રવિણ સાગરમાંથી.

લાગ્યા હતા. વેપારમાં તેમણે ઘણું દ્રવ્ય ગુમાવ્યું; અને બાકી જે રહ્યું તે-માંથી ચોરી થઇ તથા રાજદંડ વગેરે બીજી આફતો આવી પડી, તેમાં પૂરૂ થયું. એવી રીતે તેઓ પૈસેટકે છેકજ ખાલી થઇ ગયા હતા. તે એ-ટલે સુધી કે એ ભાગ્યશાળી ભૂખ્યાનું મોંહુ કદી ન જોનારને પોતાના પે-ટના પોષણનો આધાર પણ બીજાના ઉપર રાખવો પડયો. અરે ભગ-વાન! તું જે કરે તે માથા ઉપર, રંકનોરાય, અને રાયનોરંક બને, એવી તા-રી અગત્ય અને પ્રૌઢ શક્તિ વગર હોયજ કયાંથી? એક ઘણા આબરૂદાર અને પ્રતિષ્ઠિત ખાનદાન કુટુંબનો, સુખમાં ઉછરેલો અને અર્ધા સંસાર મુસાફરી સુખમાં કરેલો એવા એક પુરૂષને માટે આ દુઃખ જેવું તેવું નહોતું, પણ ઘણું ભારે હતું. જો કોઈ ઓછી સમજનો કે હિંમત વગરનો માણસ હોત તો ખરેખર તેનું ભેજું ખશી જાત અથવા જીંદગીથી કંટાળીને જીવ્યા કરતાં મોતને વધારે પસંદ કરત. પણ મંચેરશાહ તેવી બુદ્ધિના માણસ નહોતા. તેમના વડીલો અસ-લથીજ વિદ્યાના મહાન ઉપાસક હતા. તેથી ઓધે ઉતરેલા કેટલાક સારા ગુણો શિવાય તેમણે લીધેલી કેળવણીથી તેમના હૃદયમાં ઘણી ઊંચી બુદ્ધિએ વાસ કર્યો હતો, તેથી આવા દુઃખના વખતમાં પણ તેઓ બીલકુલ ગભરાયા નહિ. મંચેરશાહનાં ધણીઆણી દિનબાઈ પણ તેમના જેવાં ઉંચા કુળનાં, સદાચરણી, વિવેકી અને બુદ્ધિશાળી હતાં. બધી વાતે સંભાળીને ચાલ્યા છતા આપત્તિ આવી પડી તો "ખોદા-ની મરજી. નસીબમાં હશે, તો ફરીને સુખ પામશું." એટલા ટુંકા બોલોમાં એવા મહાભારત દુખની વેદના બન્ને જણ ભૂલી શકતાં હતાં. તેમની સહન શક્તિનો એ ગુણ ઘણો તારીફ કરવા જેવો હતો. તેમણે નિશ્ચય કર્યો હતો કે—"ખોદાને ગમે તો અમને થોડી બી જે મદદ બીજી તરફથી મળે છે, તે ભલે ને લેઇ લે. પણ અમે અમારૂં આકિન યકીન ખોદાન [illegible] કદી દેનાર નથી; જીંદગીથી કદી કંટાળ-

નાર નથી; અને ના હિંમત બની આળસુ થઇને બેસી પણ રહેનાર નથી. સુખમાં કે દુઃખમાં ચાહે તેવી હાલતમાં અમે હોઇશું, પણ દૃઢ વિશ્વાસથી સારા ફળની આશાએ હરેક સારો ઉદ્યોગ અમે કરીશું.” એવા દૃઢ નિશ્ચયવાળા ઝવેરીએ દિનબાઇની સંમતિ લેઇને એક પરગજુ પુરૂષના આશ્રય નીચે પરદેશમાં કમાવા જવાનો મનસુબો કર્યો. એ મનસુબો પાર પડે તે અગાઉ તેમના વૈભવના વખતની એક મોટામાં મોટી ઉમેદ પાર પડી. તે એજ કે તેમને એક પુત્રની પ્રાપ્તિ થઇ. જ્યારે સુખના અવસરમાં એકાદ ફરજનની પ્રાપ્તિ માટે ધણી ધણીઆણી બન્ને જણ ખોદાની બંદગી નિરંતર કર્યા કરતાં હતાં, ત્યારે તેમની એ આશા ફળવંતી થઇ નહોતી; પણ હમણાં જ્યારે તેઓ દુઃખમાં આવી પડ્યાથી ફરજનની વાત છેક ભૂલી ગયાં હતાં, ત્યારે દિનબાઇને પેટ માણેકશાહે અવતાર લીધો. ‘ધાના ત્યાં પાના નહિ, ને પાના ત્યાં ધાના નહિ.’ એ કેહેવત તેમના વિષે હમણાં ખરી પડી. જો કે ગુજરાન ચલાવવાને તેમના દોહિલા દિવસોમાં એથી તેમને જરા ભારે તો પડ્યું ખરૂં તોપણ સ્વાભાવિક રીતે સંસારની માયાને લીધે સંતતિ સુખ મળ્યાથી તેમને ઘણો હર્ષ થયો.

જ્યારે માણેકશાહ બે વર્ષની ઉમ્મરનો થયો, ત્યારે પ્રથમ કરેલા ઠરાવ પ્રમાણે મચેરશાહ કબિલા સહિત કમાવા સારૂ પરદેશમાં જવા નીકળ્યા ને વિલાસનગરમાં જઇને વસ્યા. વખાના માર્યા મુંબાઇ છોડીને વિલાસ નગરમાં રહ્યા તો ખરા, પણ નસીબ તો બે ડગલાં આગળને આગળજ હતું. તેથી કેટલીક જાતના ધંધા કરીને તેમણે નસીબ અજમાવી જોયું, પણ કાંઇ ફતેહ મળી નહિ. તે છતાં તેમની ઉદ્યોગ કરવાની ખંત તથા હિંમતમાં જરા પણ ન્યુનતા જણાઇ નહિ; ને ઉલટા વધારે ઉમંગથી ઉદ્યોગ કરવા લાગ્યા. આ બધી

ચર્ચા જોનાર એક અભ્યાસીએ તેમની પાસે જઇને પુછયું કે —

"પ્રથમ તમે ઘણું સુખ ભોગવ્યા પછી દૈવયોગે આવી દુઃખી હાલતમાં આવી પડયા છો; તે છતાં હમેશાં આનંદી દેખાઓ છો, વળી ઘણી વખતે કામમાં નિષ્ફળ થયા છતાં તેની જ પાછળ ઉમંગથી મંડયા રહો છો, તેનું શું કારણ? અને એવા ગુણ તમારામાં શી રીતે આવ્યા છે? તે મને કૃપા કરીને કહો."

મંચેરશાહે ગંભીર ચેહેરે કહ્યું કે-"તમે ઘણોજ અગત્યનો પ્રશ્ન પુછયો. ત્યારે સાંભળો; તે હું તમને વીગતવાર કહું છું." મારા સુખના દિવસોમાં મને એક મહાજ્ઞાની પુરૂષનો સમાગમ થયો હતો, તે વખતની વાત ચિતમાં તેણે મને કેટલાંક અમૂલ્ય વચનોમાં ઉપદેશ કર્યો હતો. તે સર્વ મેં મારા હૈયામાં લખી રાખ્યો છે. તેથી હમેશાં યાદ કરીને હું આનંદમાં રહું છું ને કોઇ પણ કામથી કાયર થયા વગર તેની પાછળ ઉમંગથી મચ્યો રહું છું. પછી તે ફળીભૂત થાઓ વા ન થાઓ, તે વાત ખોદાની મરજી ઉપર સોંપીને તેની કાંઇ પણ દરકાર હું કરતો નથી. તે જ્ઞાની પુરૂષે બીજા કેટલાક પંડિતોનાં પ્રમાણ વાક્યો બતાવીને મને કહ્યું હતું કે:—

"આ સંસારમાં સુખ કે દુઃખ એવો કાંઇ પદાર્થ નથી. પણ તેનો ઘણો આધાર માત્ર મનના માનવા ઉપર છે; અમૂક વિષય કે વસ્તુ એકને સુખ જેવી લાગતી હોય, તેજ બીજાને દુઃખ જેવી લાગે છે. અથવા તેજ વિષય અને વસ્તુ જેને એક વેળાએ સુખ જેવી લાગતી હોય, તે બીજી વેળાએ તેને દુઃખ જેવી લાગે છે. માટે હરેક બાબતમાં હમેશાં સંતોષ રાખવાથીજ સુખ થાય છે.—ધર્મિક માણસના ઉપર જે કાંઇ આવી પડેછે, પછી તે સુખ હો, વા દુઃખ હો, અથવા બીજાને તે સંકટ જેવું ભાસતુ હો, પણ આખરે તે તેના સુખની વૃદ્ધિનેજ સારૂ હોય છે.-વિપત્તિ વિના માણસનામાં શુભ ગુ-

ણ આવતા નથી. સદ્‌ગુણનો પ્રકાશ વિપત્તિથીજ થાય છે. વિપત્તિ એ માણસના ગુણ કસવાની કસોટી છે. દુઃખનો અનુભવ થયા વગર સુખની મઝા તથા બીજાના દુઃખની પીડા જાણી શકાતી નથી. સુખ દુઃખ હમેશાં વારા ફરતી આવે છે. માટે સુખ મળે છકી જવું નહિ, અને દુઃખ આવે ડરવું નહિં. ગમે તેવી હાલતમાં હોઇએ, પણ પ્રભુનુ સ્મર્ણ કરીને ઉદ્યોગ કરવો. મોટાં કામ કરવામાં બહુ ધૈર્યતા રાખવી. પુરૂષપ્રયત્ન આગળ કાંઇ કામ અશક્ય નથી. શકય કામ સિદ્ધ ન કરવા વિપત્તિ એ કારણ નથી. પ્રસન્ન મન અને નિયમથી સન્માર્ગે ઉદ્યોગ કરીએ તો ભાગ્ય ઉદય થયા વિના રહેતું નથી. વળી તેણે એક ઇંગ્રેજી કહેવત કહી હતી કે–"Heaven helps those who help themselves." એટલે જે માણસ પોતે પોતાને મદદ કરે છે, તેને પરમેશ્વર પણ મદદ કરે છે. એ વિષે ગુજરાતીમાં પણ કહેવાય છે કે–"હિમ્મતે મરદા તો મદદે ખોદા."

એ પ્રમાણે એ મહા જ્ઞાનીએ મને કહ્યું હતું તે મેં ખૂબ પાકે કરી રાખ્યું છે. તેથી જ્યારે હું સંકટમાં આવી પડું છું, ત્યારે ઉપરના બોલ યાદ કરીને મારૂં દુઃખ ભૂલી જાઉં છું.

ઝવેરીનો આવો જવાબ સાંભળીને પેલો અભ્યાસી તો અત્યંત ખુશી થઇ ગયો; એટલુંજ નહિ, પણ એ અમૂલ્ય શિક્ષા પોતાની સ્મર્ણપોથીમાં ઉતારી લીધી. પછી ઝવેરીનો ઉપકાર માનીને ત્યાંથી ચાલ્યો ગયો.

એ રીતે ઉંચી બુદ્ધિવાળા ઝવેરી કેટલાંક વર્ષ સુધી ઉદ્યોગ કરીને વિપત્તિની સામે યુદ્ધમાં ઝુઝયા, અને ઘણી વખતે પરાજય પામ્યા છતાં દુઃખના રણમાંથી પાછાં પગલાં કર્યાં નહિ, તેથી અંતે જય પામ્યા. તેમના મનની દૃઢતાની કસોટી કરવામાં જ્યારે કાંઈ બાકી રહ્યું નહિં, ત્યારે આપણા એ ઝવેરીને જગતના ઝવેરીએ પરખીને પા-

સ કર્યો. તેથી તેમની નામના બધે ઠેકાણે ફેલાઇ ગઇ. ને લક્ષ્મીબાઇનાં પગલાં પણ ધીમે ધીમે તેમને ઘેર પડવા માંડયાં. એમ બધી વાતે પાછા સુખશાન્તિમાં આવ્યા. અને થોડોક વખત સુધી એ શાન્તિનો લ્હાવો લીધા પછી તેમની સંસાર મુસાફરી પૂરી થવાથી પોતાની હિમત અને સહનશક્તિનું દૃષ્ટાંત જગત્‌ના લોકોને માટે મૂકી તથા એકના એક પ્યારા પુત્ર માણેકશાહને વારસામાં કેટલાક ગુણ અને થોડીક પુંજી આપીને આપણા એ બુઢ્ઢા ઝવેરી આ દુનિઆંનો ત્યાગ કરીને કિર્તારની હજુરમાં ચાલ્યા ગયા.

ઉપર પ્રમાણે માણેકશાહના બાપની સંસાર સ્થિતિના જૂદા જૂદા રંગ આપણે જોયા. તે ઉપરથી એ વિષે થોડોક વિચાર કરવાનું આપણને મન થાય છે. માણસની સ્થિતિના એવા ફેરફાર કાળચક્રને લીધે થયાનું લોકો માનેછે; અને કહેછે કે—'વેળા વેળાની છાંયડી જૂદીછે.' જેમ પૃથ્વી ઉપર નાની મોટી સઘળી વસ્તુઓ અવસ્થાંતર પામેછે; તેમ માણસોની સ્થિતિ પણ બદલાતી જોવામાં આવે છે; એ વાત ખરી પણ એ બેઉની ક્રિયામાં તફાવત જણાયછે. કેમકે દરેક જાતની વસ્તુઓમાં અમૂક નિયમ પ્રમાણે સરખા ફેરફાર થાયછે. અને માણસોની સ્થિતિના ફેરફાર કાળચક્રની સાથે દરેકના નસીબ પ્રમાણે જૂદા જૂદા થાય છે. તેથી કોઇ માણસની સ્થિતિ વેહેલી, અને કોઈની મોડી બદલાય છે. તથા કોઇની ઘણીવાર, અને કોઇની થોડીવાર બદલાયછે. જેમના વડિલો એક વખત ઉપર મોટી સાહેબી ભોગવી ગયા હોયછે, તેમનાજ પુત્ર–પૌત્રો પાછળથી અધમ દશામાં આવી પડેછે. અને પાછા ફરીથી તેઓ સુખી પણ થાય છે. એ પ્રમાણે સુખ દુઃખના તડકા છાંયડા થતા ઘણી વખતે આપણા જોવામાં આવે છે. નસીબ યાને કાળચક્રની એ ઘટમાળા ઘણી વિચિત્ર રીતે ફરેછે. પણ તે કયી રીતે સારા ખોટા માર્ગ ઉપર ચાલેછે,

તે સમજવા માણુસનું પૂરેપુરૂં સામર્થ્ય નથી. તોપણ માણુસ પોતાની વિવેક બુદ્ધિવડે એ વિષેના કોઇક અનુમાન ઉપર જઇ શકે છે. હાલના વખતમાં જ્યારે કોઈ સુખી માણુસ દુઃખી હાલતમાં આવી પડેછે, ત્યારે લોકો કહેછે કે–તેની દશા હમણાં નબળીછે; નસીબ વાંકુ છે; ગ્રહ પીડે છે; પૂર્વજન્મની કરણી નડેછે; ઇશ્વર સાનકૂલ નથી અથવા તેણે ઉદ્યમ કર્યો નહિ. વળી જ્યારે કોઇ દુઃખી માણુસ સુખી અવસ્થામાં આવેછે, ત્યારે કહેછે કે–તે ભાગ્યશાળી છે; તેનાં પુન્ય ઉગી નીકળ્યાં; પેલા ભવમાં સારાં કર્મ કર્યાં હશે; પરમેશ્વર તેના ઉપર પ્રસન્ન છે; અથવા તેના ઉદ્યોગનું ફળ મળ્યું, એમ જૂદી જૂદી રીતે લોકો બોલેછે. પરંતુ એ વિષે સારી પેઠે મનન કરી જોઇશું તો છેવટ એવો સાર નીકળશે કે માણુસના સુખ દુઃખનો આધાર તેના નસીબ અને ઉદ્યોગ એ બેઉ ઉપર માત્ર રહેલોછે.

કેટલાક નાસ્તિકો જેઓને કાંઇપણુ કારણ તપાસવાની કડાકુટ કરવી ગમતી નથી, અને હમેશાં પોતાને સુખી થયેલા જોવાને ઇચ્છે છે. તેઓ તો એવા બનાવ જોઇને કહેછે કે–પરમેશ્વર અન્યાયી છે; ન ઘટે ત્યાં આપે છે, અને ઘટે ત્યાંથી આપેલું પણુ પાછું લેઇ લેછે. હસાવીને પાછો રડાવે છે. ધર્મિને ઘેર ધાડ અને પાપીને ઘેર કુશળ રાખે છે. એવા એવા અપવાદ મૂકીને તેને નિંદે છે. નાસ્તિકો ચાહે તેમ કહે, પણુ આપણે તો એમ કહીશું નહિ. ત્યારે નસીબ તે શું, અને તે સારૂં યા નરસુ શી રીતે હોઇ શકે; એ વિષે જરા વિચાર કરીએ.

આપણે વિવેકબુદ્ધિ વડે એટલું તો ચોકસ જાણીએ છીએ કે–આ જગત્‌નો બનાવનાર અને નિયંતા—પછી તેને ચાહે તો ઇશ્વર કહો કે ખોદા કહો, અથવા ખ્રિસ્તિઓનો ગૉડ કહો, પણુ તે સર્વે એકજ છે; અને તેની મરજી અથવા પ્રસન્નતા એજ માણુસનું

નસીબ છે. ઇશ્વરની પ્રસન્નતા વા નસીબ સારૂં કે બુરૂ હોવું, એ વાત માણસની સારી યા ખોટી કરણી ઉપર આધાર રાખે છે. અને તેનાજ કોઇ વિચિત્ર પરિબળને લીધે માણસની જીંદગી તથા સંસાર સ્થિતિ ઉપર તરેહવાર જાતના ફેરફાર થતા જોવામાં આવે છે. જેની કરણી સારી હોય છે, તેની સ્થિતિ પણ સારી હોય છે. તેમાં ઉદ્યોગનું ફળ જોડાયાથી વિશેષ સારી થાય છે, અને સુખ મળે છે.

માણસની વિવેક બુદ્ધિવડે માલુમ પડેલી નીતિ પાળી દયા, જ્ઞાન અને પરોપકાર આદિ પુન્યનાં કામ કરવાં તથા પરમેશ્વરની ભક્તિ કરવી, તેનું નામ સારી કરણી છે. હવે સારી કરણીનું ફળ સારૂંજ મળે છે એ વાત ખરી, પણ ઘણા પ્રસંગોમાં આપણે એવું જોઇએ છીએ કે અમૂક માણસની કરણી સારી હોવા છતાં તેના ઉપર ઇશ્વરની પ્રસન્નતાનાં કાંઇ ચિન્હ હોતાં નથી. ને ઉલટો તે માણસ ઘણો દુઃખી હાલતમાં આવી પડેલો હોય છે. વળી એથી પણ ઉલટું કેટલાક માણસોની કરણી ખરાબ હોવા છતાં તેમને વધારે સુખી હાલતમાં જોઇએ છીએ. ત્યારે એ પ્રમાણે કરણીનું ફળ ઉલટ સુલટ મળેલું જોઇને આપણે શું ધારીશું? જો એ વિષે આપણને કાંઇ સમજણ પડતી નહિ હશે, તોપણ નાસ્તિકોની પેઠે આપણે કદી એમ તો નહિજ કહીએ કે 'ધર્મિને ઘેર ધાડ, અને પાપીને ઘેર કુશળ છે.' પણ ખચિત એવું માનીશું કે—માત્ર જોનારના જ્ઞાનની અપૂર્ણતાને લીધેજ બહારથી એવું અન્યાય જેવું લાગે છે ખરૂં, પણ તે કાંઇ તેવું નથી. અગર જો ધાર્મિક માણસને દુઃખ અને પાપી માણસને સુખ જેવું સાધન પ્રત્યક્ષ આપણા જોવામાં આવતું હોય તો પણ તે દુઃખ સુખ ખરેખરૂં છે, એમ ધારવું એ ઘણું ભૂલ ભરેલું છે. કારણ કે સુખ અને દુઃખ એવો કોઇ પદાર્થ નથી. પણ તે માત્ર મનના માનવા ઉપર છે. ત્યારે ધાર્મિક માણસનું જે દુઃખ આપણે બ-

હારથી જોઇ શકીએ છીએ, તે કદાપી તેના મનમાં સુખનું મૂળ કાં નહિ હોય? તેમજ પાપી માણસનું જે સુખ બહારથી આપણે જોઇએ છીએ, તે તેના મનમાં દુઃખનું મૂળ કાં નહિ હોય? તેમ પણ હોય, એ વાત અનુભવ સિદ્ધ છે. જૂઓ નીચેના ઉદાહરણથી વધારે સમજ પડશે.

એક રાજા અથવા શ્રીમંતને ઘેર ઘણો પૈસો, ગાડી–ઘોડા, નોકર–ચાકર, અને વાડી–વજીફા વગેરે બહારથી દેખાતાં પુષ્કળ સુખ સાધનો છે. તે છતાં પોતે સંતતિહીણ હોવાથી અથવા અંગરોગથી અથવા કુટુંબકળહથી અથવા કોઇ ભારે નુકશાનીમાં આવ્યાથી કે એવીજ સંસારની બીજા કોઇ પ્રકારની ગુપ્ત વ્યાધિને લીધે તેનું મન નિરંતર ચિંતામાં રહે છે. ને પોતે એમજ સમજે છે કે મારા જેવો દુઃખી માણસ જગતમાં કોઇ નહિ હોય.—હવે એક ગરીબ માણસને ઘેર કાંઇ પણ પુંજી નથી, રહેવાને ઘર પણ સારૂં નથી, પોતાના તથા કુટુંબના પેટના પોષણ માટે ટાઢ અને તડકામાં સખ્ત મજુરી કરવી પડે છે, અંગે પેહેરવાને વસ્ત્ર પણ સારાં મળતાં નથી, એ રીતે બહારથી તેનો સંસાર દુઃખી દેખાય છે. પરંતુ તે શરીરે નિરોગી છે, તેને મજુરી કરીને પણ વખત થયે શેર અન્ન સુખે ખાવા મળે છે, અને હલકાં વસ્ત્ર પણ અંગ ઢાંકવા મળે છે. તેમ સંસારની કોઇ પ્રકારની તેને ચિંતા નથી. ને સદા સંતોષમાં રહેછે. હવે ઇન્સાફની ખાતર જરા ઉંડો વિચાર કરીને કહો વારૂ, આ બન્ને જણમાંથી વધારે સુખી કોણ? માણસના મનની હાલત જાણ્યા વગર માત્ર ધનબળ કે વિદ્યાબળ અથવા હલકી સ્થિતિ જોઇનેજ તે સુખી વા દુઃખી છે, એમ ધારવું શું વ્યાજબી છે?

વળી વિદ્વાન લોકો એવો ખુલાસો કરે છે કે ધાર્મિક માણસોના ઉપર જે કાંઇ દુઃખ આવી પડે છે, તે તેમના ધાર્મિકપ-

ણાની કસોટી કરવા તથા તેમની મોટાઇનો પ્રકાશ કરવા સારૂ છે. વળી દુ:ખનો અનુભવ થવાથી સુખની યોગ્યતા તથા બીજાના દુ:ખની પીડાનું તેને બરોબર જ્ઞાન થાય છે. માણસ નિરંતર સુખમાં રહે ને દુ:ખ કદિ દેખે નહિ, તો પછી સુખમાં મઝા કેવી છો તેનું જ્ઞાન તેને થાય નહિ. જેમકે જગતમાં રાત્રિનું અંધારૂં ન હોત તો સૂર્યના પ્રકાશથી કેટલું સુખ અને ફાયદા થાય છે, તે સમજાત નહિ. કડવા પદાર્થો ન હોત તો મીઠા પદાર્થોની મધુરતા સમજવામાં આવત નહિ. તેજ પ્રમાણે જેણે કોઇ પ્રકારનું દુ:ખ દીઠું ન હોય, તે બીજાના દુ:ખની પીડા શી રીતે જાણી શકે? અને જ્યારે તે ન જાણે ત્યારે બીજાનું દુ:ખ દેખીને તેને મદદ કરવાનું મન ક્યાંથી થાય? તે સમજવું સેહેલ છે. તો પછી "પરદુ:ખભંજન" જેવી મહા પદ્રીનું માન ભોગવવાને ભાગ્યશાળી કોણ થાય? તેજ પ્રમાણે પાપી માણસોને માટે પણ સમજવું. કેમકે જેણે કદી સુખ જોયું ન હોય, ને નિરંતર દુ:ખમાંજ રહેલો હોય, તેને દુ:ખની પીડા જણાય નહિ. તેથી દુ:ખ દેવાનો હેતુ જે પાપની શિક્ષા તે પાર પડી શકે નહિ. તેટલા માટે પાપી માણસને કદાપી સુખ મળતું હોય, તો તે બનવા જોગ છે. પણ તે સુખ તેના ઉપર ભવિષ્યમાં આવી પડનાર દુ:ખની વૃદ્ધિ કરનાર છે માટે તેને સુખ નહિ પણ દુ:ખજ કહેવું, એ વધારે યોગ્ય છે. પાપી માણસ કદી પણ સુખનો ભોકતા હોય, એમ માનવું વિવેક બુદ્ધિથી ઘણું વેગળું છે.

પૂર્વ જન્મ અને પુનર્જન્મ માનનારાઓ વળી એવું કહે છે કે ધર્મિ માણસને જે કાંઈ દુ:ખ અને પાપીને સુખ આવી મળેછે, તે તેના આગલ્યા જન્મની કરણીનું ફળ છે. અને હાલની કરણીનું ફળ તો તેને હવે પછીના જન્મમાં મળશે. વળી તેઓ એમ પણ કહેછે કે—આ દેહમાં ભોગવી શકાય છે, તેવાં પાપ પુન્યનાં કર્મોનું ફળ

હાલ મળે છે. અને જે મોટાં કર્મોનું ફળ આ દેહમાં ભોગવી શકાતું નથી, તેનેજ બીજી દેહ ધારણ કરવી પડે છે. અને તેમાં તે કર્મોનું ફળ ભોગવાય છે. આ વાતની સાબેતીમાં તેઓ બતાવે છે કે એક માણસ કોઈ મહા ભાગ્યશાળીને ઘેર જન્મે છે; ત્યાં સુખી થાય છે. તો બીજો એક કંગાળ ભીખારીને ઘેર જન્મે છે, ત્યાં દુઃખી થાય છે. તેજ પ્રમાણે એક જણને જન્મથીજ મહા બુદ્ધિની બક્ષિસ મળેલી હોય છે, તો બીજાને તેનાથી ઘણે દૂર રાખેલો હોય છે. એ રીતે માણસ તેના જન્મની સાથેજ સારૂં અથવા ખોટું નસીબ લેઈને આવે છે. તેનું કારણ બીજુ કાંઈ નહિ; પણ તેના પૂર્વ જન્મની કરણીનો યોગ છે. નહિ તો જેમને જગત્માં આવીને કાંઈ પણ કર્મ કરવાનો પ્રસંગ પડચો નથી, તેમાંના એકને કિયા સારા કામને માટે ભાગ્યશાળીને ખોળે મૂકયો ! અને બીજાને કેઈ કસુરને માટે જન્મતાંજ ભિખારીનું દુઃખદપદ આપ્યું ? એજ રીતે કમી જાસ્તી બુદ્ધિને માટે પણ કહેવામાં આવે છે. આ વિષે કેટલાક જણ એમ પણ કહે છે કે—સારે ખોટે ઘેર અવતાર પામવો, તથા બાલ્યાવસ્થામાં જે કાંઈ સુખ દુઃખ ભોગવવું, એ તેના માબાપની કરણીના યોગે કરીને બને છે.

પૂર્વ જન્મ અને પુનર્જન્મ જેઓ નથી માનતા તેઓ કહેછે કે જે પુન્યનું સારૂ ફળ અને પાપની શિક્ષા હમણાં નથી મળતી. તે મૃત્યુ પછી પ્રભુના દરબારમાં મળે છે. સ્વાભાવિક રીતે જગત્ના બધા લોકોના મનમાં આવો ભાવ ઝટ પ્રગટ થાય છે. તેને લીધેજ માણુસો પાપ કરતાં ડરે છે, અને પુન્ય કરીને રાજી થાય છે.

આવી રીતે પુન્ય અને પાપનું ઉલટ સુલટ મળતું ફળ તથા જન્મની સાથેજ નશીબની થતી બાંટણી અને એ વિષે માનવામાં આવતાં જૂદાં જૂદાં મત એ બધાનો જ્યારે આપણે વિચાર કરીએ

છીએ, ત્યારે મન જરા સંશય હીંડોળે ચડીને ડોલા ખાય છે. આવી વખતે જ્યારે કોઇપણ મત તરફ વળવા મનને સૂઝ પડતી ન હોય, ત્યારે તેને વધારે ગુંચવાડામાં નાખી ભ્રમિત નહિ કરતાં "ગમે તેમ હો, પણ સારા કામનું ફળ સારૂં; અને ભૂંડા કામનું ફળ ભૂંડું, વેહેલું કે મોડું પણ મળ્યા વગર રહેતુંજ નથી. માટે હમેશાં સારાં કામ કરવાં" એવું માની મન શાંત કરવું, એ વધારે સારૂં છે.

આપણે જોઇએ છીએ કે દરેક માણસ પોતાના જન્મની સાથેજ પોતાનું નસીબ લેઇને આવે છે. તેની સાથે નસીબ પ્રમાણે કમી જાસ્તી બુધ્ધિ પણ તેને મળેલી હોય છે, એ બુદ્ધિ કેળવાયા પ્રમાણે માણસ સારા અથવા ખોટા માર્ગે ચડીને ઉદ્યોગ કરે છે. અને તેનું ફળ નસીબ પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે આપે છે. કેટલાક જણ કહે છે કે-જેમ ઉદ્યોગનું ફળ નશીબ આપે છે, તેમ ઉદ્યોગ કરવાની બુધ્ધિ પણ નશીબજ સૂઝાડે છે. ઉદ્યોગનું ફળ નશીબ આપે છે, એ વાત ખરી, પણ ઉદ્યોગ કરવાની બુધ્ધિ નશીબ આપે છે, એમ માનવું વાંધા ભરેલું છે. કારણ કે જો ઉદ્યોગ કરવાની બુદ્ધિ નશીબજ આપતું હોય, તો પછી પુન્ય પાપનાં કામ કરવાની બુદ્ધિ પણ નશીબ આપે છે, એમ માનવું પડે. અને જ્યારે એમ માનવામાં આવે, ત્યારે માણસનું મન નાસ્તિક* થઈ જાય. પછી તેનું પરિણામ કેવું આવે?

* નાસ્તિક શબ્દનો અર્થ આ ઠેકાણે—ફક્ત પરમેશ્વરને અથવા અમુક ધર્મને નહિ માનનાર.' એવો નથી પણ 'સ્વાભાવિક ધર્મ ઉપર જેની આસ્થા નથી.' તેવો છે કારણકે કોઇપણ ધર્મને નહિ માનનાર એવો નાસ્તિક ધર્મનો ચેલો અને આપણા દેશનો ખેરખાર મિ. ચાર્લસ બ્રાડલા નાસ્તિક ધર્મનો ચુસ્ત હિમાયતી છતાં દયા, દાન અને પરોપકારનાં કામ કરીને જગત ઉપર ઉપકારના વરસાદ વર્ષાવવાની તેણે જે ધુંમ મચાવી હતી, તે જોઇને તેના પ્રતિપક્ષીઓ પણ ઘણા સાનંદાશ્ચર્યમાં પડ્યા હતા.

તે વિચારવું સેહેલ છે. જ્યારે એક માણસ પોતાના ઉદ્યોગમાં નફો નુકશાન પામ્યા પછી કહે કે–મારા નસીબે મને એવો ઉદ્યોગ કરવાની બુદ્ધિ આપી, તેથી એવું બન્યું. ત્યારે તેજ માણસ પુન્ય અગર પાપ કરીને પણ એમજ કહે કે, એ તો મારા નસીબે કર્યું. ત્યારે પછી એવા કામનું જોખમ અથવા જવાબદારી પોતાના શરીર ઉપર છે, એવું તેના સમજવામાં પણ ક્યાંથી હોય ? નજ હોય, એ સંભવિત છે. એવું બને ત્યારે પુન્ય પાપના કામમાં કાંઈ પણ ભેદ ગણવામાં આવે નહિ. તેથી ઘણો અનર્થ થાય. અને છેવટે દુનિઆ લય પામે. કામ કરવાની બુદ્ધિ નશીબ આપે અને તેના ફળનો ભોક્તા માણસ થાય, એ વાત અનુભવને પણ અનુસરતી નથી.

માણસના જન્મની સાથે નશીબ પ્રમાણે બુદ્ધિ મળે છે ખરી, પણ પછી તેને વધારે કે ઓછી કેળવીને સારે અથવા ખોટે માર્ગે વાપરવી, એ વાત નશીબના હાથમાં નહિ, પણ માણસના હાથમાં છે. એટલે માણસ બુદ્ધિનો જેવો ઉપયોગ કરે તેવુ ફળ તેને નશીબ આપે છે. પછી તે ફળના ભોક્તા માણસને ગણવામાં આવે તો તે વાસ્તવિક છે. કેટલાક ભોળા માણસો નશીબને ભરોસે બેસી રહીને ઉદ્યોગ કરતા નથી. અને આળસુ થઈ બેસી રહે છે. તેથી અંતે દુઃખી થાય છે. દરેક ઉદ્યોગ કરીને ફળની આશા રાખવી એ ફરજ છે. સન્માર્ગે કરેલા ઉદ્યોગનું ફળ મળ્યા વગર રહેતું નથી. સારો ઉદ્યોગ શોધવો એ કામ બુદ્ધિનું છે, અને ઉદ્યોગનું ફળ પામવું એ નશીબના હાથમાં છે, નશીબ કેવું છે ? તે પારખવાની કસોટી ઉદ્યોગ શિવાય બીજી નથી. સન્માર્ગે કરેલા ઉદ્યોગનું ફળ પ્રત્યક્ષ દીઠામાં ન આવે તો તે અદૃશ્ય રહીને બીજા કોઈ ફળમાં ભેળાયેલું હોવું જોઇએ; એમ માનવું વધારે સારૂં છે. કેટલાક રાજાઓ અને શ્રીમંતો પોતાના મહા ભાગ્ય વડે વગર ઉદ્યોગે પણ સારી સ્થિતિમાં રહી શકે છે. તો

પણ ઉદ્યોગ કરવાથી સુખની જે મઝા મળે છે, તે તેમને-ઉદ્યોગ ન કરવાથી-મળી શકતી નથી. માટે દરેક માણસે ગમે તેવી નીચ કે ઊંચ સ્થિતિમાં પણ ઉદ્યોગ કરવો જોઇએ.

નશીબ અને ઉદ્યોગની આ હકીકત સંક્ષેપમાં કહી, તોપણ આ વિષયો એવા તો ગહન છે કે એ વિષે સર્વ માન્ય અભિપ્રાય કોઇથી આપી શકાય નહિ. કારણ કે એવી વાતોનો સિધ્ધાંત કરવો, એ તો મહા બુધ્ધિ શિવાય બની શકે નહિ. •

"દશી વીશીના વારા ફેરા." ની માફક મંચેરશાહ ઝવેરીની ઉથલપાથલ થઇ ગયેલી સ્થિતિ, અને તેવા સંકટમાં તેમણે રાખેલી ધીરજ, સહનશીલતા અને સંતોષ એ સર્વ અભ્યાસ કરવા જોગ છે. ન કરે નારાયણ, પણ વખત છે ને આપણને એવી કસોટી ઉપર ચઢવું પડે, ત્યારે કેટલી ધીરજ અને સંતોષ રાખી ઉદ્યોગ કરવો; આપણે ધાર્મિક અને સદાચરણી છતાં આપણા ઉપર વિપત્તિ કેમ આવી પડી; ઇશ્વર ઉપર આસ્તિક ભાવના વિશ્વાસ રાખીને સન્માર્ગે ઉદ્યોગ કરવાથી કેવાં સારાં ફળ મળે છે; નસીબની ખુબી કેવી છે; તથા તેને દોષ દેવામાં આપણે કેટલી ભૂલ કરીએ છીએ; ઇત્યાદિ બાબતોનું જ્ઞાન આપણને અગાઉથી થયેલું હોય તો ગભરાઇએ નહિ. માટે એ વિષેનું થોડું-ઘણું જ્ઞાન દરેક માણસે પોતાની સુખાવસ્થામાં મેળવી રાખવું જરૂરનું છે. એમ ધારીને આ વાર્ત્તાના અનુકૂળ વિષયમાં પ્રસંગ જોઇને એ વિષે આપણે થોડુંક વિવેચન કરવામાં વખત ગાળ્યો તે કેવળ નિરર્થક નથી.

મંચેરશાહ ગુજરી ગયા તે વખતે માણેકશાહની ઉમ્મર માત્ર આઠ વર્ષની હતી. તેથી તે પોતાના બાપનો ઝવેરીનો ધંધો નિભાવી રાખીને તેની આવદાનીમાંથી ઘરના ખર્ચ ચલાવે તેટલી શક્તિ તેનામાં નહોતી. તેની મા દિનબાઇ ઘણી ડાહી અને ખબરદાર હતી;

પણ તે અબળા જાત એટલે તેનાથી એ કામ નીભાવી શકાય તેવું નહોતું. તોપણ બીજી કેટલીક સ્ત્રીઓની માફક તે બાપડી બાઇ નહોતી. વૃદ્ધાવસ્થા અને વિધવાપણું સાથે આવ્યા છતાં પોતાનું અને કિશોર વયના પુત્રનું ગુજરાન ચલાવવા જેટલી તેનામાં હિંમત હતી. એ હામ કાંઇ પોતાના પતિએ પાછળ મૂકેલી પુંજી ઉપર નહિ, પણ પોતાની જાત મેહેનત ઉપર હતી બુઢા ઝવેરી જો કાંઇ અવેજ પાછળ મૂકી ગયા હતા, તેના વ્યાજમાંથી મા દિકરા બંને જણનો નિભાવ થાય તેવું હતું. તે છતાં પતિએ મહા કષ્ટે મેળવેલી મિલકતમાંથી જ્યાં સુધી પોતાનાં હાથ પાંગેઠાંમાં જોર હોય, ત્યાં સુધી બેઠાં બેઠાં ખાવું, એ વાત દિનબાઇને ગમી નહિ. તેથી પ્રથમ તેણે પોતાના પુત્રને પાસે બોલાવીને યોગ્ય દિલાસો દીધો; તથા ધીરજ રાખીને ઉમંગથી વિદ્યાભ્યાસ કરવાનું કહ્યું. પછી રામશંકર પંડિતના પિતા જેશંકર કે જે તેના પતિના પરમપ્રિય મિત્ર હતા, અને જેમની મદદથી પ્રથમ બિલાસનગરમાં આવીને ઝવેરીએ પોતાનો ધંધો ચલાવ્યો હતો; તેમની સલાહ લેઇ પોતાની દેખરેખ હેઠળ તેણે વિલાયતી પરચુરણ સામાન વેચવાની એક દુકાન કહાડી; અને તેનું બધુ કામકાજ પ્રમાણિક મેહેતા રાખીને તેમને સોંપ્યું. પોતે વિધવા સ્ત્રી જાત, અને વળી વૃદ્ધ હોવા છતાં પોતાની ઉચી સમજશક્તિ અને ચાલાકીને લીધે એ ધંધામાંથી વર્ષ દહાડે ઘરખર્ચનો નિભાવ થતાં પણ થોડીક રકમ બચત રહે, તેટલુ તે કમાવા લાગી. એકલા પૈસા કમાવા તરફજ તેણે પોતાનું ચિત્ત પરોવ્યું નહિ, પણ બીજી તરફ પુત્રને વિદ્યાભ્યાસ કરાવવામાં તથા બની શકે તેટલો પરમાર્થ તેમ સ્ત્રી કેળવણીની વૃદ્ધિ કરવામાં ઘણી કાળજી રાખી. એ રીતે લગભગ દશ વર્ષ સુધી આ હિંમતવાન અને બાહાદુર સ્ત્રીએ કોઇ વીર પુરૂષની માફક પોતાના ઘરનો કારભાર કરીને પતિની પુંજીના-

પણ આબરૂમાં વધારો કર્યો. અને ત્યાર પછી જાણે પતિની ઉણી રહેલી આબરૂ પૂરી કરીને પરવાર્યાં હોય, તેમ સેહેજ જીંદગી ભોગવીને પ્યારા પુત્રને સંસારને દરવાજે ઉભો રાખી, એ બરડાં બાઇ સ્વર્ગે સિધાવ્યાં.

માણેકશાહની માતાનું પરાક્રમ જોઇને પાઠકો, આપણે ઘણા અજાયબ તો નહિજ થઇએ. કારણ કે–ઝવેરી જેવા પરાક્રમી પુરૂષની એ સોહાગિની કે જેણે લાંબો વખત સુધી પતિ સાથે સુખ દુઃખમાં રહીને પતિના ઉત્તમ ગુણોનો અભ્યાસ કર્યો હતો, તેનામાં એવી હિંમત અને સહનશીલતા હોય તેમાં શી નવાઇ? એ બાઇની મોટાઇની વાત એટલામાંજ પૂરી થતી નથી. તેણે કીર્ત્તિ મેળવવાનો લોભ, ભરણપોષણને માટે ઉદ્યોગ હુન્નર જેવાં દુનિઆદારીનાં કામ કરવામાંજ રાખ્યો નહોતો. પણ સદાચરણ રાખીને પોતાનો પત્નીધર્મ બરોબર રીતે પાળવામાં મહા કીર્તિ મેળવી હતી. અને તેમ કરીને હિંદની પવિત્ર પતિવ્રતા સતીઓની પંક્તિમાં બિરાજવાને તે પૂરેપૂરી લાયક થઇ હતી. જોકે ખરૂં જોતાં તેના પૂર્વજો પવિત્ર ઇરાન ભૂમિના પુત્રો હતા, તોપણ હમણાં હિંદુ ભૂમિ જેવી લાયકીવાળી ઓરમાન માતાએ સાવકી પુત્રીનો પ્યાર જોઇને પોતાના પરમ પવિત્ર સંસ્કારો તેને શીખવીને એવા ઉત્તમ પદને યોગ્ય કરી હતી. આપણા જૂના ઝવેરી જેમ ઝવેરાતની કિમત કરી જાણતા હતા; તેમ તેઓ માણસના ગુણ જોઇને તેની કિમત કરવામાં કાંઇ અજ્ઞાન નહોતા. તેથી તેમણે પોતાની આ સાધ્વી સ્ત્રીના ગુણની પણ કિમત કરી હતી, તોપણ પ્રથમ જ્યારે તેમના સુખના દિવસોમાં તેમની આસપાસ ઘણા મિત્રો અને સગા સંબંધીઓનું ટોળું ફરતું હતું, તે વખતે તેની ખરી કિમત તેના જાણવામાં આવી નહોતી. એ દોષ ઝવેરીની પરિક્ષક બુદ્ધિનો નહોતો. કેમકે જ્યાં સુધી

હીરો સરાણ ઉપર ચડ્યો ન હોય, ત્યાં સુધી તેની ખરી કિમત ગમે તેવો કાબેલ ઝવેરી પણ કરી શકતો નથી. તેજ પ્રમાણે આ પવિત્ર પ્રમદાને કસોટી ઉપર ચઢવા વખત આવ્યો નહોતો. એટલે પછી તેની ખરી કિમત ઝવેરીથી નજ થઇ શકે, એ બનવા જોગ હતું. પરંતુ જ્યારે તેમના સુખનો સૂર્ય અસ્ત પામ્યો, ત્યારેજ એ સતીરત્ન કસોટી ઉપર ચઢીને તેજસ્વી થવા પામ્યું હતું; ત્યારેજ તેનાં કીર્તિકિરણો ચારે તરફ ફેલાયાં હતાં; અને ત્યારેજ તેની ખરી કિમત ઝવેરીના જાણવામાં આવી હતી. દુ:ખના વખતમાં જ્યારે ઝવેરીના સ્વાર્થીસગા અને મિત્રો લીલા વનના સૂડાની પેઠે ઉડી ગયા હતા, ત્યારે તેમની આ અર્દ્ધભાગિની શરીરની છાયા પેઠે વળગી રહીને દુ:ખમાં દિલાસો અને હિંમત આપતી હતી. સ્વામિના સુખમાં પોતાનું સુખ, ને દુ:ખમાં પોતાનું દુ:ખ માનતી હતી. જ્યારે બધી વાત અનુકૂળ હોય, ત્યારે પત્નીધર્મ પાળવો એ કાંઈ મોટી વાત નથી. પણ પતિના દુ:ખની વેળાએ તેમ કરવું એજ સ્ત્રીનો ખરો ધર્મ અને સાચો પ્રેમ છે એવું સમજીને દિનબાઇએ ઘણી ઉલટથી સ્વામિની સેવા કરી હતી. એજ તેના પતિવ્રતપણાની ઉજ્વળ કીર્ત્તિ છે.

સંસાર મુસાફરીમાં માણેકશાહને ફક્ત એકલો મૂકીને તેની માતા ગુજરી ગઈ, તેથી તેને કેટલીક હરકતો ખમવી પડી. પણ તેના પિતાના મિત્ર જેશંકરની તેને મોટી ઓથ હતી, તેથી ઝાઝો વખત તેને એવી હરકતોમાં રહેવું પડયું નહિ. ખરા સગપણની ગરજ સારે તેવું જેશંકર વિના બીજુ કોઇ ન હોવાથી માણેકશાહને તેની માતાએ મરતી વખતે તેમની સંભાળ હેઠળ મૂક્યો હતો. તે પ્રમાણે તેની બરદાસ રાખવામાં તેમણે કાંઇ મણા રાખી નહોતી. માણેકશાહને રહેવાનું એક ઘર તથા તેનું ગુજરાન ઘણી સારી રીતે નભી શકે

તેટલી પુંજી તેનાં માબાપ મરતી વખતે પાછળ મૂકી ગયાં હતાં. તો પણ ઘરમાં વડિલ કે નાનું મોટું કોઇ માણસ ન હોવાથી પોતાની મેળે ઘરની બધી વ્યવસ્થા રાખવાને તેનાથી એકદમ બની શકે તેમ નહોતું. કેમકે એકલવાયો અને કાચી ઊમ્મરનો જુવાન વિદ્યાર્થી જેણે સંસારનું મોઢું કદી દીઠેલું નહિ, તેનાથી આ પ્રપંચી જગત્‌ના દરવાજે એકદમ શી રીતે પેસી શકાય; તે વિચારવું કાંઇ કઠણ નથી. તેની એ બધી મુશ્કેલીઓ ભલા ગૃહસ્થ જેશંકરે દૂર કરી હતી. તેથીજ તે પોતાનો વિદ્યાભ્યાસ આગળ વધારી શકયો હતો. ઝવેરીના સ્વાર્થીસગા અને મિત્રો જેઓ તેમની પડતી દશામાં દૂર ખસી ગયા હતા, તથા તેમને આડી નજરે પણ જોતા નહોતા, તેઓમાંના કેટલાક તો લોકલાજને લીધે માણેકશાહની પાસે આવવાને શરમાતા હતા. પણ થોડાક નિર્લજ હમણાં બે પૈસાનો જીવ દેખીને અજાણ્યા માણેકશાહને ભોળવવા સગપણનો દાવો કરતા તેની પાસે આવ્યા હતા. પરંતુ એ વિષયમાં સાવચેત રહેવા માણેકશાહને તેની મા શીખવી ગઇ હતી. તેથી તેઓ પોતાની ધારણા પારપાડવામાં ઠગાયાથી રંગભૂમિ ઉપર છેતરાયેલા વિદુષકના જેવું વિલું મોઢું કરીને પાછા વળી ગયા હતા!

એ પછી માણેકશાહે વીસ વર્ષની ઉમ્મરે એફ. ઇ. એ.*ની પરિક્ષામાં પાસ થઇને કૉલેજ છોડી, પોતાના બાપનો ઝવેરીનો ધંધો કરવા માંડયો. હવે તે વિદ્યાર્થી મટીને ઝવેરી થયો. પણ ઝવેરીમાં જોઇએ તેટલા બધા ગુણ તુરત તેનામાં આવ્યા નહીં. માટે હમણાં તો તેને ધંધાને લીધે ઝવેરી કહો, કે તેની ઓખરને લીધે કહો, તે બંને સરખુંજ હતું. પણ પછી ધીમે ધીમે થોડા વખતમાં તેણે તેમાં સારૂં જ્ઞાન મેળવ્યું. ઝવેરીનો દિકરો અને વળી અનુભવી માબાપોના

---

* First examination in arts.

ખોળામાં ઉછરીને ઉત્તમ શિક્ષણ પામેલો તથા ઇંગ્રેજી વિદ્યાની કેળવણી લીધેલી, તેને એ કામ શીખતાં ઝાઝી વાર લાગી નહીં. તેથી તેણે જેરાંકર જેવા નિઃસ્પ્રેહી શુભેચ્છકની મદદથી પોતાનો ધંધો એવી તો ચાલાકીથી ચલાવ્યો કે થોડા વખતમાં તેની સારી પેઠ બંધાઇ; અને પૈસાની પણ સારી કમાણી કરવા લાગ્યો. હવે તે ખરખરો ઝવેરી થયો.

જ્યારે અભ્યાસ છોડીને આપણો આ નવો ઝવેરી ધંધામાં પડ્યો, ત્યારે હાલમાં અપાતી કેળવણીની ખામીઓને લીધે જેમ દરેક જણને પ્રથમ ધંધામાં પડતાં કેટલીક મૂસ્કેલીઓ નડે છે, તેમ તેને પણ ખમવું પડ્યું હતું. અને એક બાબતમાં તો વળી બીજાઓ કરતાં પણ તેમને વધારે મૂસ્કેલી નડી હતી. તે બીજી કાંઇ નહિ પણ તેમની વ્યવહારિક ભાષા (ગુજરાતી) ની કેળવણીનું અધુરાપણું હતું એવા એક અગત્યના વિષયની ખામીને લીધે ઘણાક જણો સંસારવ્યવહારિક જ્ઞાનમાં પણ અધુરા જણાય છે. તે એટલે સુધી કે ઇંગ્રેજી ભાષાનું તેમનું ગમે તેટલું ઊંચું જ્ઞાન હોવા છતાં સંસારવ્યવહારિક જ્ઞાનમાં તેમની અજ્ઞાનતા જોઇને તેમને 'વેદીઆં ઢોર'નો ખેતાબ આપીને જગતના સંસારીજનો તેમની પુષ્કળ ચેષ્ટા કરે છે. અનુભવ ઉપરથી આપણે પણ જાણીએ છીએ કે ઘરસંસાર તેમજ લોકવ્યવહારની રીતભાતોનું જ્ઞાન ઘરમાં વપરાતી સ્વભાષાની મારફતે જેવું મળે છે, તેવું પરભાષાની મારફતે મળતું નથી. તે છતાં હાલમાં ઇંગ્રેજી સ્કુલો અને કૉલેજોમાં દેશી ભાષાની કેળવણી તરફ જોઇએ તેટલું લક્ષ આપવામાં આવતું નથી. તેથી દેશી અભ્યાસીઓ દુનિઆંદારીના જ્ઞાનમાં અધુરા રહેવાથી તેમને કેટલી અડચણો ખમવી પડે છે. માણેકશાહને એ બાબતમાં એટલા માટે ખમવું પડયું હતું કે-મુંબાઇમાં

જેમ હમણાં તેમના લોકોમાં એવો ચાલ પડી ગયો છે કે-તેઓ પોતાના બાળકોને ભણવા સારૂ પ્રથમ ગુજરાતી ગામઠી નિશાળમાં મુકે છે, પણ ત્યાં જરા લખતાં વાંચતાં આવડ્યું કે પછી તુરત તેમને ઇંગ્રેજી સ્કુલમાં મોકલે છે. ત્યાં દેશી ભાષા ઉપર થોડું અથવા કાંઇ પણ ધ્યાન આપવામાં આવતુ નથી. તેથી એ વિષયમાં તેઓ ઘણા અજ્ઞાન રહે છે, તેજ પ્રમાણે માણેકશાહ પણ એજ રૂઢીનો ભોગ થઇ પડયો હતો. તેથી તેનું ગુજરાતી ભાષાનું જ્ઞાન ઘણું અધુરૂં રહ્યું હતું. માટે હમણાં ધંધામાં અને પાછળથી ઘરસંસારની બાબતોમાં તેને ઘણી હરકતો પડી હતી. ત્યારેજ સ્વભાષાની કેળવણીના અધુરાપણાની ખામી તેના સમજવામાં આવી હતી. તેથી પોતાની માફક પોતાની ભવિષ્યની પ્રજાને તેવી હરકતો ભોગવવી ન પડે તેટલા માટે તેમને કેળવણી આપતાંની વખતે આ વાત લક્ષમાં રાખીને કામ કરવાનો તેણે દૃઢ નિશ્ચય કર્યો હતો.

---o---

## પ્રકરણ ૪ થું.

## શ્લોક.

॥ उद्यमं, साहसं, धैर्य, बलंबुद्धि पराक्रमं ॥
॥ षंडते विद्यते यस्य, तस्मात् देवोपि शंकते. ॥

અભ્યાસ છોડયો, ધંધામાં પડયો અને ઉમ્મર લાયક થયો, તેથી સૃષ્ટિના નિયમ પ્રમાણે હવે માણેકશાહ ઝવેરીને લગ્ન કરવાની જરૂર જણાઇ. તેમની ન્યાતમાં ઘણાં ખરાં માબાપો પોતાની દિકરીને ગુણ સ્વભાવે ગમે તેવા પણ ખાનદાન અથવા પૈસાવાળાના દિકરા સાથે પરણાવવામાં ઘણી મોટાઇ માનેછે. તે પ્રમાણે ઝવેરીકુળખાનદાન ને નામિચ્યુ હોવાથી ઘણેકઠેકાણેથી માણેકશાહને પોતાની દિકરી આપવા માટે પુછવામાં આવ્યું હતું. પરંતુ જેટલો મહિમા ખાનદાન કુટુંબમાં દિકરી પરણાવવાનો છે, તેટલોજ અથવા તેથી પણ વધારે મહિમા છોકરીનાં માબાપ પાસેથી પરણનારે પેસા લેવાનો છે. તે મુજબ માણેકશાહે પણ મોટી રકમની માગણીઓ કરી હતી. તે આપવાની શક્તિ સામાવાળાની ન હોવાથી કોઇ પણ ઠેકાણે તેનો વિવાહ સંબંધ થઇ શકયો નહોતો. માણેકશાહ એક ઉત્તમ માતાના ખોળામાં ઉછરેલો, તથા ઉચી કેળવણી લેઇને સુધરેલો, અને બીજી બધી વાતે ડાહ્યો છતાં કોણ જાણે કયાંથી તેના મગજમાં પોતાની ન્યાતિમાં ચાલતી લગ્ન સંબંધી નુકશાનકારક રૂઢીઓનો મોહ પ્રગટ થવા પામ્યો હતો! એ વાત તો ઇશ્વર જાણે. પણ તેથી જેમ હમણાં ઘણાક પારસી કુટુંબોને સાંસારિક દુઃખ ભોગવવાં પડે છે, તેમ તેને પણ પ્રથમ ભોગવવું પડ્યું હતું. સારા ગુણ સ્વભાવ અને રૂપવાળી સ્ત્રી-

થી મળતા પરમ સુખના લાભ તરફ નજર નહિ કરતાં, આપણા આ જુવાન ઝવેરીએ કેવળ પૈસા અને રૂપમાંજ નજર ચોંટાડી હતી, તેથી કેટલીક લાયક કન્યાઓ તેમને વરવામાં નિષ્ફળ થઈ હતી. એ નુકશાન તેમને પોતાનેજ ભોગવવું પડયું હતું. લગ્ન સંબંધ જેવા મોટા કામમાં બહુ અનુભવી અને ડાહ્યા વડિલોની સલાહની ઘણી જરૂર છે. તેમ માણેકશાહને પણ હમણાં તેવા એક સલાહકારની ઘણી અગત્ય હતી. પણ માબાપ ગુજરી ગયા પછી વડિલમાં વડિલ એક માત્ર જેશંકર હતા. તે પણ હમણાં થોડાજ વખત ઉપર ગુજરી ગયા હતા, તેથી હવે વડિલ તરીકેની ફરજ બજાવે તેવું તેને કોઇ નહોતું. જેશંકરનો દિકરો રામશંકર પંડિત તેના કરતાં ઉમ્મરમાં લગાર મોટો અને સંસાર અનુભવમાં જરા ટેવાયલો હતો. વળી બન્ને જણના પિતાઓની મિત્રતા તથા ઘરોબાને લીધે તેમના વચ્ચે નાનપણથી ઘણો ગાઢો સ્નેહ બંધાયલો હતો. તે શિવાય શાણા પારસી લોકમાં આવકાર પામેલા વિવેક મુજબ માણેકશાહના મનમાં પોતાને તથા પિતાને ઉપકાર કરનારના પુત્ર તરફ કેટલીક ઉપકાર વૃત્તિઓ એકઠી થઇ હતી. તે છતાં લગ્નની બાબતમાં રામશંકર પંડિતે જે યોગ્ય સલાહ આપી, તેની તેણે કાંઇ પણ દરકાર કરી નહિ; અને મદોન્મતપણામાં પરવશ પડેલા મનને ગમતા માર્ગે દોરાયો. કેટલોક વખત વિતયા પછી છેવટ માણેકશાહને તેની હલકી લાલચો પૂરી કરે તેવો એક ગૃહસ્થ મળી આવ્યો. ધંધાને અર્થે તે ઘણીક વખત મુંબાઇ જતો આવતો હતો. તે પ્રસંગમાં ત્યાંના દાદાભાઈ કરીને એક લક્ષાધિપતિએ પોતાની દિકરી રતનબાઇને રૂપિઆના મોટા દલ્લા સાથે તેને આપી. દાદાભાઇએ પણ ઉંચુ કુળ ખોળવામાં રતનબાઈના જોબનનાં કેટલાંક વર્ષ વીતિ ગયા બાદ આ મોટા ખાનદાનવાળા ઝવેરીના હાથમાં તેનો હાથ આપ્યો હતો.

રતનબાઇ જો કે ગુજરાતી તેમજ ઇંગ્રેજી સારૂ ભણેલી, ડાહી, સદ્ગુણી અને દેખાવડી પણ હતી તે છતાં શેઠીઆની દિકરી, લાડમાં ઉછરેલી, ઇંગ્રેજી ભણીને યુરોપિયન બાઇઓના પાસે જવા આવવાનો પ્રસંગ પડેલો, તેથી તેનામાં કેટલીક મોટાઇ તથા ઇંગ્રેજી સુધારાની ટાપટીપ અને સ્વચ્છંદીપણાના ગુણ આવેલા હતા.* તેથી પોતાના પિતાના કરતાં પૈસામાં ઉતરતા ધણી માણેકશાહને ઘેર હલકો વૈભવ, ઓછી મોટાઈ અને હલકુ સરખું પણ કામકાજ કરતું તેને પાલવ્યું નહિ. માણેકશાહે પોતાની માને કામ કરતાં જોયેલી, તથા તે કરવાથી તનદુરસ્તી વધેછે, ને પૈસાનો પણ બચાવ થાય છે; માટે ઘરની અંદરનું કામકાજ બની શકે તેટલું સ્ત્રીઓએજ કરવું, એ વિચારથી તે જ્યારે રતનબાઇને કામ કરવાનું કહેતો, ત્યારે ઘરમાં ખાઈ પીને બેઠાં બેઠાં પાણી પીવા સરખું કામ પણ ચાકરો પાસે કરાવનાર માતાની પુત્રીને તે કડવું ઝેર લાગતું હતું. વળી પોતાની ગુંજાશ પ્રમાણે ખર્ચખૂટણ વિવેકથી કરવાનું તે જ્યારે કહેતો, ત્યારે યુરોપિયન બાઇઓની દેખાદેખી કરી તેમની માફક પતિ પાસે ગજા ઉપરાંત ખર્ચ કરાવવાની હઠ પકડતી હતી. એ પ્રમાણે ઘણી ખરી વાતોમાં બંને જણ વચ્ચે વાંધા પડવા લાગ્યા. અને છેવટે એ જ્ઞાન

---

* ઈંગ્રેજી કેળવણીમાં તથા યુરોપિયન લોકોમાં તેમના દેશ પ્રમાણે તેમને રૂચતા ગુણ હોય, તે જેમ વાસ્તવિક છે, તેમ તેમના બધા ગુણ આ દેશના લોકને માફક નજ આવે તે પણ યથાયોગ્ય છે. માટે જેમ દુધ અને પાણી ભેગાં થયેલાં હોય. તોપણ પાણી પડતું મૂકીને માત્ર દુધનોજ આહાર કરનાર હંસની માફક જો ગુણ ગ્રહણ કરવામાં આવે, તો ઘણો ફાયદો થાય. પણ તેમ નહિં કરતાં બધા ગુણોની નકલ કરવાનો ચાલ આપણા લોકોમાં પડી ગયો છે; તેથી ઘણી પ્રકારનાં નુકશાન થાય છે.

અને ગુણમાં ઊત્તમ પણ સ્વભાવ અને વિચારમાં જૂદાં દંપતિ વચ્ચે કુસંપનાં બીજ રોપાયાં. માણેકશાહને મોટા ધનવાનની દિકરીની થોડી ઘણી મોટાઇ ન ચાલે પૂરી પાડવા જતાં પણ સસરા તરફથી મળેલી રકમ તો થોડા વખતમાં ખલાસ થઇ ગઈ. પરંતુ કુસંપનું દુઃખ તો જેમનું તેમ રહ્યું. એ રીતે માણેકશાહ સંસારસુખની જે મોટી આશા રાખી બેઠા હતો, તેને હવે સંસાર ઘણો દુઃખદાયક દેખાવા લાગ્યો. હવે તેના સમજવામાં આવ્યું કે—સારા ગુણ, સ્વભાવ અને રૂપવાળી, સરખી અથવા લગાર ચડતા ઊતરતી સંપત્તિવાળા ઘરની કન્યા સાથે લગ્ન કર્યાથી જેવું સંસાર સુખ ભોગવી શકાય છે, તેવું સુખ પૈસાની લાલચ અને રૂપના મોહમાં પડીને ગુણ સ્વભાવ જોયા વગર પોતાના કરતાં વધારે ધનવાનના ઘરની કન્યા સાથે પરણવાથી ભાગ્યેજ મળતું હશે. અગર જો રતનબાઇનામાં ઉપર કહ્યા તેવા થોડાક અવગુણોને લીધે તે હમણાં માણેકશાહના દુઃખનું કારણ થઇ પડી હતી ખરી, તોપણ જો માણેકશાહ તેની મોટાઇ, મનગમતા વૈભવ અને થોડાક સ્વેચ્છાચારીપણામાં કાંઇ ન્યુનતા પડવા ન દે તો તેના જેવી ડાહી અને પ્રેમાળ પત્ની તેને મળવી પણ મૂસ્કેલ હતી. પરંતુ ઉજળું એટલું બધું દૂધ દેખનારી એ તરૂણીની એવી અઘટીત આગ્રહો પૂરી પાડવા તેને પરવડે તેમ નહોતું. તેથી રતનબાઇના બધા સદ્ગુણો થોડાંક વાદળાને ઓઠે છુપેલા સૂર્યની માફક ઢંકાઇ ગયા હતા. માણેકશાહ એથી નિત્ય મુઝાયાં કરતો હતો અને હવે શી રીતે આ દુઃખમાંથી છુટી શકાય તે વિષે ઉપાય ખોળતો હતો. ઉપાય તો તેને ઘણા જડતા હતા. તેમાંનો એક મોટો ઉપાય તો કાયર અને નબળા મનના માણસોને માટે તેમની જાતના લોકોએ સરકાર પાસેથી કરાવી લીધેલો કાયદો+ હતો. જો કે રતનબાઇ થોડાક અવગુણ

+ છૂટા છેડા કરવાનો.

વાળી છતાં તે શીયળવ્રત બરોબર પાળનારી હતી. તોપણ કેટલાક જણો જેમ જુઠાં આળ ચઢાવીને તે કાયદાનો લાભ લેવામાં ફાવી જતા હતા, તેમ જો માણેકશાહે ચાહ્યું હોત તો તે પ્રમાણે કરી શકત. પરંતુ ગમે તેમ થાય, તોપણ એવા હલકા અને નામોશી લગાડનારા ઉપાય કરવાનું તેને ઠીક લાગ્યું નહિ, તેથી હરેક પ્રકારે રતનબાઇને સુધારીને સંસાર રમણિય કરવાના ઉપાય ખોળવા લાગ્યો. તે સારી પેઠે સમજતો હતો કે—લગ્નસંબંધ જેવી મહા પવિત્ર ગાંઠ મળતી રાશ નહિ આવ્યાથી કાયર થઇને એકદમ તોડી નાખવી એ કામ કેવળ પશુવૃત્તિના માણસનું છે. વળી તેને પક્કી ખાત્રી હતી કે—ગમે તેવા ઉલટા ગુણ સ્વભાવવાળાં સ્ત્રી—પુરૂષો પ્રથમ નરમ ગરમ થઇને થોડા વખત સુધી ખામોશ પકડીને રહે છે, તો પછી પાછળથી તેઓ મળતા ગુણ સ્વભાવનાં અને સમીલાં બની સુખમાં જીંદગી ગુજારી શકે છે. વળી માણસની બુદ્ધિ આગળ કોઇ કામ કઠણ નથી. કે જે બુદ્ધિએ પ્રાચીન તમજ અર્વાચીન જમાનામાં અજાયબ જેવાં મહાભારત કામ કરીને જગતમાં કીર્ત્તિ જમાવી છે, તો રતનબાઇ જેવી ભણેલી સ્ત્રીને સીધા માર્ગ ઉપર લાવવી એ કામ કાંઇ કઠણ નથી. એવો વિચાર કરીને માણેકશાહે મનમાં નક્કી કર્યું કે—રતનબાઇનું ચિત્ત જેમ સંગતને લીધે અવળે માર્ગે ચાલ્યું છે, તેમ તેને પાછું સોબતથીજ સીધા માર્ગ ઉપર લાવી શકાય, તે શિવાય સેહેલો રસ્તો એકે નથી; માટે તેને કોઇ યોગ્ય સ્ત્રીની સોબતમાં મૂકવી જોઇએ. પોતાના પ્રબોધની અસર રતનબાઇના મન ઉપર થવા પામી નહિ, તો પછી બીજાના ઉપદેશનું પરિણામ શી રીતે સારૂ આવશે? એ સવાલ ઝવેરીના મનમાં સ્વાભાવિક રીતે ઉત્પન્ન થયો હતો, પણ એ વિષે તેણે પોતાના મનમાં એવો ખુલાસો કરી લીધો હતો કે—રતનબાઇને ગમેલી ખોટી લાલચો પૂરી પાડવાની હું સામે છું. તે-

થી ગમે તેવી મારી સત્ય વાતો ઉપર તેને ઇતબાર નજ રહે, એ બનવા જોગ છે. માટે ખરો ઉપાય તો એજ છે કે જેના ઉપર રતનબાઇની પ્રીતિ અને મમતા વધારે હોય, તેવી કોઇ શાણી યોગ્ય સ્ત્રીની મારફતે તેને ઉપદેશ અપાવવો. ત્યારે એ કામને માટે તો રામશંકર પંડિતની મહા ચતુર અને પતિવ્રતા સ્ત્રી દેવબાઇ કરતાં વધારે લાયક બીજુ કોઇ નથી; પણ કમનસીબ કે તેઓ કેટલોક વખત થયાં પોતાને પીયેર ગયાથી હજુ રતનબાઇને એકેવાર મળ્યાં નથી. તોપણ આનંદની વાત છે કે દેવબાઇની લાયકી વિષેની વાતો સાંભળીને અત્યારથી રતનબાઇ તેમને ઘણું ચાહેછે. માટે આશા છે કે તેઓ બંને જ્યારે મળશે, ત્યારે તેમના વચ્ચે પાકો સ્નેહ બંધાશે, અને પરિણામ સારૂંજ આવશે. રામશંકર પંડિત તેમને તેડીને હવે થોડા દિવસમાં અત્રે આવે તેવો સંભવ છે, માટે તેમના આવ્યા પછી બધી વાત ઠીક થશે. એવો વિચાર કરીને માણેકશાહે મનમાં ઘણો સંતોષ માન્યો.

એક દિવસે માણેકશાહ બપોરની વખતે બહાર ગયેલા ત્યાંથી પાછા ઘેર આવ્યા, ત્યારે રતનબાઇએ તેમને વધામણી ખાધી કે—"પંડિત અને તેમનાં ધણીઆણી દેવબાઈ આજ ઘેર આવ્યાં છે. ને સાંજે પાંચ વાગે દેવબાઇ મને મળવા સારૂ અહીં આવશે, એવું તેમનો ચાકર હમણાં કહી ગયો છે." આ ખબર સાંભળીને માણેકશાહ મનમાં બહુ રાજી થયો. પછી થોડીકવાર સુધી રતનબાઇની સાથે વાતચિત કરીને રામશંકર પંડિતને મળવા તેના ઘર તરફ ગયો. તેને તાબડતોબ જવામાં 'એક પંથ, ઓર દો કાજ' જેવું હતું. એકતો પ્યારને લીધે પંડિતને ઉતાવળા જઇ મળવાનું, અને બીજુ રતનબાઇને સુધારવા વિષે દેવબાઇને અગાઉથી ચેતવણી આપવાનું. શિવાય દેવબાઈ રતનબાઇની પાસે આવે ત્યારે પોતાની ગેરહાજરીમાં બંને

જણને ખુલ્લા દીલથી વાતચિત કરવાનું બની શકે, તેની જોગવાઇ કરી આપવાનું પણ એક કારણ હતું. જ્યારે માણેકશાહ ઝવેરી પોતાના ઇષ્ટ મિત્ર રામશંકર પંડિતને ઘેર પોહોચ્યો, તે વખતે પંડિત સંધ્યા પુજા કરવા ઘરની અંદરના એક ઓરડામાં બેઠા હતા; અને દેવબાઇ રતનબાઇને મળવા જવા તૈયાર થઇને બારણા આગળ ઉભી હતી ઝવેરીને જોઇને દેવબાઇએ આનંદી ચેહેરે તેમને આવકાર દેઇને ખબર અંતર પુછીને બેસાયા; પછી ઓરડામાં જઇને ઝવેરી આવ્યાની જાણ પડિતને કર્યા બાદ દેવબાઇએ ઝવેરી પાસે આવીને રતનબાઇ વિષેની ખબર પુછતાં ઉત્તરમાં ઝવેરીએ પોતાના સંતાપની સઘળી હકીકત વીગતે કહી, ને આશા બતાવી કે–હવે રતનબાઇને સીધા માર્ગ ઉપર માત્ર તમેજ લાવી શકશો. દેવબાઇએ બધી વાત સાંભળી લીધા પછી કહ્યું કે–"ફીકર ન રાખો." જો રતનબાઇ ભણેલાં છતાં ગમે તેવા અવળા વિચારે દોરાયાં હશે, તોપણ તેમને સદ્બોધ રૂપી અમૃતનું પાન કરાવીને હું તેમને સુધારીશ; એવી તમારે પક્કી ખાત્રી રાખવી ઝવેરીએ આવો જવાબ સાંભળીને ખુશી થઇ પોતાનો સંતોષ બતાવ્યો. એટલામાં સંધ્યા પુજાથી પરવારીને પંડિત ત્યાં આવ્યા; પછી બંને દોસ્તો ઘણા હર્ષમાં એક બીજાનો હાથ પકડીને ખબર અંતર પુછી વાતો કરવા મંડી પડ્યા; ને દેવબાઇ રતનબાઇ પાસે જવા નીકળી.

પ્રથમ ઝવેરીએ પુછ્યું કે પંડિત ! મુંબાઇથી મારા પાછા આવતાં પેહેલાં તમે બહાર ગામ ગયા, પણ મને પત્ર લખ્યો નહિ. ને હું તો તમારૂં ઠામ ઠેકાણું જાણ્યા વગર પત્ર શી રીતે લખી શકું ? માત્ર દશેક દિવસ ઉપર તમારા એક સગા તરફથી મને ખબર મળી હતી કે તમે તમારા સસરાને ઘેર છો, ને દેવબાઇને તેડીને અત્રે થોડા વખતમાં આવનાર છો, એ શિવાય તમારી તરફના બી-

જા કાંઇ પણ સમાચાર જાણવા હું પામ્યો નથી. ત્યારે હવે મને કહેશો કે–તમે આટલો બધો વખત ક્યાં અને શા કામે રહ્યા હતા?

પંડિત—હાજી, તે સર્વે હું તમને કહું છું, સાંભળોઃ—જ્યારે કોઈ પણ ઉદ્યોગ વગર મને ચેન પડયુ નહિ, ત્યારે તમોને એક વેળાએ મેં જણાવેલા વિચાર પ્રમાણે વિદ્યાનો સદુપયોગ કરવાની મને ઇચ્છા થવાથી એક ઉપદેશક તરીકે સૌરાષ્ટ્ર દેશમાં હું ગયો હતો. અને ત્યાંના જૂદા જૂદા ગામોમાં ફરીને ઘણા લોકોના સમુદાય વચ્ચે હું કથા કરતો હતો. થોડા વખત સુધી એ કામ કરીને ઘર તરફ પાછા ફરતાંની વખતે કાંબલાને અહિં તેડી લાવવા સારૂ હું મારા સસરાને ઘેર ગયો હતો. મારે કથા કરવા સારૂ ઘણો ખરો વખત નાનાં ગામોમાં રહેવું પડતું હતું. ત્યાંથી કાગળ લખવાને કાંઇ અનુકૂળ ન પડયાથી હું તમોને લખી શકયો નથી; માટે એ વિષે મને માફ કરશો.

શું! તમે પુરાણી લોકોની માફક કથા કરીને પૈસા કમાવા સારૂ ગયા હતા?

હા જી.

શું! તમારા જેવા સદ્‌ગૃહસ્થ અને વિદ્વાન પુરૂષને પૈસા કમાવા સારૂ એવો ઉદ્યોગ કરવો ઘટે છે?

હા જી, એ ધંધો ઘણો ઉત્તમ છે.

ત્યારે એ ધંધો ભિક્ષાવૃત્તિનો નથી કહેવાતો?

કહેવાય છે; પણ ભૂલ છે એવું કહેનારાઓની. સંસ્કૃત જેવી રસીલી ભાષામાં લખાયેલા ઘણીજ પંડિતાઇવાળા ગ્રંથોમાંથી જનસમાજને સદ્‌બોધ આપીને સન્માર્ગે ચઢાવવા એ કામ વિદ્વાનોનુંજ છે, અને તેના બદલામાં ઉપદેશકના નિર્વાહ સારૂ જે કાંઇ લોકો ખુશીથી આપે, તે ભીક્ષાવૃત્તિ કહેવાય નહિ. હા, એટલું તો ખરૂં

કે—હાલના વખતમાં ઘણાખરા ઉપદેશકો પોતાની પવિત્ર ફરજ અં-
રોબર બજાવતા નથી, તેથી લોકો પણ તેમને કાંઇ આપતા નથી.
ને છતાં રળીખાવાનો માત્ર એ બાપિકો ઉદ્યોગ છે, એવું સમજીને
એ કામ કરવામાં આવે છે, અને જ્યારે તેમને સીધી રીતે પૈસા
મળતા નથી, ત્યારે તે ભિક્ષાને નામે લેવામાં આવે છે. તેથીજ એવો
ઉત્તમ ધંધો હમણાં ભિક્ષાવૃત્તિને નામે ઓળખાય છે.

ત્યારે તમે કેવી રીતે કથા કરી પૈસા મેળવ્યા?

મેં બીજા પુરાણીઓની માફક પૈસાની સ્પૃહા નહિ રાખતાં
ઉપદેશ કર્યો હતો, અને લોકોએ પોતાના ખુશીથી મને પૈસા આ-
પ્યા હતા. સારા ઉપદેશકની કદર લોકો કર્યા વગર રહેતા નથી.

બીજા પુરાણીઓની માફક પૈસા લેતી વખતે તમારે પણ
મોઢેથી લોકોને “સ્વસ્તિ” કહેવું પડતું હશે તો!

હાજી, “સ્વસ્તિ એટલે કલ્યાણ થાઓ” એવું ઇચ્છવું એ
તો દરેક ઉપદેશકનો ધર્મજ છે.

વારૂ. તમે પૈસાવાળા છો, માટે કાંઇ પણ લીધા વગર ઉપ-
દેશ કરો તો કેવું?

તેમ કરવું એ એક જાતનું દાન અથવા પરમાર્થ છે. પરંતુ
ગૃહસ્થાશ્રમમાં રહીને જ્યારે બીજી આયપત ન હોય, ત્યારે ગમે તેવા
શ્રીમંતને પણ એવું કરવું પાલવે નહિ.

તમે શાની કથા કરો છો?

રામાયણ, મહાભારત, નળાખ્યાન અને શ્રીમદ્ભાગવત વગેરે
ગ્રંથોમાંથી તથા હાલના વખતને અનુસરીને જુદા જુદા વિષયો
ઉપર મોઢેથી હું ઉપદેશ કરૂ છું.

ત્યારે એ કામ તો ઘણું સારૂ છે.

હા જી.

પણ વળી મને એક બીજો વિચાર થાય છે કે-તમે વિદ્વાન છો ખરા, પણ વખત છે ને અસ્માની સુલતાની આવી પડે, ત્યારે હાલનો સમય જોતાં તો આ ઉદ્યોગથી તમારા કુટુંબનું તમે ભાગ્યે-જ પોષણ કરી શકો. વળી તમારા પિતાની માફક તમે બીજો ઉદ્યોગ પણ શીખ્યા નથી, તો એ વિષે તમે કાંઇ પણ વિચાર કરોછો કે નહિ?

તમે લાખ રૂપિઆની વાત કહી. ખરૂ છે. કે દરેક જાણે ભ-વિષ્યના વખતનો વિચાર કરી રાખવો જોઇએ. હું કોઇ કોઇ વખતે એ વિષે વિચાર કરૂં છુ ખરો, પણ કાંઇ સૂઝ પડતી નથી. માટે ઇશ્વરઇચ્છાએ બને તે ખરૂ.

એ તો જાણે ઠીક, પણ જ્યોતિષ સંબંધી તમારો કેવો મત છે? અને બીજા શાસ્ત્રી પુરાણીઓની માફક તેનો તમે ઉપયોગ કરો છે કે શી રીતે?

પંડિત— શું! જ્યોતિષ એટલે હમણાં લોકો જેને ભવિષ્ય જોવાની વિદ્યા કહે છે, તેના વિષે તમે મને પુછો છો?

ઝવેરી— હા જી.

પંડિત - ભવિષ્ય જોવાની વિદ્યા ઉપર મને કાંઇ પણ ઇત-બાર નથી. તેથી એ વિષે લોકોમાં હું તેનો કાંઇપણ ઉપયોગ ક-રતો નથી.

ઝવેરી—ઇતબાર નથી તેનું શું કારણ? ભવિષ્યવેત્તાઓની કેટલીક વાતો તો ખરી પડે છે!

પંડિત - તમે અંગ્રેજી ભણેલા છતાં આવો સવાલ કેમ પુછો છો? શું! તમે જોશી લોકોની ટોળ તો નથી કરતા?

ઝવેરી—ના જી. મને એ વિષે કેટલોક અંદેશો છે તેથી ત-મારો અભિપ્રાય જાણવા ખરેખરી વાત પુછું છું.

પંડિત—સાંભળો, ત્યારે એ વિષે મારે લંબાણથી તમને કહેવુ પડશે. હું પ્રથમ એમજ માનતો હતો કે—જ્યોતિષ વિદ્યા એ તો માણસનું ભવિષ્ય જોવાની વિદ્યા છે પરંતુ એક વખતે અખંડાનંદ સરસ્વતી નામે એક સંન્યાસી સાથે મારે મેળાપ થયો હતો, તે પ્રસંગે તેમની જોડે એ સંબંધી કેટલીક વાતચિત થઇ હતી; તેમણે મને આ પ્રમાણે કહ્યું હતું:—

"જ્યોતિષ વિદ્યાને ભવિષ્ય જોવાની વિદ્યા કહેનારાઓની મોટી ભૂલ છે. પણ ગણિત, ભૂગોળ અને ખગોળ, વિદ્યાના જ્ઞાનને જ્યોતિષ કહેવું જોઇએ. કે જેના વડે સૂર્ય, ચંદ્ર, નક્ષત્ર, તારા અને પૃથ્વી ઇત્યાદિ ગ્રહોનું જ્ઞાન થાય છે. એટલે તે ગ્રહોનું મહત્વ, તેમના ભ્રમણનો માર્ગ, વેગ અને તેઓ એક બીજાથી કેટલે છેટે છે, તે જાણવામાં આવેછે. તેમજ ઋતુભેદ, ભરતી ઓટ, ગ્રહણ વગેરે કુદરતી બનાવો બનવાનું કારણ તથા તે શાથી અને ક્યારે થશે, તેનું ઉપયોગી અને મનોરંજક જ્ઞાન મળે છે. એ વિદ્યાની પ્રથમ શોધ કરનાર વિદ્વાનોએ પણ એવાજ જ્ઞાનની આશાએ તેને સુધારી વધારીને પરિપક્વ કરી હતી. પરંતુ પાછળથી કેટલાએક પંડિતોએ માણસના સુખ દુઃખનો તથા મોતનો આધાર ગ્રહોના ચાલ ઉપર છે, એવું સમજીને ભવિષ્ય જોવાની યુક્તિઓ રચી જૂદા જૂદા ગ્રંથો લખ્યા છે. ભવિષ્ય વર્તવાની એ વિદ્યા તે વખતે ગમે તેવા ઉપયોગની હો, પણ હાલના સમયમાં તો તે તદન નકામી જાણાય છે. હમણાંના જોશીઓ તેનો જે રીતે ઉપયોગ કરેછે, તે જોતાં તો નફાને બદલે ઉલટું નુકશાન થાય છે. તેઓ ભવિષ્ય ફળાદેશ અને શુકન મુહૂર્ત તથા ગ્રહ શાન્તિના ઉપાય વગેરેની જે જે વાતો કરે છે, તે સર્વની રચના અને ખૂબીઓ તપાસતાં તેના ઉપર ઇતબાર રાખવાનું એક પણ કારણ મળતું નથી. એ બધી વાતો તેઓ ગ્રહ-નક્ષત્ર વગેરેની ચાલ ઉપરથી કહેછે. પણ ગ્રહ—નક્ષત્ર

જેવા જડ પદાર્થો સાથે માણસના નસીબનો યોગ શી રીતે હોઈ શકે? તથા તેમની સત્તા દરેક જણના કામ ઉપર જૂદી જૂદી કેમ ચાલે? એ વિચારવું કારણ નથી. હા, એટલું તો ખરૂં કે–જેમ માણસોની રેહેણી, કરણી તથા સ્થિતિ જોઈને તેમના ભવિષ્યના સુખ દુઃખની માત્ર અટકળ થઈ શકે છે, તેમ ગ્રહોના ભ્રમણને લીધે વાતાવરણની ગતિ, સમુદ્ર ઉપરનું તોફાન, રુતુઓના ફેરફારથી પડતી ગરમી, ઠંડી અને વરસાદ ની અગમચેતિઓ વિષે જ્ઞાન થાય છે અને તેથી માણસો પોતાના રક્ષણને માટે બનતી તજવીજ કરી શકે છે. પરંતુ જોશી લોકો જન્મરાશી કે નામરાશી જેવા કલ્પિત શબ્દો સાથે ગ્રહ જેવા નિર્જીવ પદાર્થોનો સંબંધ જોડીને તે ઉપરથી માણસના સુખદુઃખની તથા નફા–નુકશાનની વાતો કહી આપે છે, તે કેવળ અસંભવિત છે. તે છતા ઘડીભર આપણે તે ખરૂં માનીએ, તોપણ એવી વાતો જાણવાથી નુકશાન છે. જૂઓ કે કેટલાક જણ મંગળની દશા બેઠી, તેથી કોણ જાણે હવે શું થશે? એવી ધાસ્તીમાં પડીને દુઃખી થાય છે. છોકરો મળ નક્ષત્રમાં જન્મ્યો, તેથી તેની મા અથવા બાપ જીવે નહીં, એવા વેહેમથી કેટલાક વેહેમીઓ ખરેખર માંદા પડે છે અને વખતે મરી પણ જાય છે. શની બારમો છે, ને રાહુ ચોથો છે, માટે આ વર્ષમાં કાંઈ લાભ થનાર નથી, એવું માની કેટલાક જણ નીરાશ થઈ કામ કરતા નથી. બુધની અથવા શુક્રની દશા બેઠીછે, માટે લાભ થશે, એવું ધારીને કેટલાક મૂર્ખ માણસો ઉદ્યોગ કરવાની અગત્ય વિચારતા નથી, ને આળસુ થઈ જાય છે. એ રીતે સુખ–દુઃખની વાતો અગાઉથી જાણવાને લીધે માણસ નિરંતર દુઃખી રહેછે. કેમકે જ્યારે ભવિષ્યમાં દુઃખ આવી પડવાનું હોય, ત્યારે તેની ચિંતા માં ચાલતા સુખની મજા પણ તેનાથી ભોગવી શકાતી નથી. તેજ પ્રમાણે જ્યારે સુખ મળવાનું હોય, ત્યારે પેહેલાંથી માણસનું મન

મોળું થઈને દરિદ્રી બનેછે, તેથી તે દુઃખી ને દુઃખી રહેછે. વળી ગમે તેવું અગત્યનું કે ઉતાવળનું કામ હોય, તોપણ અમુક શુકન કે મુહૂર્ત વગર તે સારૂ થઈ શકે નહિ. એવા વેહેમના લીધે તે કામ મુલતવી રાખી, નફો મળવાની તક ગુમાવવામાં આવેછે તેથી વખતે ભારે નુકશાનીમાં ઉતરવું પડે છે.

વળી ગ્રહો વગેરેની પીડા જપ કરીને મટાડવાનું મહાભ કામ પણ એજ જેવા બાવાઓ લેઇ બેઠા છે, એ વધારે વિચિત્ર અને સંતાપજનક વાત છે. ગ્રહોના પીડવાથી માણસ દુઃખ ભોગવે છે, એમ માનવામાં જેટલું નુકશાન છે, તે કરતાં જપ કરવાથી દુઃખ નિવારણ થાયછે, એમ માનવું વધારે વાંધા ભરેલું છે. કારણ કે ગ્રહોની પીડા જપ કરવાથી મટેછે, એવું માનનારા પાપ કરતાં લગારે ડરતા નથી. જપ કરાવીને પાપ ગ્રહની પીડા કહાડવાની તેમને આશા હોય છે, તેથી તેઓ નાજ ડરે, એમા કાંઈ નવાઈ નથી. એ રીતે ઘણી પ્રકારનાં નુકશાન છે; તોપણ વેહેમી માણસોના સમજવામાં તે વાત બીલકુલ આવતી નથી. તે દિન પર દિન તેમનો વેહેમ વધતો જાય છે. અનુભવ ઉપરથી માલુમ પડે છે કે-જેમ માણસના મન ઉપર ભય અને ખુશીની અસર થાય છે, તેમ વેહેમની પણ થાયછે. એટલે જેના મનમાં જેવા વેહેમ હોય તેનું દુઃખ તે અનુભવે છે તો જોશી ભવિષ્યની વાતો ખરી માનનારાઓના મન ઉપર પ્રથમ કહેવામાં આવ્યું તેવી અસર થાય, અને તેથી દુઃખ ભોગવવું પડે, એમા કાંઇપણ સંશય નથી. મૂર્ખ માણસો તો એ વાતને જોશીબાવાનું કહેલુ ભવિષ્ય ખરૂ પડ્યાના દ્રષ્ટાંત તરીકેનો ઉપયોગ કરીને વેહેમને વધારે છે. વળી વધારે વિચિત્ર ભરેલું તો એ છે કે-બીજી વાતોની માફક ધંધા રોજગારમાં નફા-નુકશાનની અને અનાજ પાણીના ભાવતાલની વાતો કહીને લોકોને વધારે ભ્રમિત કરેછે. પણ

તેમ કરવા જતાં તેઓ કેટલા ફસાય છે, તેનું ભાન પણ એ જોશી બાવાઓને રહેતું નથી. એક અભણ અને ગામડીઆ માણસ પણ સમજી શકે કે અર્થશાસ્ત્રના નિયમ પ્રમાણે નફા-નુકશાનમાં તથા જણસોના ભાવતાલની વાતો હમેશાં ભ્રમમાં રહેવી જોઇએ. જો તેમ ન હોય, અને માણસો પોતાની વિદ્યા કે મંત્રના બળે કરીને એવી વાતો અગાઉથી જાણી શકે તો પછી જગતનો કારભાર બિલકુલ ચાલે નહિં. કેમકે જેને નુકશાન થવાનું હોય, તે વેપાર કરે નહિં; અને નુકશાનવાળો જ્યારે વેપાર ન કરે તો પછી નફાવાળાને નફો કોની પાસેથી મળે? વળી લક્ષ્મી પણ બધી એક હાથ થઇ જાય, અને જણસોનાં ભાવ ઉઘાડા થવાથી વેપારની તેજી પણ તુટી જાય એ સમજવું સેહેલ છે. તે છતાં જોશી લોકો કોણ જાણે અજ્ઞાનપણામાં કે જાણી જોઇને પોતાના સ્વાર્થ માટે એવો ધંધો બેધડક ચલાવે જાય છે! એ વિષે કાંઇપણ નિશ્ચયે કહી શકાતું નથી. વેહેમી માણસોના તરફથી પણ તેમને ઉત્તેજન મળે જાય છે. વળી લોકો ઘણા વેહેમી થઇ જવાથી દરેક કામ કરવામાં તેમને ઊમંગ રહેતો નથી; તેથી આરંભેલું કામ મન માનતું પાર પડતું નથી; તેની નબળી અસર વેપાર રોજગાર ઉપર થવાથી આખા દેશને ભારે નુકશાન થાય છે.

એ વિદ્યાના ખોટાપણા વિષે વધારે ઉદાહરણો આપતાં સ્વામીએ મને કહ્યું હતું કે—જોશીઓની એ વિદ્યાનો એક ભાગ બીજાને જૂઠો પાડે છે. કેમકે તેઓ કહે છે કે હરકોઇ કામ સારા શુકને કે સારા મુહૂર્તે કર્યું હોય, તો સારૂ ફળ મળેછે. પણ જો ગ્રહ નબળા હોય, તો પછી સારૂં ફળ શી રીતે મળે? શું! સારે મુહૂર્ત્તે ને સારે શુકને કામ કર્યાથી ગ્રહની ચાલ ફરે? તેજ પ્રમાણે જો ગ્રહ સારા હોય તો ગમે તેવે મુહૂર્ત્તે કે શુકને કામ કરનારને

નઠારૂં ફળ કેમ થાય ? વળી ફળોના એક બીજાથી ઉલટાપણા વિષે ટીકા કરતાં સ્વામીએ મને કહ્યું કે—જન્મકુંડળીના ત્રીજા આસન ઉપરથી ભાંડુનું સુખ જોવામાં આવે છે. તેમાં કોઇને એવું આવે કે—ભાડુ થાય નહિ. પણ તેના બાપના જન્મકાળે ચાર છોકરા થવાનું જણાય, તો એમાંથી ખરૂં કયું માનવું ? ચોથા આસનમાં જન્મ થતાંજ મા મરી જાય, એવું આવે પણ માને જન્મકાળે બીજાં ત્રીશ વર્ષ જીવવાનું હોય, તે વિષે શું સમજવું ? પાંચમા આસનથી છોકરાનું સુખ જોવાય છે. તેમાં એમ આવે કે—છોકરાં જીવે નહિ; પણ છોકરાના જન્મકાળે એંશી વર્ષનો આવરદા આવે તો એ બેમાંથી સાચુ કયું ? સાતમા આસનથી એવું જણાય કે—સ્ત્રી મરી જાય; પણ સ્ત્રીના જન્મકાળે સ્વામીને મરવાનું હોય, તો ખરૂં કયુ માનવું ? એ રીતે જન્મ કુંડળીઓ ઉપરથી કહેલા ફળ કેટલાં સાચાં છે ? તે આટલાજ દાખલા ઉપરથી જોઇ લેવું.

જોશીઓ એક તરફથી ગ્રહની દશાનાં ફળ બતાવી બીજી તરફથી વળી શુકન અને મુહૂર્તનાં ફળ બતાવે છે. તે ઉપરથી જણાય છે કે તેમને પણ પોતાની કહેલી વાત ઉપર કાંઇ પણ ઇતબાર નથી. કારણ કે જો ગ્રહની દશાનાં ફળ ખરાંજ હોય, તો પછી શુકન, મુહૂર્ત આપવાની શી જરૂર પડે ? બીજુ ભવિષ્યની વાતો જાણનારા ભવિષ્યવર્તીને ભાગ્યશાળી કેમ થતા નથી ? તથા લાંબા આયુષ્યવાળો પુરૂષ જોઇને તેની સાથે પોતાની બેન અગર દિકરી પરણાવવા છતાં તે રાંડે છે કેમ ? વળી ભવિષ્ય ફળાદેશની વાતો ખરી માનીને તે પ્રમાણે કામ કરનારા વધારે ખાટી જતા નથી. તેમ એવી વાતો જેઓ માનતા નથી, તેમને કાંઇ પણ નુકશાન થતું નથી. સૌને ઇશ્વરઇચ્છા પ્રમાણે જે થવાનું હોય છે, તેજ થાય છે, તો પછી એવી નકામી વેહેમની વાતો શું કરવા માનવી જોઇએ ? અને

એવા વેહેમ રાખવાથી જે જે ગેરફાયદા થાય છે, તે વિષે પ્રથમ કહેવામાં આવ્યું છે, તે ઉપરથી તમારી પણ હવે પક્કી ખાત્રી થઈ હશે કે ભવિષ્ય ફળાદેશની વાતો અગાઉથી જાણવાની વાતો બધી પોગળ છે. તે છતાં કદાપી ખરી હોય, તો પણ તે જાણવાથી ઘણાં નુકશાન છે. તેટલા માટેજ પરમેશ્વરે કૃપા કરીને એવી નિરૂપયોગી અને દુઃખ કર્તા વાતો જાણવાની શક્તિ મનુષ્ય માત્રને આપી નથી. તે છતાં હાલના ભવિષ્ય વેત્તાઓ આ ઓગણીસમી સદીના સુધરેલા જમાનામાં પોતાના અલ્પ સ્વાર્થને માટે અજ્ઞાન ભોળા લોકોને છેક અવળે રસ્તે દોરીને ભારે ખોટના ખાડામાં નાખેછે, એ અતિશય અફસોસની વાત છે. દરેક માણસે ભવિષ્યના વખતનો વિચાર કરવો એ જરૂરનું છે, પણ તેના ભાગ્યમાં હવે પછી શું શું બનવાનું છે? એ બધું ખરેખર જાણવાની કાંઇ પણ અગત્ય નથી. પરમેશ્વરે માણસોને વિચાર શક્તિ આપી છે. તેના બળ વડે જેટલું ભવિષ્ય જણાય તેજ ખરૂ. તે કરતાં વધારે જાણવાનો દાવો કરવો તે ઇશ્વરની આજ્ઞા ઉલ્લંઘન કર્યા બરોબર છે. જેમ જગત કર્તા પ્રભુનું સ્વરૂપ, તેની મહાશક્તિનું માપ, જગતની ઉત્પત્તિ પેહેલાંની વાતો, માણસના મુવા પછીની ગતિ, અને લોકોમાં કેહેવાતા સ્વર્ગ તથા નર્કની હકીકત, એવી એવી અગમ્ય વાતો જાણવાની જેઓ બડાઇ મારે છે, તે બધા ખોટા ઢોંગ કરે છે. કારણ કે એવી વાતો જાણવાની શક્તિ માણસનામાં છેજ નહિ. તે જાણવા માણસ યોગ્ય નથી, તેને જરૂર પણ નથી, ને નુકશાન છે; તેથી તેવી શક્તિ નહીં આપવામાં ઇશ્વરે ઘણુંજ ડહાપણ વાપર્યું છે. જગતકર્ત્તા મહાપ્રભુની મોટાઇ એથી જળવાય છે, તથા તેની અને માણસની બુદ્ધિનો તફાવત સમજાય છે. જો તેમ ન હોત તો ઇશ્વર અને માણસની શક્તિમાં કાંઇ ભેદ રહેત નહિં. ઈશ્વરનો મહિમા ઓછો થાત, અને માણસ નિરંકુશ બનીને ગમે તેવે અન્યા-

યને માર્ગે જતાં ડરન નહિ, ને પરિણામે જગત્નો જલદી લય થાત. એ વગેરે અનેક કારણોથી પ્રથમ કહી તેવી અગમ્ય વાતોથી આપણને અજ્ઞાન રાખ્યા છે. તેમ ભવિષ્યની વાતો હાલના જોશી લોકો કહેછે તેવી શક્તિ માણસને આપી નથી. ફક્ત જરૂર પડતું જ્ઞાન મેળવવાની બુદ્ધિ અને વિચાર શક્તિ આપી છે, તે વડે એવા અદભૂત વિષયો વિષે આપણે કાંઇક વિચાર કરીએ તો યોગ્ય છે. પણ તેવી વાતો ખરેખરી જાણવાની મેહનત કરવી, તે ભ્રમિત થવાનો ઉપાયછે. અને તે બધુ અમે જાણીએ છીએ એવી બડાઇ મારવી, તે ઘેલાપણું છે."

એ રીતે એ સંન્યાસીએ સંપૂર્ણ દાખલા દલીલો સાથે ભવિષ્ય ફળાદેશની વાતોના ખોટા પણા વિષે મને કહ્યું હતું, ત્યારથી મારા જાણવામાં આવ્યું હતું કે—જ્યોતિષ જેવી કિમતી વિદ્યાનો ખોટો ઉપયોગ માણસ પોતાની અવળી સમજથી કરે છે જો કે સ્વામીએ કહેલી બધી વાતો ઉપર મને સંપૂર્ણ ઇતબાર હતો; કેમકે એવા સંન્યાસીઓ મહાજ્ઞાની અને નિઃસ્વાર્થી હોવાને લીધે તેઓ હમેશાં સત્યવિચાર જાહેર કરે છે. તે છતાં પણ મારા મનની વધારે ખાત્રી કરવા સારૂ મેં જાતે તે વિદ્યાના ગ્રંથો વાંચવાનો વિચાર કરીને ગ્રહલાઘવ અને સૂર્ય સિદ્ધાંત વગેરે જ્યોતિષ વિદ્યાના ગ્રંથોનું મેં સારી પેઠે અધ્યયન કર્યું હતું. તે ઉપરથી સ્વામીની કહેલી સઘળી વાત મને ખરી લાગી હતી. એ વિદ્યાનાં ગણિતનો જે ભાગ છે, તે સાચો અને ઉપયોગનો છે. પણ ભવિષ્ય, ફળાદેશ, શુકન, મુહૂર્ત્ત, અક્ષત અને ખોવાયેલી વસ્તુઓ જોવા વિષે જ્યોતિષિઓ જે કહે છે, તે તદ્દન ખોટું છે. તેઓ પંચ્યાંગ અથવા ટીપણા, જન્મપત્રી, વર્ષફળ, પ્રશ્નોત્રી કે ફક્ત નામ ઉપરથી પણ ભવિષ્ય જૂવે છે, તેથી જણાય છે કે તેમની ગમે તેવી હીકમત હોવા છતાં માણસની વિવેક બુદ્ધિને તે માનવા લાયક નથી.

ગ્રહોના ભ્રમણને લીધે થતા ફેરફારોની અસર આખા દેશ કે તેના કોઈ ભાગ ઉપર સામટી રીતે થાય, તે બનવા જોગ છે. પણ દરેક માણસના જૂદા જૂદા કામ ઉપર જૂદી જૂદી અસર થાય, એ વાત અનુભવને અનુસરતી નથી. કેટલાક અણસમજુ અને ભોળા લોકો કહે છે કે—એ વિદ્યા ખોટી હોય તો જોશીઓ અનંત આકાશમાં થતાં ગ્રહણ અહિંઆં બેઠાં શી રીતે જાણી શકે? પણ એવું કહેનારાઓની એ માત્ર અજ્ઞાનતા છે. કેમકે ખગોળ વિદ્યાનો હરકોઇ અભ્યાસી ગણિત કરીને એવી વાતો કહી શકે છે.

જોશીઓની કેટલીક વાતો ખરી પડેછે, એતો માત્ર તેમની કહેવાની જુક્તિ છે. અને બીજુ માણસની સ્થિતિ હમેશાં બદલાતી જાય છે. તેથી એવા ફેરફારોમાં વખતે 'કાળને પડવું અને ડોસીને મરવું.' એવો બનાવ બને છે. મતલબ કે વાત બનવાની હોય, ને જોશીનું કહેવું થાય. ત્યારે ભોળા માણસો કાંઇપણ વિચાર કર્યા વગર જોશીનું કહેલું સાચું પડ્યાનું માનેછે. વળી સ્વામીના કહેવા મુજબ જોશીઓની વાત ખરી પડવામા વેહેમ પણ એક કારણ છે માટે તેમના કહેવા પ્રમાણેજ થાય છે એમ માનવું નહિં. એક પંડિતે કહ્યું છે કેઃ—

**॥ अश्वप्लुतं माधव गर्जितंच, स्त्रीणांचरित्रं पुरुषस्यभाग्यं;॥**
**॥ अवर्षणं वा प्रतिवर्षणं, देवो न जानाति कुतो मनुष्यः ॥**

અર્થ—ઘોડાનું કુદવું, વરસાદનું ગાજવું સ્ત્રીનાં ચરિત્ર, અને પુરૂષનું ભાગ્ય આ વર્ષમાં કે આવતા વર્ષમાં ઉદય પામશે ? એવી વાતો દેવ સરખા પણ જાણી શકતા નથી. તો પછી માણસ કોણુ માત્ર!

દરેક માણસે ભવિષ્યનો વિચાર કરીને હરેક લાયક ઉદ્યોગ કરવો, અને તેનું ફળ મળવાની શ્રદ્ધા રાખી ઉમંગ પૂર્વક તે કામ પા-

ર પાડવું જોઇએ. પછી ભાગ્યમાં જે બનવાનું હોય, તે બને."

ઝવેરી—મારા વ્હાલા મિત્ર મિ૦ પંડિત! જ્યોતિષ સંબંધી ઘણીજ વિદ્વતા ભરેલી વાત તમે આજ મને કહી સંભાળાવી, તેથી હું ઘણોજ ખુશી થયોછું. એ વિષય સબંધી મારા મનમાં કેટલોક સંશય હતો, તે પણ હવે જતો રહ્યો છે. મને ખબર નહોતી કે તમે સંસ્કૃત ભાષાનાં શાસ્ત્રોનો અભ્યાસ કરીને પુરાણીઓના વર્ગમાં રહ્યા, છતાં આવા સુધરેલા ઉત્તમ વિચાર ધરાવો છો!

પંડિત—હમણાં કેટલાક જણ માનેછે, તેમ બધા શાસ્ત્રીઓ કાંઇ અવળા વિચારના કે વેહેમી નથી. તેમ સંસ્કૃત ભાષાના સઘળા ગ્રંથ કાંઈ પોગળ વિદ્યાના નથી. કેટલાએક ગ્રંથો તો એવા ઉપયોગી અને જ્ઞાનના ભંડારરૂપ છે કે હમણાં ઘણે ઉંચે દરજ્જે પોહોચેલી ઇંગ્રેજી વિદ્યા પણ કેટલીક વાતોમાં તેની બરોબરી કરી શકશે નહિં. એ તો માત્ર કેળવ્યા વિનાનું રતન ખાંજરે પડી નિસ્તેજ થયું છે. તેને જે થોડાક વાપરનારા છે, તેઓ તેનો બરોબર ઉપયોગ કરતા નથી.

ઝવેરી—ખરી વાતછે ભાઇ, અમારી ઝંદ ભાષાને માટે પણ તેમજ થયું છે.

પંડિત—વેળાવેળાની છાંયડી જુદી છે. વખત આવશે, ત્યારે તેને કસોટી ઉપર ચઢાવીને ઓપાવનાર ઝવેરીઓ જાગશે. હમણાં તો સર્વ જણનું દીલ બળતી સગડીને તાપવા તરફ વળ્યું છે. તોપણ આપણાથી જેટલો બની શકે તેટલો પ્રયત્ન આપણી માતૃભાષાઓને પાછી સતેજ કરવા આપણે કરવો જોઇએ.

ઝવેરી—હાજી, એમ કરવું એ તો આપણી ફરજ છે. હમણાં ઇંગ્રેજી રાજ્યના પ્રતાપવડે પશ્ચિમ તરફના લોકોના દેખાદેખીને આપણા લોકો જરા જાગૃત થયા છે એ પણ ખુશી થવા જેવું છે.

ઘેલો જોશી—(રામશંકર પંડિતનો પાડોસી જે થોડીકવાર થયાં ત્યાં આવીને બેઠો હતો તેને ભવિષ્ય ફળાદેશના ખોટાપણા વિષેની વાત સાંભળીને પેટમાં ખુબ આફરો ચઢી આવ્યો હતો, તે એકદમ બોલી ઉઠયો.) ભાઈ, આજ ઇંગ્રેજ સરકારના રાજ્યમાં તમે ઇંગ્રેજી ભણીને અમારા લોકો માટે જેટલું નહિં કહો, તેટલું ઓછું. તમને ગમે તેમ બોલતાં અમારાથી બંધ કરાય તેમ નથી. ભલે બોલો પણ.—

ઝવેરી—અટકી કેમ પડયા ! આગળ બોલો.

જોશી—શું બોલું ? રામશંકરભાઇએ બોલવાનું કાંઇ બાકી રાખ્યું નથી. પણ હવે જાદુમંત્ર અને કામણ ટુંમણ વિષે તમારો શો મતછે? તે મેહેરબાની કરીને કહો.

ઝવેરી—થેંક યુ સર. (તમારો ઉપકાર માનુંછું સાહેબ.) ભલું થયું કે-તમે એ વાત આ પ્રસંગે સંભાળી. સાંભળો, ત્યારે એ વિષે હું તમને કહુંછું:—

"જેમ જ્યોતિષ જેવી ઉપયોગી વિદ્યાને ભવિષ્ય જોવાની વિદ્યાનું રૂપ આપીને જોશી લોકો તેનો ખોટો ઉપયોગ કરે છે, તેમ રસાયણ અને કસરત વગેરે કિમતી વિદ્યાઓને જાદુમંત્રની વિદ્યાનું રૂપ આપીને પેટ ભરા લોકો જગતને ઠગે છે. પેહેલી વિદ્યાનું કામ જ્યારે ભણેલા અને ડાહ્યામાં ગણાતા લોકોના હાથમાં છે, ત્યારે આ બીજી વિદ્યાનું કામ છેક અભણ, અજ્ઞાન અને નીચવરણના હલકા લોકો લેઇ બેઠા છે. તેઓ જાદુગર, કિમિઆગર, બાજીગર, તેલીઆરાજા, વાદી, મદારી, ગારૂડી અને ભૂવા, જતી એ વગેરેની જૂદી જૂદી નામે ઓળખાય છે. તેઓ કાંકરાના રૂપિઆ કરવાનું, પાણીનું દૂધ કરવાનું, સોનું બનાવવાનું, વસ્તુઓ ઉડાવવાનું, પુતળાં નચાવવાનું, જનાવરો કાઢવાનું, અગ્નિમાં ઉભા રહેવાનું, દોર ઉપર ચઢીને નાચ-

વાનું, માણસનું ગળુ કાપી નાખીને તેને પાછો જીવતો કરવાનું, ઝેરી જાનવરોના ડંખ ઉતારવાનું, રોગ મટાડવાનું, માણસને વશ કરવાનું, સંતાન આપવાનું, ડેરાં મૂકવાનું, મૂઠ મારવાનું, માતા તથા ભૂત ધુણાવવાનું, અને દેવ પાસે કામ કરાવવાનું ઇત્યાદિ અનેક પ્રકારના ઢોંગ સોંગનાં કામ કરી બતાવવાની બડાઇ મારે છે. અને લોકોને સમજાવે છે કે એ બધુ અમે જાદુમંત્ર, સાધના, જંત્ર, વસીકરણ, મારણ, મોહન, ઉચ્ચાટણ અને સ્થંભન ઇત્યાદિ ઇલમના જોરથી કરીએછીએ. ભોળા લોકો એ બધી વાતો સાચી માનેછે. ધુતારા તેમને ધોળે દહાડે ઠગી જાય છે. એક હિંદુ ગૃહસ્થે આ વિષયના ખરા ખોટાપણાની ખાત્રી કરવા સારૂ ઘણી મેહેનત અને પૈસાનો ભોગ આપીને જાતે એ વિદ્યાનો અભ્યાસ કરી અનુભવ મેળવીને ગ્રંથ પ્રગટ કર્યો છે. તે ઉપરથી સાફ જણાય છે કે એ લોકો કામણ ટુંમણ જેવાં અદ્રશ્ય કામો મંત્ર સાધના વડે કર્યાનું કહે છે, એતો તદન જૂઠું છે. પણ આપણી નજર આગળ પ્રત્યક્ષ રીતે જે જે ચમત્કારી ખેલ કરી દેખાડે છે, તે સઘળા રસાયણ ક્રિયા, હસ્ત ક્રિયા, આકર્ષણ ક્રિયા અને કસરત વગેરેથી કરે છે. તેમાં માત્ર જૂક્તિ, મહાવરો અને નજર ચૂકવવાની ચપળતા શિવાય બીજુ કાંઇ નથી. હરકોઇ માણસ એવાં કામ અભ્યાસ વડે ઘણી સેહેલાઇથી કરી શકે છે. તેમાં મંત્ર, જંત્ર કે સાધનાની કાંઇ જરૂર પડતી નથી. જેમકે—

કાંકરાનો રૂપિઓ કરેછે, તે એવી રીતે કે એક હાથમાં કાંકરો બતાવીને મુઠી વાળે છે. અને બીજા હાથમાં વાંસળી લેતાંની વેળાએ તે હાથની હાથેળીના ખેવડમાં એક રૂપિઓ છુપાવી રાખેછે. પછી તમાસગીરોને આડી અવળી વાતોમાં નાંખી નજર ચુકાવીને હાથની ચાલાકીથી કાંકરાવાળા હાથમાં રૂપિઓ અને રૂપિઆવાળા હાથમાં કાંકરો લેઇ લે છે. પણ કોઇને એ વિષે ખબર પડતી નથી. એ

કામ અતિશય મહાવરાનું અને ઘણી હુંશીઆરીનું છે. તેથી બીજા માણસથી એકાએક તેવું થઇ શકતું નથી. જો કાંકરાના રૂપિઆ થતા હોય તો એ લોકોને ભીખ માગવાની જરૂર. પડત નહિં. એજ રીતે બીજા કેટલાક ખેલ તેઓ હાથનીજ ચાલાકીથી કરેછે. પાણીનું દૂધ કરતી વખતે આઠ દશ વખત દૂધના પટ દેઇને સૂકવી રાખેલો એક રૂમાલ તેઓ પોતાની પાસે રાખે છે. તે એક વાસણ ઉપર ઢાંકીને તેના ઉપર પાણીની ઉંચેથી ધાર કરે છે. તેથી રૂમાલમાંનું સૂકાઈ ગયેલુ દૂધ ધોવાઇને વાસણમાં પડેછે. આ પ્રયોગ બીજી રીતે તેલ, પાપડીઓ ખારો અને પાણીની મેળવણીથી પણ કરી બતાવે છે.—ગંધકની ધુંણી દેઇ રાતુ ફુલ ધોળુ કરેછે. અને તેજ ફુલ ફટકડીના પાણીમાં બોળીને પાછું રાતું કરે છે.—કપુરવાળી દીવેટ પાણીએ ભરેલા કોડીઆમાં સળગાવવાથી તેલની માફક બળેછે.—સૂરોખાર, મીઠુ અને કુંવરના છોડનો રસ હાથે ચોપડી રાખી તે સૂકાયા બાદ દેવતા ઝાલવાથી દઝાતું નથી.—ગંધક અને સૂરાખારના રસની મેળવણીમાં દીવેટ ભીંજાવી રાખી, તે સૂકાયા પછી દીવે સળગાવીને બુઝાવી નાખીએ, તોપણ બત્તીના મોગરામાં રહેલો દેવતા પેલા રસાયણને અડવાથી પાછો દીવો પોતાની મેળે પ્રગટ થાય છે.—એક ઉજળી છરી અથવા ચપ્પા ઉપર કપાસનાં રાતાં ફુલના રસનો પટ સાત આઠ વખત દેઈ રાખ્યો હોય, તે વડે લીંબુ કાપવાથી લોહી જેવું દેખાય છે.—માટીના કોરા ઘડાની અંદર વડગુંદાનો ચેપ (રસ) ચોપડીને દશ પંદરવાર પટ દેઈ રાખ્યો હોય, તમાં પાણી ભરી એક રાતવાસો રાખીને જરા સંભાળીને તેને ફોડી નાખ્યો હોય તો, પાણી જેમ ઘડામાં હતું, તેમજ બંધાઇ રહેશે.—એક લીંબુની અંદર બારીક છિદ્ર વાટે પારો ભરીને તે છિદ્ર મીણુથી બંધ કરીને તેને તડકામાં મૂકયું હોય તો પછી જ્યારે અંદરનો પારો તપેછે, એટલે લીંબુ પો-

તાની મેળે આમ તેમ નાસેછે.-ઘોડાના વાળ કે રેશમના ઝીણા તાર વડે રાત્રે પૂતળાં નચાવવામાં આવે છે.-ઝાડના મૂળમાં ગંધકનો તેજાબ મૂકવાથી ઝાડ સૂકાઈ જાય છે.-તલવારના ઘડવાની કરામતથી મુસલમાન લોકોના પીર આગળ ઘોડાનું તાજુ તથા બેડી તૂટે છે. તેવીજ કરામતના હાથાવાળી છરી પેટમાં મારવામાં આવે છે પણ મારતી વખતે છરીનું પાનું હાથાની અંદર પેસી જાય છે, તેથી પેટને કોઇ ઇજા થતી નથી.-લોહચુંબક (ચમકપહાણ)ના આકર્ષણથી દેવળમાં મૂર્ત્તિ અંતરિક્ષ ઉભી રહેછે. તેજ પ્રમાણે માણસનું ગળું કાપી બતાવવાની રીત એવી છે કે-એક પડદાની અંદર આગળથી જમીનમાં ખાડો કરીને તેમાં લુગડાનું કે મીણનું બનાવેલું ધડ ઉંધું ડાટી રાખવામાં આવેલું હોય છે, તે બહાર કાઢીને તેને બદલે તે ખાડામાં એક માણસ ઉભો રહે છે. તેને ગળા બરોબરથી માટીએ પૂરી નાંખીને માથું વચ્ચોવચ ઉઘાડું દેખાય તેવા બાકાંવાળું એક બિછાનું જમીન ઉપર પાથરવામાં આવે છે. પછી એક થાળીના બે કકડા કે જેને એકઠા જોડવાથી આખી થાળીની વચ્ચે એક ગોળ બાકુ પડી રહે, તેવા ગળે ગોઠવવામાં આવે છે; એવી રીતે કે જાણે માણસનું ડોકું થાળીમાં મૂકેલુ છે. પછી થાળીમાં ગળાની આસપાસ લોહીને ઠેકાણે પોથીનો રંગ નાખે છે. પેલા ધડને ખાડામાં પેસનાર માણસના જેવો પોષાક પહેરાવીને નજીકમાં નાખેલું હોય છે, તેના છેડા ઉપર માંસને ઠેકાણે કોળાના ફૂળનો ગર્ભ જૂક્તિબંધ મૂકીને તેના ઉપર પોથીનો રંગ રેડેછે. એ રીતે બધું ઠીકઠાક કરીને પડદો લેઇ લેવામાં આવે છે. પછી ભોળા તમાશગીરો માને છે કે આ તો ખરેખાત માણસનું ગળુ કાપીને થાળીમાં મૂક્યું છે. ને ધડ પણ પાસે પડ્યું છે! પછી પાછો પડદો કરેછે. એટલે પછી પ્રથમ હતું તેમ કરીને પેસો માણસ બહાર આવેછે. તેને જોઇને લોક

કો ઘણું આશ્ચર્ય પામેછે. તેવીજ રીતે માણસને બાળી મૂકીને પાછું તેને જીવતું કરવાના ખેલ કરેછે. કિમિઆગર લોકો ઠગતી વખતે સામા માણસની ખાત્રી સારૂ પ્રથમ પારાનું રૂપું કરી દેખાડે છે. તે એવી રીતે કે—ગાળવાની કુલડીમાં પ્રથમથી રૂપાનો એક રવો છુપાવી રાખવામાં આવે છે. તે કુલડીમાં પારો નાંખીને તેને ભઠીમાં મૂકે છે. પછી પારો આઘો પાછો કરવાને બહાને કુલડીમાં ચીપીઓ કે બીજુ હથિઆર ઘાલીને માટીના પડમાં સંતાડેલો રવો ખુલ્લો કરે છે. થોડીવારમાં તાપથી પારો ઉડી જાય છે. એટલે રૂપાનો રવો બહાર કહાડીને બતાવવામાં આવે છે. એ રીતે અનેક પ્રકારના ખેલ અને ઠગાઇનાં કામ તેઓ હાથની ચાલાકી, રસાયણ ક્રિયા અને કરામતથી કરેછે. તે કરવામાં તેમની ચપળતા અને હિંમત ઘણાં અજબ જેવાં છે ખરાં, પણ તે બધુ મહાવરા વડે તેઓ સેહેલથી કરી શકેછે. અભ્યાસથી માણસ શું નથી કરી શકતું! જૂઓ, ત્રીશથી ચાલીશ દિવસ કરતાં પણ વધારે વખત સુધી તે અન્ન વગર રહી શકે છે! જમીનની અંદર સમાધી ચડાવીને હવા, પાણી તથા અન્ન વગર કેટલાક મહિના સુધી તે રહીને જીવી શકે છે! એક રૂપિઆભાર કરતાં પણ વધારે સોમલ તથા પાશેરથી અધશેર સુધી અફીણ ખાઇને તે જીવિ શકે છે! અને એક દિવસમાં ચાલતે પગે ચાલીશથી પચાસ ગાઉ સુધી મુસાફરી કરી શકે છે! તેમજ લોઢાના તીક્ષ્ણ ખીલાની સજ્યા ઉપર સુખથી નિદ્રા કરી શકે છે! પંચાગ્નિનો તાપ ખમી શકે છે! અને હાથી તથા સિંહ સરખાં વિકાળ પશુઓને વશ કરીને તેમને આંગળીનાં ટેરવાં ઉપર નચાવે છે×! ઇત્યાદિ અજબ થઇએ તેવાં કામ માણસ કરી શકે છે. એ સર્વે મહાવરાને લીધેજ.

× મતલબ કે—સરળમાં આવે તેવું. કામ તેમના પાસે કરાવે છે.

આટલા જૂજ દ્રષ્ટાંતો ઉપરથી તમારી ખાત્રી થઇ હશે કે—ખરી વાતો છુપાવીને ધુતારાઓ અજાણ્યા લોકોને ભોળવી ઠગી લે છે. ભોળા લોકો એટલું પણ નથી વિચારતા કે–તે લોકો એવા બારે ઇલિમી છે, ત્યારે કાં લક્ષાધીપતિ થતા નથી? ને ઘેર ઘેર ભીખ માગેછે! તથા એવાં કામ જો જાદુમંત્ર વડે થતાં હોય, તો મોટા મોટા રાજા અને શ્રીમંતો લાખો રૂપિઆ ખર્ચિને તેનો ઉપયોગ કર્યા વગર કેમ રહે? પણ 'ખાટલે મોટી ખોડ કે ચોથો પૈયોજ ન મળે!' મતલબ કે તેમની બુદ્ધિજ જાણે બેહેર મારી ગઈ હોય, તો પછી એવા વિચાર તેઓ ક્યાંથી કરે? વિચારતો નથીજ કરતા, પણ કેટલાક જણને તો એ વિષે યોગ્ય રીતે સમજાવવામાં આવે છે, તો પણ તે વાત ઉપર ઇતબાર રાખવાની પણ તેઓ આનાકાની કરેછે. તેમની એવી હલકી બુદ્ધિને માટે મને તો ઘણી દયા આવે છે. એવા ભોળા લોકોને ઠગીને તદન ખાલી હાથે કરવા જો ઇંગ્રેજ લોકોએ ધાર્યું હોત, તો તેઓ ઘણી સેહેલથી તેમ કરી શકત. કેમકે યાંત્રિક યુક્તિઓ વડે તેઓ જે જે અદ્‌ભૂત કામ કરેછે, તેનો ભ્રમ ઉઘાડો નહિ પાડતાં તેમણે કહ્યું હોત કે એ બધુ અમે મંત્ર સાધના વડે કરીએ છીએ. તો પછી આ દેશના ભોળા લોકોનું ભેજુ પણ ખસી જાત! અને એ હુન્નરી લોકોને દેવ તરીકે પુજીને પોતાનું સર્વસ્વ અર્પણ કરી દેત. તેથી હાથે કરીને તેઓ અમેરિકાના અસલી રહેવાસીઓ (ઇન્ડિયન લોક) ની હાલતે પોહોચત. પણ પ્રભુની કૃપાથી એવી ઠગાઈ કરીને ખાલી મોટાઈ તથા દોલત લેવાનું એ શાણા લોકોને સુઝયું નહિ. ને ખરી વાત પ્રગટ કરીને કામ કર્યું. તો હમણાં આપણે જોઇએ છીએ તેમ તેઓ પેહેલા કરતાં આ બીજે માર્ગે ચાલીને વધારે પ્રતિષ્ઠા અને દોલત મેળવી શક્યા છે. જો તેમણે પેહેલો રસ્તો હાથ કર્યો હોત, તો પ્રથમ થોડી મેહેનતે તેઓ વધારે

કમાત ખરા. પણ જેમ કોઈ ઝાડનાં ફળ ખાવા સારૂ તેને મૂળમાં થી પાડી નાખવામાં આવે, તો તે ફળ પ્રથમ નીરાંતે ખાઈ શકાય ખરાં, પણ ફરીથી તે ઝાડનાં ફળ ખાવાની આશા કદી રખાય નહિ, તેવું તેમને પણ થાત; ને વળી ઠગાઈ કર્યાના મહા પાપમાં તેઓ પડત. પણ એ વિચિક્ષણ અને ડાહ્યા લોકોએ તેમ નહિ કરતાં ફળ-રૂપ ઝાડને કાયમ રાખીને તથા તેને પાળી પોષીને ફળ ખાવાનું પ-સંદ કર્યું. તો આજે પણ તેઓ સ્વાદિષ્ટ ફળ નિરાંતે ખાય છે, અને ભવિષ્ય સૂચવે છે કે તેમના વંશજો પણ ઘણાં વર્ષ પર્યંત ખાશે.

આપણા જાદુગર લોકો પણ ઠગીને પૈસા લેવાનું કામ છોડી દે, અને ખરી વાતો પ્રગટ કરીને પૈસા કમાવાના ઉપાય શોધે, તો તેઓ હમણાં જે કમાય છે તેના કરતાં પણ વધારે કમાય; અને ઠગાઇ કર્યાના દોષમાંથી મૂકત થઈ કીર્ત્તિ મેળવે. તેમના ઇલમોનાં, રસાયણ ક્રિયાના તથા કસરતના ખેલ ઘણાજ ઉપયોગી તથા હેરત ઉપજાવે તેવા છે. તેમજ હસ્તક્રિયા અને કરામતના ખેલ પણ ઘણા રમુજી તથા અક્કલની પરિક્ષાના છે. તે સર્વ શોખીલાજનોને કામના છે. ત્યારે શા માટે અહિંના જાદુગર વગેરે લોકો ઢોંગની ઢોલકીઓ વગાડીને જનમંડળને ઠગી મહા પાપમાં પડે છે? તેમના જેવા બ-લકે તેથી પણ ચઢે તેવા ખેલ યુરોપાદિ ખંડોના લોકો કરે છે. પણ તેઓ તે ખેલ જાદુના જોરથી કરે છે, એવું કહીને કોઇને ઠગતા નથી, તો તેઓ વધારે કમાય છે. તેઓ 'જાદુગર' નહિ પણ 'ખે-લાડીઓ' કેહેવરાવવાનું વધારે પસંદ કરે છે.

આપણા ભોળા લોકોની ભોળાઈ અને જાદુગરોની ઠગાઈની હદ આટલેથી પૂરી થતી નથી. જાદુગર વગેરે લોકો જ્યારે જાદુને નામે ઇલમ કરી બતાવવામાં ફાવ્યા, ત્યારે તેને ઓઠે મંત્રસાધના વડે દેવો પાસે અદ્‌ભૂત કામ કરાવવાના ઢોંગ પણ તેઓ લેઇ બેઠાછે.

તેઓ માતા, મેલડી, વીર, વૈતાલ, ઝાંપડી, શીકોતર, અને ખોડીઆળ ઇત્યાદિ દેવ દેવીઓ કલ્પિને તેમની સ્થાપના કરે છે. ને તેમને ધૂપ, નૈવેદ વગેરે ચઢાવીને રાજી કરેછે. પછી ભોળા લોકોને સમજાવે છે કે અમે અમારા દેવ-દેવી પાસે ગમે તે વખતે હરકોઇને રંજાડી અથવા જીવ લેઈ શકીએછીએ, તથા બીજા કોઇએ મૂકેલું ડેરૂ અમે પારખીને તેને પાછું વાળી શકીએછીએ, તેમજ ભૂત, ડાકેણ, વંત્રાં વગેરેનો વળગાડ કહાડીએ છીએ, અને બાધા આખડી પણ આપીએછીએ, તથા દોરા તાવીત કરી આપીએછીએ, તેથી માંદુ માણસ સાજુ થાયછે. એ રીતે ઘણી પ્રકારનાં પાખંડ કરીને ભોળા લોકોને ભમાવી ઠગી ખાયછે. પેહેલા કરતાં આ બીજા પ્રકારના ઢોંગથી જગત્‌ને તેમણે ઘણું નુકશાન કર્યું છે; અને હજુ કરે છે. જેમ પેહેલા પ્રકારના ઢોંગથી તેઓ માત્ર પૈસા ઠગી લેછે, તેમ આ બીજા પ્રકારના ઢોંગથી પૈસાની સાથે સામા માણસના જીવને પણ જોખમમાં નાખેછે. તે એવી રીતે કે-ડેરાં મૂકવાના તથા મુઠ મારવાના વેહેમથી કેટલાએક વેહેગીઓ ખરેખાત માંદા પડેછે, અને વખતે મરી પણ જાયછે. વેહેમનું પરીબળ માણસના મન ઉપર કેટલું બધુ ચાલેછે, એ વિષે જ્યોતિષ સંબંધીવાતમાં મારા વિદ્વાન મિત્ર મિ૦ પંડિતે કહી બતાવ્યું છે. તેથી ફરીને કહેવાની જરૂર નથી. લોકોમાં પણ કહેવત ચાલેછે કે "મંછા ભૂત, ને શંકા ડાકેણ." તે ખરૂ છે. તે છતાં નવાઈ જેવું છે કે-એ કહેવત બોલનારા પણ વેહેમની જાળમાં પડ્યા વગર રહેતા નથી. સુધારાવાળા એ વિષે લખી લખીને કેટલું લખે? લખ્યા છતાં પણ ક્યાં તેમના મન ઉપર અસર થાય છે? ગમે તેવા મંત્ર કે સાધના વડે માતા, મેલડી કે ઝાંપડી જેવા દેવ વગર વાંકે એક સેવકના કહેવાથી તેના શત્રુને પીડે કે મારી નાખે, એ કેટલું બધુ અસંભવિત અને હસવા જેવું છે! ગમે તેવો દુષ્ટ માણસ

પણ કોઇને વગર વાંકે હરકત કરવામાં પાપ માને છે. તો દેવ સરખા દેવ થઇને એવું અન્યાયનું પાપી કામ કેમ કરે? વળી એવા સમર્થ દેવ એક કંગાલ શેવકના પાસેથી વડાં, બાકળા કે નૈવેદ જેવી ન જીવી વસ્તુઓ લેઇને રાજી થાયછે, એમ કહેવું કેટલું બધું હડહડતું જૂઠું છે! ધિક્કાર છે દેવને નામે એવા ઠગી ખાનારાઓને! તથા શરમ છે એવા હલકા લોકોથી ઠગાનારાઓની બુદ્ધિને! શું તેઓને ખબર નથી? કે વગર વાહને ગાડી ચાલેછે, એક પળમાં વગર કાસદે હજારો ગાઉ સંદેસા પોહોચે છે, દીવેલ કે બત્તી વગર સારા ઉજારાવાળા દીવા બળેછે, ભાતભાતનાં કપડાં પોતાની મેળે વણાય છે, વૈમાનમાં બેસીને માણસ આકાશ માર્ગે ફરી શકેછે, એક ઘડીઆળનાં ચક્કર પોતાની મેળે ફરે છે, તથા તેમાં પોતાની મેળે ટકોરા વાગે છે, એક પેટીની અંદર છત્રીશ રાગનું વાજીંત્ર પોતાની મેળે વાગે છે, એવાં અનેક પ્રકારનાં કામ પોતાની મેળે થાય છે. તે આપણે પ્રત્યક્ષ દેખીએ છીએ. તે છતાં એ બધુ વગર મંત્રે કે વગર સાધનાએ થાય છે. અને તેના ડાહ્યા કારીગરો આપણને ખુલે ખુલ્લું કહેછે કે અમારા મંત્ર કહો, કે સાધના કહો, પણ તે બધુ માત્ર અમે જૂદી જૂદી યાંત્રિક યુક્તિઓ વડે કરીએછીએ. તમે પણ તે શીખો અને કરો. આટલું છતાં આપણા અજ્ઞાન લોકોના સમજવામાં આવતું નથી, ને દેખતી આંખે આંધળા થઇને કુવામાં પડેછે. હિંદના લોકોની ખરાબી થવાનાં સાધનોમાં આવો વેહેમ પણ એક જબર સાધન છે. પચીશ ક્રોડ માણસની વસ્તીવાળા હિંદનું કોઇપણ ગામ એવું નહિ હોય, કે જેમાં એવા ઠગ અને તેમને માનનારામાંનો એક પણ રહેતો નહિં હોય.

ઘેલો જોશી—સાહેબ, એ બધી વાત આપે કહી, તે સાચી છે. પણ મારો આટલો સંદેહ ટાળો કે ભૂવા લોકો માણસના અંગમાં

ભરાયેલાં ભૂત, પ્રેત અને માતા વગેરે ધુણાવે છે, અને તેથી માંદું માણુસ સાજુ થાય છે. તેમજ મંત્ર વાળા લોકો કોઇને ગમે તેવો સાપ કે વીંછી કરડયો હોય છે, તોપણ તે મંત્ર વડે ઉતારેછે તે, સઘળુ મેં પ્રત્યક્ષ નજરે જોયું છે તો તેનું કેમ?

ઝવેરી—હા, તમે એવી વાતો પ્રત્યક્ષ જોઇ હશે ખરી, પણ તે શાથી એમ થાય છે; એ વિષે પાકી તજવીજ કરવાની તમે તસ્દી લેતા નથી. અથવા તે સમજવા તમારી અક્કલ તમને જવાબ દેતી નથી. એટલે તમે એવો સવાલ પુછો તેમાં કાંઇ નવાઇનથી. મહા પ્રવિણ પંડિતો કહી ગયા છે કે-પોતાની નજરે દીઠેલી, કાને સાંભળેલી અને બીજા કોઇની કહેલી વાત ઉપર એકદમ ઇતબાર રાખવો નહિં. પણ તે વાતની ખૂબ ચોકસી કર્યા પછી તે ખરી છે, એવું માનવું. તમે સંસ્કૃત જેવી સરસ્વતી માતાના શેવક થઇને એટલું પણ સમજી શકતા નથી. તેથી હું ધારૂ છું કે જ્યારે ખોદાએ માણુસોને અક્કલ વેંહેચી આપી હશે, ત્યારે તમે હાજર નહિં હશો!

જોશી જેવી મોટી પદવી ધરાવનાર પુરૂષના મોઢામાંથી એવો ઘેહેલો સવાલ નીકળવાથી ઝવેરીએ ઉપર મુજબ જરા ઉસ્કેરાઇને જવાબ આપ્યો. તે જોઇને પંડિતે કહ્યું કે,

"એ વિષે મને જરા કહેવા દો. પ્રથમ મારે તમને જણાવવું જોઇએ કે-રત્નાગર નામે વૈદકનો એક મોટો ગ્રંથ છે. તેમાં લખ્યું છે કે માણુસને બધા મળીને એકસો ઇઠોતેર જાતના સન્નિપાતના રોગ થાય છે. તે સઘળાનાં લક્ષણ જૂદાં જૂદાં હોય છે. કોઈ સન્નિપાતમાં માણુસ દિવસને રાત ગાયાંજ કરે છે, અથવા રડયાંજ કરે છે; અને ખાવા પીવાનું કે બીજી કોઇ વાતનું ભાન રહેતું નથી. કોઈ સન્નિપાતમાં માણુસ નગ્ન થઇને નાસતું ફરે છે; અને દુનિઆંથી છેક જૂદીજ રીતે વર્તેછે. કોઈમાં બોલ્યા ચાલ્યા વગર પડી રહેછે

કોઇમાં હસે છે, કોઇમાં થાળા કરે છે. ને કોઇમાં બગાસાં કરે છે. એ રીતે તરેહ તરેહ જાતના રોગ માણસને થાય છે. એવા રોગવાળાને ઉપર મૂક્યાનું ભૂવા લોકો ઠરાવે છે. અને પછી તેને ધુણાવીને બોલાવવાના ઉપાય તેઓ કરેછે. એક પાટલા ઉપર ઘીનો દીવો તથા અડદ વગેરે મૂકે છે, અને તેના સાંમે જે માંદા માણસને ધુણાવવાનું હોય છે, તેને બેસાડવામાં આવે છે. પછી ધુપ ધુંવાડા વગેરે કરીને શૂર ચઢે તેવું એક વાજુ (ડાકલુ) વગાડેછે. ને તેવાજ રાગથી બૂમ લેહેકારીને એક બે કે ત્રણ જણ ગાયછે. એ વાજાનો તથા ગાનારા ભૂવાનો નાદ એવો તો નીકળે છે કે તે સાંભળીને સાજા માણસને પણ કંપારો છુટ્યા વગર રહે નહિ. તો પછી માંદુ માણસ કે જેના શરીરની સઘળી શક્તિઓ નરમ પડી ગયેલી તથા ગભરાયેલી હોય છે, તેવાને કંપારો છુટ્યા વગર કેમ રહે? વળી જે માણસ ધુણવા સારૂ બેઠું હોય, તે પણ ઘણુંકરીને વેહેમી તો હોયજ, અને તેના આગળ પ્રથમ એવી ભૂત ડેરાંની વાતો કરવામાં આવી હોય, તથા તેના ઉપર દાણા વગેરે ઉતારીને ભૂવાએ કહેલું તો હોયજ, કે તેને ફલાણું ડેરૂ વળગ્યું છે; તેથી ધુણવા બેસતાં અગાઉથીજ તેનાં મનમાં એવી શ્રદ્ધા બેસે છે કે હમણાં ડેરૂ આવશે, ને હું ધુણીશ. એવાં એવાં ઘણાં કારણો એકઠાં થવાથી માણસ ધુણે છે અને અગાઉ જે જે વાતોના વિચાર તેણે કર્યા હોય, તથા સાંભળ્યા હોય તે બધા જેમ કોઈ માણસ ઉંઘમાં બકે, તેમ તે બેભાન અવસ્થામાં ગમે તેમ બોલે છે ને ફાવે તેનાં નામ દેછે. તેને ભૂવા લોકો ડેરૂ બોલ્યાનું ઠોકી બેસાડીને ભોળા લોકોની આગળ ઘણા મગરૂર થાય છે. જો વધારે કાચા હૈયાનું ને બહુ વેહેમીલું માણસ હોય, તો તે જલદી ધુણે છે. અને જરા કઠણ હૈયાનું ઓછા વેહેમવાળું હોય, તો તેને ધુણતાં વાર લાગે છે; અથવા બીલકુલ નથી પણ ધુણતું. જે માણસ ધુણે છે તે

ફુંકી રહ્યા પછી ભૂવા બોકો તેલના કાકડા સળગાવીને બધો ઉતાર ગામ બહાર જઇને મૂકી આવે છે. ને પછી કહે છે કે હવે વળગાડ ગયો. પેલા માંદા માણસને પણ એ કામ ઉપર આસ્થા હોયછે, તેથી ભૂવાનું કહેલું સાચુ માનીને તેના મનનો વેહેમ જવાથી તેને આરામ પડેછે. વેહેમને લીધે માણસને કેટલુ બધું દુઃખ ભોગવવું પડે છે ? તે વિષે તમને વધારે સમજ પડે તેટલા માટે એક બનેલી વાત હું તમોને કહું છું તે સાંભળો:—

એક ગૃહસ્થ એક રોજ સવારમાં ઓટલે બેઠો બેઠો દાતણ કરતો હતો. તેવામાં બાવળના ઝાડની સોટીનું દાતણ ચાવતાં તેના કુચામાંથી એક ફાંસ ગળામાં ભરાઇ ગઇ. તે ફાંસ જોરમાં ખુંખારો કરવાથી બહાર નીકળી તો ખરી, પણ એ વિષેનું ભાન તેને ન રહેવાથી તે તેના ગળામાં આડી ભરાઇ રહીછે; એવો ખોટો વેહેમ રહ્યો. તેથી તેને જરાએ ચેન પડયું નહિ. ને થોડા વખતમાં તો તેનું ગળુ એકદમ સુજી ગયું. તેથી ખાવા પીવામાં પણ મોટી હરકત પડવા લાગી; ને સૌ ગભરાટમાં પડયાં. વૈદ ઉપર વૈદ બોલાવવામાં આવ્યા. ને છેવટે એક હુશીઆર દાકતરને વધારે ફી આપવી કરીને તેડાવ્યો. તે સૌએ આવીને ઘણોએ તપાસ કરી જોયો, પણ ફાંસ માલુમ પડી નહિ ને દર્દ તો વધતુંજ ગયું. ઘણાંક સારાં ઓષધોનો ઉપયોગ કરી જોયો, પણ કાંઇ ફાયદો થયો નહિ. કેમકે શેઠની વેહેમ રૂપી ફાંસ નીકળ્યા શિવાય ધનવંતરી જેવા વૈદની દવાનો પણ ગુણ લાગે તેમ નહોતું. એ વિચિત્ર વાત કોઇના પણ સમજવામાં આવી નહિ. છેવટે એક ઉમ્મરે પોહોચેલો અનુભવી દાકતર આવ્યો, તેણે પ્રથમ બધી હકીકત ખૂબ ધ્યાન દેઇને સાંભળી લીધી. પછી બધી તરફથી વિચાર કરી જોઇને તેણે પોતાના મનમાં એવું નક્કી કર્યું કે—આ દર્દ તેને ખરેખરી ફાંસ અંદર રહ્યાનું નથી; પણ

જે વખતે ફાંસ ગળાની અંદર ભરાઇ હશે, તે વખતે થયેલા ચળ-વળાટને લીધે તે અંદર રહી ગઇછે, એવો માત્ર તેને વેહેમ રહ્યો છે. અને તેનીજ પીડા તે ભોગવેછે. માટે હવે એ વેહેમ ગયા શિવાય શેઠનું દર્દ મટવાનું નથી. એવો વિચાર કરીને તેણે ફરીથી ગળુ તપાસી જોયું. પછી જરા ઠાવકુ મોંઢુ કરીને તે બોલ્યો કે હા, ખરી વાત એક ફાંસ હું ગળાની અંદર જોઇ શકુંછું. માટે હવે તમે કોઇ પણ વાતની ચિંતા કરશો નહિં, હું તેને હમણાંજ બહાર ખેંચી ક્હાડુંછું. એમ કહીને હથિઆર લેવાને બ્હાને તે દાક્તર પોતાને ઘેર ગયો ને એક બાવળના લાકડાની ફાંસ હથિઆરમાં છુપાવીને લેઇ આવ્યો. પછી તે હથિઆર ગળામાં બે ચાર વાર આડુ અવળુ ફાંગટ ફેરવીને છેવટે જાણે ખરેખાત ફાંસ પકડી ખેંચતો હોય, તેવા નરમ આચકા કરીને તે બહાર કહાડી બતાવી. તે જોયા પછી પેલા ગૃહસ્થનું દર્દ થોડા વખતમાં મટી ગયું, અથવા બીજી રીતે કહીએ તો તેનો વેહેમ મટી ગયો. શેઠે પ્રસન્ન થઇને દાક્તરને ભારે ઈનામ આપવા માંડ્યું, પણ તે લેવા દાક્તરે ના પાડી. તેણે ઇનામ લેવા માટે એવું કપટ કર્યુ નહોતું, પણ શેઠનો વેહેમ જવાથી દર્દ મટવા માટે કર્યું હતું. તોપણ શેઠનો વધારે આગ્રહ જોઇને તેણે થોડુંક ઇનામ સ્વીકાર્યું. થોડા દિવસ વિત્યા પછી આ પ્રમાણિક દાક્તરે ઘણા માણસોની સમક્ષ શેઠના વેહેમની વાત પ્રગટ રીતે કહી બતાવી હતી. તેથી એવા ખોટા વેહેમ નહીં રાખવા વિષે સૌને સારો બોધ મળ્યો હતો. આવાજ પ્રકારના વેહેમની બીજી એક વાત—કોઇએક માણસના પેટમાં કાચંડી પેસી ગયાનો તેને વેહેમ રહ્યાથી પીડા ભોગવ્યા વિષે લોકોમાં ચાલે છે. તે સર્વના જાણવામાં છે. વળી કેટલાએક માણસોને ઝેરી જાનવર કરડે છે, અથવા શરીર ઉપર હથિઆરનો ભારે જખમ વાગે છે, તે જ્યાંસુધી તેના દીઠામાં કે જાણવામાં આવતું

નથી, ત્યાંસુધી તેની પીડા તેને લગારે થતી નથી. પણ પછી તે જ્યારે તેની નજરે દીઠામાં કે જાણ્યામાં આવે છે, ત્યારે તેની વેદના તેને થવા માંડેછે. એવું ઘણા જણને થયાની વાતો આપણે સાંભળીએ છીએ. એવીજ રીતે માણસના મન ઉપર ઘણી અજાયબ જેવી અસરો થાય છે. કેટલાક માણસો અતિશય હર્ષ કે ધાસ્તીમાં દીવાના થઇ જાય છે, કેટલાક ભયથી ડરીને માંદા પડે છે, કેટલાક જણ ઉમંગમાં મંદવાડ ખુવેછે, તો કેટલાક ક્રોધ કે શૂર ચઢવાથી કાંપી જાય છે. કેટલાક જણ વિલાપ સાંભળીને રડી પડે છે, તો કેટલાક રમુજી વાતો સાંભળીને હસેછે. કેટલાક અફીણના બંધાણી સામે ઉભા રહીને બગાસું ખાતાંવારજ તેમનું અફીણ ઉતરી જાય છે, તેમજ કેટલાક અફીણ અને દારૂના બંધાણીઓને નીશો કરતી વખતે બીજાને મનવર કર્યા વગર નીશો ચડતો નથી. એવા ઘણા દાખલા છે. તેજ પ્રમાણે સાપ અને વીંછીનું ઝેર ઉતરવાનું કારણ પણ મન ઉપર શ્રદ્ધાની થતી અસર વગેરેનું છે. ઝેર ઉતારનારના મંત્ર વડે પોતાને આરામ પડશે એવી શ્રદ્ધા જેને ઝેર ચડયું હોય, તેના મનમાં હોય છેજ, ને પછી ઝેર ઉતારનાર મોઢે મંત્ર ભણીને અથવા ધુણીને ડંખવાળી જગોએ ચૂસીને થુંકે છે અથવા તેના ઉપર રાખ ચોપડીને હાથ ફેરવે છે, અગર પાણી છાંટે છે. એ વગેરે ઉપાયના ગુણથીજ ઝેર ઉતરે છે. આપણે પણ ખરા દીલથી વગર મંત્ર ભણે તેવા ઉપાય કરીએ તો જરૂર ઝેર ઉતરે. માત્ર તે કરવાની હુશિઆરી વા ચપળતા જોઇએ, મંત્રથી કાંઇ થતું નથી, મંત્ર એ માત્ર શબ્દોની રચના છે. તેની ખૂબી તમારે જોવી હોય; તો તેમાંના થોડાક હું તમને કહું છું તે સાંભળોઃ—

### માણસને વશ કરવાના મોહિનીના મંત્ર.

ૐ નમો આ દેશ ગુરૂકું, હથેલીમે હનુમાન બસે,

ભેરવ બસે કપાલ, નારાયણ મસ્તક બસે, રાજા મોહું;
પ્રજા મોહું, બોલતી સભાકું મોહું, પડદેકી રાણીકું મોહું,
*બાણીકું લાવ, સતીલાવ, ન લાવે તો અંજનીકા દૂધ હરામ કરે,
ગુરૂકી શક્તિ, મેરી ભક્તિ, ચલો મંત્ર ઇશ્વરી વાચા,
વાચા છોડ કબાચા, ચલે તો લુણી ચમારીકે કુંડમાં પડે.

### હનુમાન સાધવાના મંત્ર.

હનુમાન પેહેલવાન, બારે બરસકા જવાન;
હાથમે ગદા, મુખમે પાન, બાવન વીરકી ચોકી બેઠા દે,
હમેરી ચોકી બેઠી ઉઠે તો સીતા સતીકી સેજપરે માંઉ ધરે.

### સાપ ઉતારવાના મંત્ર.

બીસમલ્લા રહેમાન રહીમ ખોદા કહે સુન મહમદ સાપનકા બખ કેસા હે નાબી કહે સુન મહમદ ઇજત ઇજાગર બેઠા હે આદમ ચાંદ લપેટીઆ હે મનમાં થોથર રાવ હાક પડે બસીયર સુણે ખોદા બંદોબસ્ત કર.

ઇત્યાદિ ઘણા પ્રકારના મંત્ર છે. તેની રચના જોતાં તેમાં કાંઇ માલ જેવું નથી. તે છતાં ઘડી ભર તેવું માનીએ તોપણ તે મંત્રોનો ઉપયોગ કરનારા મહાજ્ઞાની પવિત્ર જનો જોઇએ. પણ તેમ નથી, ને ઘણો ખરો ભાગ તેથી ઉલટો છે. વળી તે મંત્રોની સાધનાનો તેઓ એવો ઢોંગ કરે છે કે-કેટલાક જણ કાળી ચૌદશ કે અમાસના દિવસે અથવા રવિવારે, કે મંગળવારે પોતાને ઘેર અથવા મસાણમાં કે દેવસ્થાનની જગોમાં જઇને ધૂપ, નૈવેદ વગેરે મેલી ક્રિયાઓ કરીને એ મંત્ર સો કે સવાસો વાર બોલે છે. તે મંત્ર સાધ્યા કહેવાય છે. જોશી, હવે કહો, કે તમને એમાં કયું પરાક્રમ ખરૂ લાગે છે?

ઘેલો જોશી—કાંઈ નહિ, કાંઈ નહિ, કાંઈ નહિ, હવે મારી

---

*જે સ્ત્રીને વશ કરવી હોય, તેનું નામ બોલે છે.

ખાત્રી થઈ કે એ તો બધા તુતના ઘોડા દોડેછે.

ઝવેરી—એતો અહિંઆં બેઠા છો ત્યા સુધીજ. પણ ઘેર ગયા એટલે કાંઈ નહિ તે, 'કાંઈ નહિજ.' ને હતા તેના તેજ.

જોશી—નહિ સાહેબ, હવે તો મને તેના ઉપરથી બીલકુલ વિશ્વાસ ઉઠી ગયો છે; તેથી એવા વેહેમને કદી માનનાર નથી. તેમ તેને છાંયડે પણ કદી ઉભો રહીશ નહિ. પરંતુ હજુ મને લગારેક વાતનો શક રહે છે તેનો ખુલાસો કરશો સાહેબ?

ઝવેરી—ખુશીની સાથે. શું છે? કહોને.

જોશી—તમારા કહેવા પ્રમાણે જ્યારે વેહેમથી આજારી પડેલા માણસને હરેક ઉપાયે તેના મનનો વેહેમ જવાથી આરામ પડે છે, ત્યારે જો જાદુમંત્રના ઉપાયથી આરામ પડવાની જેને શ્રદ્ધા હોય, અથવા વેહેમ જતો હોય, તો પછી તેવા ઉપાય કરવામાં હરકત શી?

ઝવેરી—અરે ! વાહ ! મારા ઘેલા જોશી, તમે તમારા નામને તથા અક્કલને તો છેટું પડવા દેતાજ નથી. આતો "બાપ ગાઈને મૂવા, પણ વરસું નાગ જાણ્યું નહિ." તેવું તમે પણ કર્યું. વેહેમી માણસોને વેહેમથી થયેલી મંદગી અથવા ભરાયેલાં ભૂત, જાદુમંત્ર વગેરેના ઢોંગ કર્યાથી તથા તેના ઉપર શ્રદ્ધા રાખ્યાથી કેટલીક વખતે આરામ પડેછે, એ વાત ખરી પણ એવાં ભૂત ભરાય, અને મંદગી થાય, તેવો વહેમ કદી રાખ્યોજ ન હોય, તો પછી નાહકની પીડા અને પૈસા બંનેનો બચાવ થાય, એ વધારે સારૂં, કે તમે કહોછો તે? એ બે વાતનો વિચાર જરા લાડુમાંથી મન વેગળું રાખીને કરી જૂવો, એટલે સ્પષ્ટ માલુમ પડશે. એ વિષે ઇંગ્રેજીમાં પણ એક કહેવત છે કે "Prevention is better than cure." એટલે 'દુઃખ થયા પછી દવા કરવી, તેના કરતાં દુઃખ થવાજ ન પામે, તેવી સંભાળ રાખવી, એ વધારે સારૂ છે.' તમારા કહેવાનો ભાવાર્થ વળી

એવો છેકે-સાપના મસ્તકમાં નીપજેછે, તે 'નાગ મોહોરા'થી માણુસને કરડેલા સાપનું ઝેર ઉતરેછે. માટે તેવા મોહોરાની અગત્યતા સારૂ સાપની જાતની હયાતી અથવા વૃદ્ધિ થવાની જરૂર છે. પણ ભલા માણુસ, તમે એટલો તો વિચાર કરો કે એવા ઝેરી સાપ જો પૃથ્વી ઉપર નજ હોય, તો પછી નાગ મોહોરાની શી જરૂર પડે? તેમ જો જાદુમંત્રથી માણસને પીડા થવાના વેહેમ ન હોય, તો પછી જાદુમંત્રના ઉપાય કરવાની જરૂર રહે નહિ. વળી જ્યારે શ્રદ્ધાથી માણસના મન ઉપર સારી અસર થાય છે, એ વાત નિઃસંદેહ છે; ત્યારે હરેક વ્યાધી મંત્રથી મટે છે, એવો શ્રદ્ધા રાખવા કરતાં, તે દવાથી મટેછે, એવી શ્રદ્ધા રાખવી, એ વધારે ફાયદાકારક છે. કારણ કે મંત્રથી તો માત્ર શ્રદ્ધાનીજ અસર થાય છે, ને ઉલટું મંત્ર જેવી વેહેમી વાતોને ઉત્તેજન મળશે. પણ દવાથી તો તેમા રહેલા કુદરતી ગુણની તથા શ્રદ્ધાની એમ બેવડી અસર થાયછે; ને તેથી આરામ પણ જલદી પડેછે તેટલા માટે સાપ અને વીંછી વગેરેનુ ઝેર મંત્રથી મટેછે, તેવી શ્રદ્ધા રાખવા કરતા તે પ્રથમ કહ્યા પ્રમાણે ડંખ ઉપર ચૂસવાથી તથા તેના ઉપર રાખ ચોપડીને હાથ ફેરવવા વગરેના ઉપાયથી કે તેવીજ કોઈ બીજી દવાથી મટે છે, એવી શ્રદ્ધા રાખવી એ વધારે સારૂ છે. તેજ પ્રમાણે બીજા રોગની દવા પણ જો શ્રદ્ધાથી કરવામાં આવે, તો નિશ્ચયે આરામ થાય.

જોશી—(કાનની બુટ પકડીને) હવે આપની વાત સત્તરઆનાને બે પાઈ થઈ. હવે હુ બરોબર સમજ્યો.

ઝવેરી—એ તો જાણે સમજ્યા, પણ ભવિષ્ય જોવાની તમારી વિદ્યા વિષે શું સમજ્યા?

જોશી—સાહેબ, એ વિષે મારે મોઢે આપ શું કહેવડાવોછો? રામશંકરભાઈએ એ બાબત જેટલી વાતો કહી તે બધી ખરીછે. પણ

શું કરીએ ! એમાં તો અમારા રોટલા રહ્યા તેથી.—

ઝવેરી—'તેથી' કહીને માથું શું ધુણાવો છો ? તમારા લોકો ગુજરાનને માટે બીજો સારો ઉદ્યોગ શા માટે ખોળતા નથી? અથવા વિલાયત વગેરે દેશોના લોકોની માફક જ્યોતિષ વિદ્યાનો ખરો ઉપયોગ શા માટે કરતા નથી?

જોશી—અમારા બાપદાદાનો એ ધંધો રહ્યો, તેથી તે એક દમ અમારાથી છોડી દેવાતો નથી. અને જ્યોતિષ સંબંધી ખરી વાતો કહેવાથી એક પાઈ સરખી પણ કોઇ અમને આપે નાહિ, એવો વખત આવ્યો છે.

ઝવેરી—હું કબુલ કરૂંછું કે—તમારા બાપદાદાનો એ ધંધો છે. અને તે તમે સત્ય માર્ગે ચલાવો તો ઘણો ઉત્તમ છે. પણ એ વિષે લોકોને જૂઠું સમજાવીને પૈસા લેવા તે ઘણું નીચ કામ છે.

જોશી—માફ કરજો સાહેબ, અમારા એવા કામને મુંબાઇ જેવા શેહેરમાં ઉત્તેજન આપનાર તમારા લોકનીજ બાઇઓ છે. હું એક વખતે મુંબાઇ ગયો હતો, ત્યારે મેં એ બધું જોયું હતુ.

ઝવેરી—હા, તે ખરૂં છે. પણ હવે કેળવણીના વધારાને લીધે એ બાબતમાં દિન પ્રતિદિન સુધારો થતો જાય છે. અને વખત જતાં એ વેહેમ તદ્દન નીકળી પણ જશે. ત્યારે પછી તમારા લોકોને ઘણું ખમવું પડશે, માટે અગાઉથી ચેતો તો ઠીક. કાંતો બીજો કોઇ સારો ઉદ્યોગ શોધી કહાડો કે કાંતો તમારાં અસલી શાસ્ત્રોનો સદુપયોગ કરો, તથા તે શાસ્ત્રોમાં વખતને અનુકૂળ પડતો સુધારો વધારો કરો, એટલે સર્વને તે લાભકારક થઇ પડશે. તેથી સૌ તેનો અંગીકાર કરશે, ને તમારી પણ પ્રતિષ્ઠા વધશે. પ્રાચીન કાળમાં તે સમયના લોકોને માફક આવે તેવાં જે જે શાસ્ત્રો લખેલાં છે, તેમાંની બધી વાતોને વખત પ્રમાણે કાંઇ પણ ફેરફાર કર્યા સિવાય તમે પકડી રહ્યાછો. તેથીજ

તમારાં શાસ્ત્રો ગમે તેવાં ઉપયોગી છતાં નિર્દોષ છે, અને નિરૂપયોગી જેવાં થઇ પડયાં છે. એ વિષે ઇંગ્લાંડ દેશનો નામિચો પંડિત લોર્ડ બેકન એક અમૂલ્ય શિખામણ દેઇ ગયો છે. તે તમારે ખૂબ અભ્યાસ કરવા જોગ છે. તેણે કહ્યું છે કે:—

"It is of no avail to read your ancient books over and over again, they will tell you nothing new. You must use your eyes and make careful experiments. Thus you will find out how things really are, and the knowledge of mankind will continually increase."

અર્થ—તમારા અસલી ગ્રંથો (શાસ્ત્રો) વારંવાર વાંચવાથી અને તેને વળગી રહેવાથી કાંઇ ફાયદો નથી, કેમકે તેમાંથી તમે કાંઇ નવું શોધી કહાડવાના નથી. તમારી આંખોનો ખરો ઉપયોગ કરો, અને અવલોકન તથા કાળજી રાખીને પ્રયોગો કરી વિશ્વાસ રાખવા કરતાં અનુભવ કરેથી ખરી ખૂબી માલમ પડશે. અને ત્યારેજ માણસ જાતનું જ્ઞાન નિરંતર વધતુ જશે."

એ પ્રમાણે પરદેશી પંડિતો પણ કહી ગયા છે. ત્યારે શા માટે વખત પ્રમાણે સુધારો કરતા નથી ? હમણાં આ દેશ ઉપર પશ્ચિમ ભણીના સુધારાના સૂર્યનાં કિરણ પડયા છતાં તમારા શાસ્ત્રી પુરાણીઓ વગેરે બ્રાહ્મણોની દિનદશા જોઇને કરણઘેલાની ચોપડીમાં વાંચેલી બે વેદાંતી બ્રાહ્મણોની વાત મને યાદ આવ્યા વગર રહેતી નથી. એ વાત જરા રમુજી તથા તમને શિક્ષણીય જેવી જાણીને હું કહુંછું તે સાંભળો.

"જ્યારે ગુજરાતના રાજા કરણ વાઘેલાએ પોતાના પ્રધાન માધવની સ્ત્રીનું હરણ કર્યું, ત્યારે માધવ અને તેનો મિત્ર મોતીશા અંતે

જણુ કરણુરાજાનું વેર લેવા સારૂ દિલ્લીના બાદશાહ અલ્લાઉદ્દીન ખીલજી પાસે જવા નીકળ્યા. એક દિવસે રસ્તામાં જતાં તેઓ ભૂલા પડયા, ને રાત પડવાથી વગડામાં એક ઝાડ તળે પડી રહેવાનો વિચાર કરતા હતા, તેવામાં બે બ્રાહ્મણો હાથમાં નાગી તલવાર લેઇને તેમની સામા આવી ઉભા રહ્યા. ને બોલ્યાઃ—'યજમાન રાજન,કલ્યાણ મસ્તુ; અમે દક્ષિણા લેવા આવ્યા છીએ.' માધવે આશ્ચર્ય પામીને તેમના સામુ જોઇને પુછ્યું —'ગોર મહારાજ,તલવાર ઉઘાડી રાખી દક્ષિણા માગતાં બ્રાહ્મણોને મે મારી જીંદગીમા આજેજ જોયા. તમારી હકીકત કાંઇ વિચિક્ષણ હશે. માટે તમે કોણ છો ? તથા તમારો ધંધો શો છે ? તે કૃપા કરીને મને કહો.' બ્રાહ્મણો બોલ્યાઃ—'યજમાન રાજા, અમે બંને ભાઈ છીએ, ને વેદાંતી ધર્મ પાળીએ છીએ. થોડાંએક વર્ષ ઉપર અમને કાંઇ ધંધો રોજગાર ન મળવાથી અમે એવા તો દરિદ્રી થઇ ગયા, કે જેથી અમારી બાઇડીઓ અમને રોજ ઠોક પાડવા લાગી. તેથી કોઇ પણ ધંધો કરવાનો અમે નિશ્ચય કર્યો. એવામાં એક દહાડો એક વ્યાસજી વેદાંત ઉપર કથા કરતા તે સાંભળવાને અમે બેઠા કથામાં વ્યાસજી બોલ્યાઃ—"આ જગત્ માયારૂપી છે. ભાઇઓ, એક બાજીગરનો ખેલ છે. જેમ જાદુગર લોકો નજરબંધી કરીને ધુળ હોય, ત્યાં પાણી દેખાડે છે તેમ માણસ સઘળુ ખોટું દેખે છે. જગત્માં આત્મા અને પરમાત્મા શિવાય બીજુ કોઇ નથી, જે જે પ્રાકૃતિક પદાર્થ આપણી ઇંદ્રિઓવડે માલુમ પડે છે, તેઓ ખરેખર જગત્માં છેજ નહિ, એ તો માત્ર આભાસ છે. જેમ સ્વપ્નામાં આપણે હજારો વસ્તુઓ જોઇએ છીએ, આપણને શબ્દ સંભળાય છે, અને સઘળાં ઇંદ્રિય સુખ મળે છે, પણ જાગ્યા એટલે તેઓમાંનું કાંઇ હોતું નથી તેમ આ જગતમાં આપણી અવસ્થા સ્વપ્નવત છે. પદાર્થ કાંઇ છેજ નહિ. માટે રે ! ભાઇઓ, જગત્માં લોકો પૈસો

મેળવવાને શ્રમ કરે છે, તે સઘળો મિથ્યા છે. જેટલું લોકો મારૂં તારૂં કરે છે, તે ફોગટ છે. અલ્યા, મારૂં કાંઇ નથી, ને તારૂં પણ કાંઇ નથી." એવી રીતની કથા સાંભળીને અમારા મન ઉપર એટલી તો અસર થઇ કે, અમે વેદાંતી થઇ ગયા, અને મારા તારામાં કાંઇ અંતર ગણવો નહિ, એવો નિશ્ચય કીધો. પછી એક વાર અમે અમારા યજમાનને ઘેર કાંઇ કામ સારૂ ગયા, ત્યાં એક પૈસાની થેલી પડી હતી તે જોઇને અમે વિચાર કરવા લાગ્યા કે-આને માનવી પૈસો કહે છે, પણ ખરેખરો તો તે છેજ નહિ. એ તો માત્ર આભાસ છે. વળી જગત્ કારમું છે. તથા આવરદા ક્ષણ ભંગુર છે, તેથી એ પૈસા મૂકીને યજમાનને કોઇ દહાડો જવું પડશે, અથવા એ પૈસા યજમાનને મૂકીને જતા રહેશે. એ બેમાંથી એક વાત તો નિશ્ચય બનવાનીજ. હવે યજમાન પૈસાને મૂકીને હમણાં જાય એવો સંભવ નથી; અને જાય, તોપણ તેથી અમને કાંઇ લાભ થાય નહિ; ત્યારે પૈસાએ આજે યજમાનને મૂકીને જવું જોઇએ. વળી મારૂ-તારૂં એ સઘળુ મિથ્યા છે, માટે યજમાનના પૈસા અને અમારા પૈસા એમાં ભેદ શો ? એમ વિચારીને તે થેલી હુંચકી લીધી અમે તે લેઇને જતા હતા, એટલે યજમાનના દુષ્ટ ચાકરોએ અમને પકડયા. અને યજમાનના કહેવાથી અમને રાજા આગળ લેઇ ગયા. રાજાની આંખ ઉપર પણ માયાની અંધારી બાંધેલી, તેથી તેણે મારા-તારામાં ભેદ ગણ્યો, ને વેદ વ્યાસજીના વેદાંત મતથી ઉલટો ચાલીને અમને પાંચ વર્ષ બંધીખાનામાં નાખ્યા. કાળાગૃહમાં એટલાં વર્ષ મફતનું વગર મેહેનતે ખાધા પીધા પછી અમને છોડી મૂક્યા. હવે શું કરવું ? જગત્ તો દુષ્ટ માયામાં વિટાયેલું, ને પરમાત્મામાં લય પામવાનાં સાધન શોધવાને બદલે મારા તારામાં લડી મરીને ઘાંચીના બળદની પેઠે ચોરાશી લાખના ફેરા

પર્યા કરેછે. એવા લોકોમાં સર્વોત્કૃષ્ટ વેદાંત મત ચલાવવા જઇએ તો મહા સંકટમાં આવી પડીએ, તેથી ઋષિઓની પેઠે વનવાસ કરવો, એવો નિશ્ચય કરીને અમે ત્રણ મહિનાથી અહીંઆં આવ્યા છીએ. પણ લાડું ને ઘી ખાધેલાં તે હવે કદ, મૂળ અને ફળાદિનો આહાર શી રીતે થાય? તેથી કોઇ યજમાન શોધવાને રાતની વખતે અમે નીકળીએ છીએ. તમે પેહેલાજ મળ્યા છો; માટે જો વેદ વ્યાસજીને માનતા હો, તો તમારા લુગડાં, પાઘડી આદિ જેને તમે મારૂં કહોછો, તે અમારૂં કરો, નહીંતો આ તલવારવડે તમને પરમાત્માનો મેળાપ કરાવી આપીશુ.

માધવને એ બે વેદાંતી બ્રાહ્મણોની વાત સાંભળીને ઘણું હસવું આવ્યું, અને પેટના દુઃખથી તેમના મગજ ઉપર અસર થઇ છે, એવું સમજીને તેમને એક સોનાની મોહોર આપી તે લઇને એ બંને જણા ઘણા પ્રસન્ન થયા. વિદાય કરતી વખતે માધવે તેઓને બોધ કર્યો કે–હજી વેદ વ્યાસજીનો મત દુનિઆમાં ચાલ્યો નથી, માટે હવે પછી જો તમે મારૂં–તારૂં સમાન ગણવા જશો, તો આ તમારીજ તલવારથી તમનેજ પરમાત્માની સાથે ઓળખાણ કરવું પડશે. વેદાંતી બ્રાહ્મણો તેમને આશીર્વાદ દેઇને ચાલતા થયા ”

એ રીતે એ વેદાંન્તી બ્રાહ્મણોની માફક હાલનો વખત વિચાર્યા વગર તમારા લોકો ધંધો ચલાવ્યા કરે છે તેમાં જો કાંઇ પણ યોગ્ય સુધારો તમે નહિ કરો, તો હું ભવિષ્ય વાણી કરૂંછું અને તે તમે ખચિત માનજો કે આગળ જતાં તમે અગર તમારા વંસજો મોટી વિપત્તિમાં આવી પડશો. તમે મોટી ભૂલ તો એજ કરો છો કે બીજા લોકોનાં ભવિષ્ય જુવો છો, ને તમારૂં પોતાનું ભવિષ્ય તો વિચારતાજ નથી. (એટલામાં જોસી તેડું આવ્યાથી "ખરી વાત છે સાહેબ" એમ કહીને બેર જવા ઉભા થયા, તે જોઇને ઝવેરીએ કહ્યું

કે–જોશી બાવા, જો મારા કહેવાથી તમને કાંઈ પણ ખોટું લાગ્યું હોય, તો તે મહેરબાની કરીને મને માફ કરજો.)

જોશી–આપે ઘણીજ ડહાપણની વાતો કહી છે, તેમાં મને ખોટું શાનું લાગે છે? હું તો આપની વાતો સાંભળીને ઘણો ખુશી થયો છું. સારૂ થયું કે–તમને બોલતાં સાંભળીને હું અહિં આવ્યો તેથી કેટલીક અગત્યની વાતો જાણીને અમૂલ્ય શિક્ષા પામ્યો છું. રામશંકરભાઈ જેવા સુજ્ઞ સજ્જનના સમાગમને લીધે કેટલીક શીખામણની નવી વાતો હું સાંભળતો થયો છું. કડવું ઓસડ તો વાલેશરીજ પાય. દાકતરના નસ્તરના ઘા ગમે તેવા સખ્ત છે, તોપણ તેઓનો હેતુ માત્ર સુખ આપવાનોજ છે. તેજ પ્રમાણે આપ અમારા ભલાને માટે અમને ગમે તેવાં કડવાં વચન કહો તોપણ તેથી અમને માઠું લાગવું નજ જોઇએ. હા, ખરૂં છે કે કડવાં વચનની શીખામણ સાંભળનારા થોડા છે, ત્યારે તેવી શીખામણ દેનારા પણ થોડા છે. હું આપનો મોટો આભાર માનુંછું. અને આપને આશીર્વાદ દેઊંછું.

પોતાના કહેવાની અસર ઘેલા જોશીના મન ઉપર સારી થવાથી ઝવેરીએ ખુશી થઇને તેને આઠ આના દક્ષિણાના આપ્યા. તે લેઇને જોશી હરખાતા હરખાતા પોતાને ઘેર ગયા. પછી ઝવેરી અને પંડિત અરસપરસ પોતાના ધંધા રોજગાર સંબંધી વાતો કરતા હતા. એટલામાં પંડિતની નાની છોડી કુંવરબાઇ) પારણામાં સુવાડેલી હતી, તે જરા રડવાથી પંડિતનું ધ્યાન એ તરફ ગયું. ને તેણે ઉઠીને થોડાક હિંચકા નાખ્યા, પણ તે છાની રહી નહિ ને વધારે રડવા લાગી. તેથી પંડિતે ઉઠીને તેને બહાર કહાડી પોતાના ખોળામાં લીધી. ઝવેરીએ તેના તરફ મમતાથી જોઇને કહ્યું કે પંડિત, તમારી બુચી તો બહુ મજેની દેખાય છે ને! બુચી જાણે સમજી હોય, તેમ અ-

કસ્માત ઝવેરીના તરફ જોઇને હસી પડી. 'અરે! વાહરે બુચી!' એમ કહીને ઝવેરીએ હેતમાં તેનો હાથ પકડીને જરા હલાવ્યો. ને કહ્યું કે-પંડિત, તમે માનો યા ન માનો પણ તમારી બુચી બહુ ભાગ્યશાળી નીવડવાની. પંડિતે કહ્યું કે તમારૂં વચન ફળજો. આ છોકરીને જોનાર એક પુરૂષે તેની ભવિષ્ય રેખા જોઇને પણ કહ્યું હતુ કે-તે ધણી નસીબદાર છે, ને કેટલીએક પ્રકારની હરકતોમાં આવી પડ્યા છતાં, એક વીર પુરૂષની માફક તેના સામે ટક્કર ઝીલીને ફતેહ મેળવશે, તથા ઘણાં ઉજવળ કૃત્યો કરીને પોતાની, પોતાના માતાપિતાની, અને પતિ વગેરેની કીર્તિ જગત્‌માં અમર કરશે. જો કે એવી ભવિષ્ય રેખાઓ જોઇને કહેલી વાતો હમેશાં ખરી પડતી નથી, તોપણ આ પંડિતની પુત્રી કુંવરબાઇના વિષે કહેલી બધી વાતો ખરી પડી હતી; એનું આપણે આગળ જોઇશું.

બંને મિત્રોનું ધ્યાન હવે સંસાર વિષય તરફ વળ્યું.

પંડિત—કેમ શેઠ, હવે રતનબાઇના વિચાર સુધર્યા છે કે શી રીતે?

ઝવેરી—નાજી. હજુ તે જેમના તેમ છે.

પંડિત—હવે કાંઇ ફીકર ન કરો. મેં રતનબાઇના સ્વભાવ વિષેની બધી હકીકત આ કુંવરબાઇની માને કહી છે. તેથી રતનબાઇના વિચાર સુધારીને તેમને સારા માર્ગ ઉપર લાવવા તેમણે મને કહ્યું છે. તેથી ભરૂસો છે કે તેઓ મન ઉપર લેશે, તો થોડાજ વખતમાં પરિણામ સંતોષકારક આવશે.

ઝવેરી—હાજી, મને પણ આશા છે કે દેવબાઇ પોતાની મહા વિચિક્ષણ બુદ્ધિ વડે રતનબાઇના મન ઉપર સદ્બોધની છાપ જલદી પાડી શકશે. મેં પણ હમણાં તેમને જતી વખતે એ વિષેની સુચના આપી છે. રતનબાઇ ધર્મનીતિમાં તો ઠીક છે, પણ તેમની સાંસારિક રીતભાતો પશ્ચિમ બાજુના દેશોના લોકોના જેવી છે. કે જેમાંની કે-

ઠલીક રીતભાતો આપણા દેશના લોકોને બીલકુલ માફક નથી.

પંડિત—આ દેશમાં સ્ત્રી કેળવણી રૂપી ગુલ થઇ ગયેલો દીવો આ ઈંગ્રેજી રાજ્યના પ્રતાપ વડે પુનઃપ્રગટ થઇને સતેજ થતો જાય છે, એ વાત અતિ હર્ષ ઉપજાવનારી છે ખરી, પરંતુ દીલગીરી માત્ર એટલીજ છે કે—સ્ત્રીઓને કેળવણી આપવાની રીતની ખામીને લીધે પરદેશી વગેરે લોકોની નીતિ રીતીઓની નકલ કરતાં આવડતી નથી; તેથી મનમાનતું પરિણામ આવતું નથી. તેમને ઘણું કરીને ઇંગ્રજી રીત પ્રમાણે કેળવણી આપવામાં આવેછે, તથા ઇંગ્રેજ લોકોની નીતિ રીતીઓ જોવાનો પ્રસંગ વધારે પડે છે, તેથી તેની તેઓ આબેહુબ નકલ કરેછે. પછી "નહિ હિંદુ કે નહિ મુસલમાન." એ કહેવત પ્રમાણે તેમની સ્થિતિ થાય છે. કારણ કે એ લોકોના દેશ અને આબ હવાને બંધ બેસતી નીતિ રીતીઓ આપણા લોકોને બધી અનુકૂળ આવે તેવી નથી. તે છતાં તે ઇંદ્રવરણાના ફળ જેવી મોહક હોવાથી ફકત બહારનાજ ભપકાને મોહીને તેઓ એકદમ ગ્રહણ કરી લેછે. તેથી તેમને પાછળથી કેટલીક હરકતો ખમવી પડે છે. તોપણ કાંતો સાપે છછુંદર પકડયા જેવું થયાથી કે કાંતો વ્યસની માણસની માફક તેનું વ્યસન પડવાથી તે તેમનાથી છોડી શકાતી નથી. પછી બંને તરફથી તેમની પુષ્કળ હાંસી થાય છે. તેના બે તાજા દાખલા હમણાંજ બનેલા હજુ આપણી નજર આગળથી દૂર થયા નથી. તે જેવી તેવી સ્ત્રીઓના નહિ, પણ ઉંચી કેળવણી પામેલી હિંદુ ધર્મની બે નામિચી સ્ત્રીઓના છે. જો કે તેમણે એવી કરણી કરીને હિંદના લોકોની ઉંઘ ઉડાવીને તેમને સાવધ રહેવા શીખવ્યું છે, તોપણ એવા અવળા માર્ગનાં શિક્ષણ માટે આપણે કદી રાજી થઇશું નહિ. પણ તેમનો તીરસ્કાર કરીશું. મારૂં કહેવું એવું નથી કે ઇંગ્રેજી ભાષાની કેળવણી આપણી સ્ત્રીઓને આપવી નહિ. ઇંગ્રેજી ભાષાની કેળવણી આપવામાં તો લ-

ગારે વાંધો નથી પરંતુ એ કેળવણી આપવાના હાલના ધોરણમાં આપણને અનુકૂળ પડતો સુધારો કરીને તે આપવી જોઇએ. વળી હું એમ પણ કહેતો નથી કે ઇંગ્રેજ લોકોની બધી નીતિ રીતીઓ આપણને માફક નથી. તેમની કેટલીએક નીતિ રીતીઓ તો આપણને રુચે તેવી ફાયદાકારક છે. તેની નકલ તો ઘણી ખુશીથી કરવી જોઇએ. માત્ર આપણને જે માફક નથી, ને નુકશાનકારક છે, તેને તો અનાજમાંના કાંકરાની માફક ફેંકી દેવી જોઇએ.

ઝવેરી—ખરી વાત છે. રતનબાઈ અને દેવબાઈ બંને જણે જો કે વિદ્યાની કેળવણી લીધી છે, પણ તે જૂદા જૂદા ધોરણે લીધાથીજ તેમના વિચારોમાં એટલો બધો તફાવત પડી ગયો છે. રતનબાઇએ ઇંગ્રેજી રીત પ્રમાણે વિદ્યાભ્યાસ કરીને ઇંગ્રેજ લોકોનીજ રીતભાતોનું અનુકરણ કર્યું છે, ને દેવબાઇએ આ દેશની હમણાં સુધરેલી રીત પ્રમાણે કેળવણી લેઇને અહિંનીજ રીતભાતોનું અનુકરણ કર્યું છે. તેથી તેમના વિચાર અને રીતભાતો એક બીજાથી ઉલટાં હોય, તેમાં કાંઈ નવાઈ નથી.

પંડિત—કેટલાક અણસમજુ માણસો ઇંગ્રેજી વિદ્યાને બહુ નિંદેછે. પણ મને તો એ યોગ્ય લાગતું નથી. હા, એટલું તો ખરૂ કે તેમનો કેટલોક સુધારો જરા હદ બહાર વધી પડચો છે.

ઝવેરી—તમારૂં કહેવું કેટલેક દરજ્જે તો ખરૂજ છે. કારણ કે ઇંગ્રેજ વગેરે પશ્ચિમ તરફના દેશોના લોકો જેમજેમ રાજદ્વારી અને વિદ્યા હુન્નરના ઇલમોમાં આગળ વધતા જાય છે, તેમ તેમ તેઓ ધર્મ અને સાંસારિક બાબતોમાં કાંઇક વિચિત્ર પ્રકારનો દેખાવ આપતા જાય છે. હમણાં ન્યુસપેપરોમાં યુરોપ અને અમેરિકાખંડના વધારે સુધરેલા ગણાતા લોકોના ધર્મ અને સાંસારિક કામોની વાતો ઘણી નવાઈ જેવી આવેછે. ત્યાંના મોટા મોટા રાજદ્વારી અને

વિદ્વાન પુરૂષો સુદ્ધાંતને ધર્મ તથા સાંસારિક કામોનો રંગ નિત્ય નિત્ય બદલતાં આપણે ઘણીવાર જોઇએ છીએ. કેટલાક જણ ઘડીકમાં એક ધર્મ છોડીને બીજો પકડેછે, ને તેનાજ ગુણ ગાવા મંડી જાયછે, ત્યાર પછી વળી મન કાંઇક ઢચુપચુ થવાથી તે ધર્મનો ત્યાગ કરીને ત્રીજો ધર્મ પાળેછે. અને તેનીજ મોટાઇ વધારેછે. કેટલાક જણ વળી નવાજ પંથ ઉભા કરે છે. અને તેઓ પોતાને પેગંબર કહેવડાવવાનો દાવો કરે છે. તથા પોતાના નવા પંથનો ફેલાવો કરવા સારૂ જગત્‌ના જૂદા જુદા ભાગો ઉપર ઉપદેશકો મોકલીને ધર્મની ધજાઓ ફરૂકતી કરેછે. કેટલાક જણતો ખોદાની હયાતીજ કબુલ કરતા નથી. ત્યારે વળી કેટલાક જીસસક્રાઇસ્ટના* નામની અખંડ ભક્તિ કરેછે. એ રીતે ત્યાંના સુધરેલા લોકો સુધારાને નામે ધર્મનાં ચુંથણાં ચુંથેછે. પુરૂષોનું દેખીને ત્યાંની સ્ત્રીઓ પણ દરેક બાબતમાં તેમજ કરેછે. સ્ત્રીઓની કુદરતી ફરજ શી છે? તે કાંતો તેઓ જાણતી નહિ હોય, વા જાણ્યા છતાં તે ફરજ અદા કરવામાં અખાડા કરેછે. ને પુરૂષોની બરાબરી અથવા તે કરતાં પણ કાંઇક વધારે સરસાઇ મેળવવાની ધુનમાં જાણી જોઇને કુંવારી અવસ્થા કહાડેછે, તેમના સંસાર તરફ વળી નજર કરીએછીએ તો પુરૂષના આગળ સ્ત્રીની યોગ્યતાની હદ કેટલી ? તેનો કાંઇ પણ નિયમ તેમણે બાંધેલો હોય તેમ લાગતું નથી. તેથીજ ઘણી ખરી સ્ત્રીઓ સ્વતંત્રપણે હદબહારની છુટ ભોગવેછે. તેનું પરિણામ ભાગ્યેજ સારૂ આવતું હશે. કેટલીક સ્ત્રીઓ પોતાના ધણીને ગજાઉપરાંત ખર્ચ કરાવીને તેને હિરાન કરેછે, તો કેટલીક સેહેજ વાતમાં વાંધો પડવાથી ધણીનાથી છુટી પડીને છેવટે છુટા છેડા કરવાના રસ્તા શોધેછે, કેટલીક પતિની યોગ્યતા સમજતી નથી, તેથી તેને હમેશાં દાબમાં રાખીને તેના ઉપર સરસાઇ ભોગવેછે. વળી યોગ્ય હદમાં પણ

*ખ્રિસ્તી ધર્મનો સ્થાપન કર્તા ઈસુખ્રિસ્ત અથવા જીસસક્રાઈસ્ટ.

મલાજો રાખવાનો વિવેક તેઓ જાણતી નથી. તેમનો પોષાક ઘણો કિંમતી હોય છે ખરો, પણ તે પસંદ કરવા જોગ નથી. કેમકે એવા પોષાકથી છાતીનો મલાજો સચવાતો નથી. એવી કેટલીક રીતભાતો તેમની સ્ત્રીઓની છે, તે તેમને ગમે તેવી પ્રિય હો, પણ તે આપણને રુચે તેવી નથી. તેથીજ આપણી સ્ત્રીઓને પશ્ચિમ તરફના સુધારાના પ્રભાવમા મૂકવી એ આપણી નીતિને હાનિકારક છે. ઘેર પરોણા આવે તે યજમાનની સ્ત્રીની સાથે એકાંતમાં ફરે, અને આનંદ માને, તે વાત ગમે તો યજમાનને પસંદ ન હોય, તો પણ તેનાથી એક પણ શબ્દ કાંતો રીવાજથી કે કાંતો દાબથી બોલાતો નથી. એ તેમણે સ્ત્રીઓને આપેલી હદબહારના સ્વતંત્રતાનુંજ ફળ છે. સ્ત્રીની શારિરીક રચનાનું નિરૂપણ કરતાં સ્ત્રી જાતને સ્વતંત્ર રીતે કોઇ પણ કામ કરવાને કુદરતે લાયક કરીજ નથી. તો પછી કુદરતની વિરુદ્ધ જઇને તેને છેક સ્વતંત્ર કરવી, એ તો આર્ય પ્રકૃતિને બીલકુલ અનુકૂળ નથી. તોપણ આપણું એટલું તો વિચારવું છેકે—જેમ સ્ત્રી સ્વતંત્ર નથી, તેમ તે છેક અધમ દાસી તૂલ્ય પરતંત્ર પણ નથી. પુરૂષને તે એક રુડા સલાહકાર મિત્ર જેવી છે, કારણ કે સુખ દુઃખ અને આનંદ—શોક સર્વમાં તે પુરૂષની અર્ધાંગના છે.

ધર્મની બાબતમાં કહ્યું, તેજ પ્રમાણે બીજી પણ કેટલીક બાબતોમાં પશ્ચિમ બાણીના લોકોનું એકમત હોય એમ જણાતું નથી. કેટલાક જણ દારૂ પીવાના ફાયદા બતાવી તેનાં વખાણ કરેછે. ત્યારે કેટલાક તેને દવા તરીકે વાપરવાની પણ ભલામણ કરતા નથી. કેટલાક જણ તમાકુ પીવાના ગેરફાયદા બતાવે છે, ત્યારે ત્યાંની કેટલીક સ્ત્રીઓ તમાકુ પીવાનો શોખ વધારતી જાય છે. કેટલાક જણ માંસાહાર કરવાની અગત્યતા બનાવે છે, ત્યારે ઘણાક જણ ફક્ત ભાજીપાલા ઉપર રહીને તનદુરસ્તી વધવાના પ્રયોગ કરી દેખાડેછે. દા-

ક્તર જેનરની શોધ પછી આજ સુધી માણસોને શીતળા કઢાવવાની અગત્ય જોવામાં આવી, ત્યારે હમણાં કેટલાંક જણ શીતળા કઢાવવાથી નુકશાન થવાની દલીલો બતાવવા નીકળ્યા છે. એ પ્રમાણે બીજી પણ કેટલીએક બાબતોમાં તેઓ એક બીજાથી વિરૂદ્ધ મત ઉચ્ચારે છે. એક વિષય ઉપર વિદ્વાનોનો સેહેજ મત ફેર હોય, એ વાસ્તવિક છે. પણ તદન વિરૂદ્ધ મત આપવામાં આવે, એ વાત ઘણી અજબ જેવી છે. વિદ્યા હુન્નર અને પૈસે ટકે ઘણા આગળ વધેલા એ લોકો જાણે સંપત્તિ ઘેહેલા, હર્ષ ઘેહેલા કે વિદ્વતામાં ઘેહેલા બન્યા હોય, તેવા દેખાવ હમણા આપવા લાગ્યા છે. તેનું પરિણામ કેવું આવશે? તે કાંઇ કહી શકાતુ નથી.

પંડિત—પરિણામ એજ કે " अतिसर्वत्रवर्जयेत्. " મતલબ કે જેટલું હદ બહાર એટલું બધું હાનિકારક. એ વાત તમારે નક્કી જાણવી.

ઝવેરી—હાજી, એ વાત ખરી. પણ એ લોકો બુદ્ધિબળમાં તથા હુન્નરકળામા અને રાજ દ્વારા સુધારામા ઘણા આગળ વધેલા છતા ધર્મ અને સાસારિક વિષયોમાં નવાઇ જેવા દેખાવ કેમ આપે છે? તે હુ સમજી શકતો નથી.

પંડિત—તેનાં કારણ ખુલ્લાં છે તે હું તમને કહું છુ. ૧ જગતના ઇતિહાસ ઉપરથી જણાય છે કે સુધારાની શ્રેણીમાં પૃથ્વીની જે પ્રજાઓ ઘણી પાછળથી દાખલ થઇ છે, તેઓમાંની એક ઇંગ્રેજ પ્રજા પણ છે. એટલે તે લોકો ઘણાં વર્ષ પર્યંત અધમ ગતિમાં રહ્યા પછી સારી સ્થિતિમાં આવવા પામ્યા છે. તેથી ધર્મ તથા સાંસારિક વિષયોમાં તેમનો અનુભવ બીજી પ્રજાઓ કરતાં કાચો છે. તેમજ ઘણા વર્ષથી ટેવાઇ રહેલી તેમની કેટલીક અસલી ટેવો હજુ સુધી જેમની તેમ રહેલી છે. ૨. વિદ્યા હુન્નર અને સંપત્તિ સુખમાં જેમ

જેમ તેઓ આગળ વધતા જાય છે, તેમ તેમ નિત્ય નવું અને સારૂ ખોળવા તરફ તેમની સ્વભાવિક મનોવૃત્તિઓ જોર કરે છે. જો ધર્મ વિષયમાં દૃઢ રહીને માત્ર બીજા વિષયોમાંથી સારૂં ખોળવાની તેઓ મેહેનત કરે તો ફાયદોજ થાય. પરંતુ તેમ નહિ કરતાં સુખના વૃક્ષની છેક ટોચે પોહોચેલા એ લોકો કોઇ ઓરજ પ્રકારના સુખની મજા મેળવવા જતાં ધર્મ જેવા ગહન વિષયને જાણે નાટકની માફક જૂદા જૂદા વેષમાં ભજવી બતાવતા હોય, તેવો દેખાવ આપેછે. આ કારણને લીધેજ હમણાં કેટલાંક જણ પોતાના પવિત્ર ધર્મ ઉપરથી આસ્તિકપણું ખોઇ બેઠા છે. અને બીજા પણ ખોઇ બેસે તેવો સંભવ છે. ક. તેઓ ઘણું કરીને એવું સમજેલા જણાય છે કે હરેક રીતે વિદ્યા હુન્નર અને વેપારમાં સુધારો વધારો કરીને પોતાનું સંપત્તિ સુખ વધારવું. અને જેમ બને તેમ કરીને શરીરની આરોગ્યતા જાળવીને પોતાને મન ગમતું સુખ ભોગવવું. તેમના એ વિચારો ઘણા ઉત્તમ છે ખરા, પરંતુ સંપત્તિ સુખ વધારવા સારૂજ માત્ર બીજા હુન્નરોની માફક તેમણે રાજદ્વારી સુધારો પણ કર્યો છે, એમ કહીએ તો કાંઇ ખોટું નથી. કેમકે એ વિષેની સાબેતી હમણાં હિંદમાં ચાલતો રાજ કારભાર જોનારને પુરતી રીતે મળેછે.

ઝવેરી—તમારૂં કહેવું યથાયોગ્ય છે. તોપણ એટલું તો ખરૂં કે રાજદ્વારી બાબતમાં આ દેશના આગલ્યા મુસલમાની રાજ્યની માફક તેઓ આપણા ઉપર રાજ્ય કરનાર કોમ તરીકે કશી જબરાઇ કરતા નથી. એ તેમની રાજ્ય નીતિની અતિ ખૂબી છે! વળી જૂઓ કે તેમના વધી પડેલા વિદ્યા હુન્નર અને કળા કૌશલ્યને લીધે વેપાર અને રાજદ્વારી બાબતોમાં તેમના સામે આપણે હરિફાઇ કરી શકતા નથી. તેમ આપણી લક્ષ્મી તેઓ હરી જાયછે, તોપણ આપણને આગળ વધવાના તેમણે કેટલાક રસ્તા ખૂલ્લા કરી

આપ્યા છે. તેને માટે આપણે તેમના ઘણા આભારી છીએ. તેટલા માટે તેમના રીત રીવાજો વિષે ટીકા કરતાં કદાપિ આપણાથી વધારે બોલી જવાયું હોય તો તે વિવેક વિરૂદ્ધ ગણાય ખરૂં; પરંતુ તેમનો અને આપણો સંબંધ ઘણો નિકટનો હોવાથી આપણી નીતિ રીતીઓના બચાવને માટે તેમ કરવાની જરૂર પડી છે. તે છતાં આપણા સંસાર સુધારાની ખાતર આ વિચાર જાહેરમાં મૂકતાં જ્યારે તેઓ જાણશે, ત્યારે એ વિષે જરૂર દરગુજર કરશે. એટલુંજ નહિ પણ આપણી ટીકાનું તોલ ન કરતાં તેમાંથી કાંઇ પણ*શિક્ષણીય જેવું તેમને મળશે, તો તેની કદર કર્યા વગર એ શાણા લોકો કદી રહેશે નહિ. આપણે ઇચ્છવું જોઇએ કે તેમનો અને આપણો સંબંધ દિન પરદિન ઘણો ગાઢો થાઓ. અને ત્યાંના પ્રતાપી રાજવંશીઓનું રાજ આપણા દેશની આબાદાનીને માટે આપણા ઉપર અમર તપો.

પંડિત– જેવું મારા મનમાં હતું તેવુંજ તમે પણ કહ્યું. તેથી મને ઘણો આનંદ થાય છે.

ઝવેરી– મિત્રતા, વફાદારી અથવા રાજભક્તિનું રટણ હમણાં દરેક સ્વદેશી જનના અંતઃકરણમાં થયાં કરે છે. તેથી તમને પણ એવું થવુંજ જોઇએ. મિ૦ પંડિત, હવે વખત ઘણો થયો છે. માટે હું જવાની રજા લેઉ છું.

પંડિત–ભલે, આપની મરજી. પણ નવરાશ લેઇને નિત્ય પધારજો. આપણે બે ઘડી વિદ્યાવિનોદની વાતો કરી આનંદ ભોગવીશું.

"બહુ સારૂ તમે પણ ફુરસદ મળેથી મારે ઘેર પધારજો." એટલું કહી પંડિત સાથે શેકહેન્ડ*કરીને ઝવેરી ઘેર ગયો.



* હેતમાં એક બીજાનો હાથ પકડીને હલાવવો તે.

## પ્રકરણ ૫ મું.

### [1]દોહરો.

થાય કેળવેથી કણુક, વિવિધ જાત પકવાન;
કાન્તા કેળવતાં બને, ઇચ્છિત ગુણનું સ્થાન.

આણી તરફ જ્યારે પંડિત અને ઝવેરી બંને મિત્રો સુધારા વગેરે વિવિધ વિષયોની વાતો કરવામાં ગુંથાયા હતા, ત્યારે પેલી તરફ ઝવેરીના ઘેર રતનબાઇ અને દેવબાઇની વાતોનો રંગ પણ ઠીક જામ્યો હતો. બંને જણનો મેળાપ જો કે પેહેલ વેહેલોજ હતો, તોપણ તેમને પોતપોતાના પતિની મારફત એક બીજાની હકીકત પૂરેપૂરી મળી હતી, તેથી તથા તેમના ઘરના ઘરોબાને લીધે જેમ પેહેલ વેહેલા અજાણ્યા મેળાપીઓને બોલવા ચાલવામાં પ્રથમ કેટલીક વાતે સંકોચાવું પડેછે તેમ તેમને થયું નહિં. તેમનો આનંદ અને વાતચિત કરવાની ઢબ જોઇને અજાણ્યો માણસ તો એમજ સમજે કે આ કોઇ જૂની સખીઓનો કેટલાક વખતના વિજોગ પછીનો મેળાપ છે. તેમની વાતો હમણાંની ઘણી ખરી બાઇઓની માફક ખાવા પાવાની કે પેહેરવા ઓઢવાની અથવા પરનિંદા કરવાની નકામી કુથલી જેવી નહોતી; પણ તેથી જૂદાજ પ્રકારની ઘણી વિદ્વતા ભરેલી હતી.

પ્રથમ ધારા પ્રમાણે ઘર સંસાર સંબંધી અરસપરસ ખબર અંતર પુછી લીધા પછી પોતપોતાના વિદ્યાભ્યાસ વિષેની વાતો ઉપરથી સ્ત્રી કેળવણી અને સંસાર સુધારાના વિષયો ઉપર ઉતરી પડી હતી. એ વાતોમાં દેવબાઇએ પોતાની મહા બુદ્ધિ અને વાક્ચાતુર્યવડે રતનબાઇનું મન એટલું બધુ તો હરી લીધું હતું કે આ પેહેલાજ મેળાપમાં તેના અવળા વિચાર બદલાઇ જવા પામ્યા હતા.

---

[1] સુંદરી ગુણ મંદિરમાંથી.

સ્ત્રી કેળવણી અને સંસાર સુધારા વિષે બોલતાં દેવબાઇએ કહ્યું કેઃ—

"આપણા દેશની સ્ત્રીઓને વિદ્યાની કેળવણી આપવાની ઘણી જરૂર છે. અને હમણાં જે થોડી ઘણી આપવામાં આવે છે, તેના ધોરણમાં સુધારો કરવો જોઇએ. કેમકે આ દેશની સ્ત્રીઓને માફક નહિ આવે, તેવી પશ્ચિમ ભણીની રીતે તે આપવામાં આવે છે, તેથી મનગમતું પરિણામ આવતું નથી. ને વખતે ઉલટું પરિણામ આવે છે. તેથી અજ્ઞાન લોકો સ્ત્રી કેળવણીને માથે નાહકનું આળ ચઢાવે છે. આ દેશમાં સ્ત્રી કેળવણીનો વધારો કરવાનો રૂડો માર્ગ તો એજ છે કે અહિંના લોકોના ધર્મ અને નીતિ રીતીઓને માફક આવે, અને તેમનું જ્ઞાન-બળ વધે એવી રીતની કેળવણી આપવી જોઇએ. ચાહે તેવી મતલબથી પશ્ચિમ ભણીની કેળવણીનું ધોરણ આ દેશમાં દાખલ કરવામાં આવ્યું હોય, અને તેથી જો કે આપણું જ્ઞાન બળ વધે છે ખરૂં, પણ આપણા ધર્મ અને સંસાર નીતિ રીતીઓ ઉપર ઉલટી અસર થવાથી સ્ત્રીઓને કેળવણી આપવાનો ભાવ લોકોમાંથી કમી થતો જાય છે. એ વાત દેશોન્તિને માટે કોઈ પણ પ્રકારે લાભકારક નથી. અને જ્યાંસુધી આ દેશમાં સ્ત્રી કેળવણીનો વધારો થશે નહિ, ત્યાંસુધી તે ઘણો આબાદ થઈ શકશે નહિ. કેમકે અભણ સ્ત્રીઓને લીધેજ આપણા સંસાર મંડળોમાં પણ હાનિકારક રીવાજો અને વેહેમો જડમૂળ ઘાલીને રહ્યા છે. તેમજ અભણ માતાઓ પોતાનાં સંતાનોને યોગ્ય શિક્ષણ આપી શકતી નથી. તેથી આખા દેશની પ્રજાનો ઘણો ભાગ બુદ્ધિ હીણ, શૌર્યહીણ અને અવિવેકી રહેછે. એ પણ દેશની દિનદશા આણવાનું કારણ છે. જૂવો, અમારા હિંદુ મંડળોમાં બાળલગ્ન, કન્યાવિક્રય અને કરજ કરીને નાત વરા કરવાના નુકશાન ભરેલા રીવાજોથી અમને કેટલું દુઃખ ખમવું પડે છે? તે છતાં અમારી જન-

તના લોકો એવા રીવાજોને આગ્રહ પૂર્વક વળગી રહ્યા છે. એજ તેમની અભણતાનું માઠું ફળ પ્રત્યક્ષ આપણે જોઇએ છીએ. હમણાં આ વિષય ઉપર કેટલાક સ્વદેશ હીતૈષિઓનું લક્ષ ખેંચાયું છે, અને સ્ત્રી પુરૂષોને વિદ્યાની કેળવણી આપવાના કામમાં વૃદ્ધિ કરવા તથા તેના ધોરણમાં આ દેશના લોકોને બંધ બેસતો સુધારો વધારો કરાવવા તેઓ ઘણું મથેછે. પણ હજુ તે કામ પરિપૂર્ણ પાર પડયું નથી. જો દેશના આગેવાન લોકો આવા કામમાં બીજાના ઉપર આધાર નહિ રાખતાં, આત્માવલંબનનો ગુણગ્રહણ કરીને પોતાના ખાનગી સાહસથી નવા ધોરણ ઉપર સર્વને રૂચતી અને ફાયદો કરે તેવી કેળવણી આપવાની નિશાળો તથા પાઠશાળાઓ સ્થાપન કરે તો ઘણોજ લાભ થાય.

પશ્ચિમ ભણીના લોકોની રીત પ્રમાણે આ દેશની સ્ત્રીઓને કેળવણી આપવાથી ધર્મ અને નીતિ રીતીઓ ઉપર થતી માઠી અસર અને તેથી નીપજતાં નુકશાન વિષે બોલતાં દેવબાઇએ કહ્યું કેઃ—

ઇંગ્રેજી ધોરણ પ્રમાણે કેળવણી આપવાથી પ્રથમ મોટો ગેરફાયદો તો એ થાય છે કે કેટલાંક સ્ત્રી–પુરૂષો પોતાના પરમપવિત્ર ધર્મ ઉપરથી આકિન ઉઠાવીને પરધર્મમાં જવાની ઇચ્છા કરેછે. પણ લોકલાજને લીધે એકદમ તેમનાથી જઇ શકાતું નથી. એ પ્રમાણે તેઓ પોતાના ધર્મમાં પણ દ્રઢ નથી, ને બીજો ધર્મ ચોક્ક્સ પાળી શકતો નથી. તેથી એકે ધર્મમાં ન રહ્યાથી ધર્મનું કાંઇપણ સાર્થક તેમનાથી થઈ શકતુ નથી. માણસના નિરંકુશ મનને સારે માર્ગે લેઇ જનાર ધર્મના જેવો બીજો ભય એકે નથી. જગતનું રક્ષણ કરી, તેનું મંગળ કરવાનો ગુણ ધર્મમાં છે. માટેજ દરેક માણસને ધર્મની ઘણી અગત્ય છે. જે ધર્મમાં આપણો જન્મ થયો હોય, તથા નાનપણથી માબાપે જે ધર્મમાં દિક્ષીત કરાવીને તેના ઉપર આકિન રાખતાં શી-

ખચ્યું હોય, તેજ ધર્મમાં આખર સુધી આકિન પૂર્વક વળગી રહેવું જોઇએ. સઘળા ધર્મમાં પરમેશ્વરની ભકિત કરવાનું તથા સદાચરણે ચાલવાનું કહેલુંછે. જગત્‌ના થોડા કે ઘણા સુધરેલા દેશોના કોઇપણ લોકોમાં એવો ધર્મ તો નહિજ હોય, કે જેમાં ખોટું કામ કરવાનું કહ્યું હોય. ત્યારે શામાટે આ ધર્મ સારો અને ફલાણો ખોટોછે, એવું માનીને બાપીકો ધર્મ છોડી આકિન ભ્રષ્ટ થવું જોઈએ? બધા કરતાં ધર્મ ઉપર આકિન રાખવાની વધારે અગત્ય છે. કેમકે ધર્મ ઉપરનું આકિન બીજાં સઘળાં સારાં કામો ઉપર આકિન રાખતાં શીખવેછે. જેનું આકિન ધર્મ ઉપરથી એકવાર ચળિત થયું, તેની દ્રઢતાનો ભરૂસો બીજાં ગમે તેવાં કામોમાં પણ રાખી શકાય નહિ.

ધર્મની માફક આપણી નીતિ અને રીતભાતો ઉપર પણ ઇંગ્રેજી રીત પ્રમાણે કેળવણી આપવાથી ઉલટી અસર થાય છે. જૂઓ કેટલીક સ્ત્રીઓ ઇંગ્રેજી ભણીને યુરોપિયન બાઇઓની નીતિ તથા રીતભાતોની આબેહુબ નકલ કરતાં શીખે છે. તે જો કોઈ પણ રીતે ફાયદા ભરેલું હોય, તો તે સામે કરેલી ટીકા નકામી ગણાય. પણ ફાયદાને બદલે ઉલટી હાનિ તથા લોકોમાં હાંસી થાય છે. તે છતાં ખાલી મોટાઇ માનીને તેવું કરવામાં આવે છે. અગર જો યુરોપિયન બાઇઓની નીતિ રીતીઓ તેમના દેશની આબહવા અને રૂઢી પ્રમાણે તે તેમને ચાહે તેટલી લાભકારક અને શોભા આપનાર હોય, પણ આપણા દેશની આબહવા અને રૂઢી તરફ જોતાં તેમની બધી નીતિ રીતીઓ આપણને સારી કે શોભા આપે તેવી નથી. તેનાં હું થોડાંક દ્રષ્ટાંત તમને આપું છું, તેથી તમારી વધારે ખાત્રી થશે. જૂઓ ઘણી ખરી મડમો પોતાના સ્વામી પાસે ગજા ઉપરાંત ખર્ચ કરાવે છે, પતિનો સેહેજ વાતમાં અનાદર કરે છે, તથા તેના પાસેથી અણઘટતું માન પામવાની ઇચ્છા કરે છે. વળી તેઓ સ્વેચ્છાચારી થઇને મર-

જીમાં આવે તેમ વર્ત્તે છે. પરપુરૂષ સાથે નિષ્કપટપણે પણ હદથી વધારે બોલવા ચાલવાનો સંબંધ રાખે છે, ગૃહિણી ધર્મને ધિક્કારીને પુરૂષોના જેવાં કામ કરવામાં તેઓ મોટાઈ માનેછે. અને પતિસાથે ન બને ત્યારે "આ રહી તમારી નોકરી, ને આ રહ્યો તમારો પટો, હું તો મારે મારૂં સૂઝતુ કરીશ." એ કહેવત પ્રમાણે તેઓ છુટા છેડા કરીને બીજો ધણી કરે છે. તેજ પ્રમાણે સુંદરતા વધારવામાં હદથી જાદે ટાપટીપ કરેછે, આછાં વસ્ત્ર પેહેરીને તથા અર્ધ ખુલ્લી છાતી રાખીને ફરવામાં તથા તેવીજ હાલતમાં છબી પડાવતાં તેઓ લજવાતી નથી. પોતાની ખૂબસુરતી લોકોને બતાવી વાહ વાહ કહેવડાવવામાં આનંદ માનેછે. કમ્મર પાતળી કરવા સખ્ત પટ્ટા બાંધેછે. તથા તંગ પોશાક પેહેરેછે. ઉઘાડા હાથ અને લગભગ ઉઘાડી છાતી રાખીને અથવા આછાં વસ્ત્ર પેહેરીને એકની સ્ત્રી બીજા પુરૂષના સાથે એક બીજાનો હાથ પકડીને બૉલમાં નાચે છે. ઇત્યાદિ કેટલીએક નીતિ અને રીતીઓ યુરોપિયન બાઇઓની છે. તે આપણુને રુચે તેવી નથી. એવી અઘટીત નીતિ રીતીઓનું સુખ આર્ય મહિલાઓના નસીબમાં વિધાત્રાએ લખ્યું નથી. તે ભોગવવા તેમની મરજી પણ નથી. આપણાં જૂનાં પુસ્તકોમાંથી તે જડતુ પણ નથી. ત્યારે તો રહેવા દો, એવી નીતિ રીતીઓનું સુખ યુરોપિયન બાઇઓનાજ પાસે, તેમનેજ તે શોભાવજો. અને આ પવિત્ર ભૂમિમાંથી વીલે મોઢે પાછું વળીને જ્યાંથી આવ્યું હોય, ત્યાં જઇને સમાજો !"

દેવબાઇની વાતમાં સત્યતા અને રસ જણાયાથી એજ વિષય ઉપર રતનબાઇએ કેટલાક અગત્યના સવાલ પુછીને આગળ બોલવાનો આગ્રહ કર્યો. તેથી દેવબાઇએ આગળ વધીને કહ્યું કે.—

"હા, આટલી બાબતોમાં તો આપણે તેમની નકલ કરવી જોઇએ કે—તેમનામાં સુઘડતા, સંપ, ચપળતા, વિવેક અને ધૈર્યતા ઇત્યા-

દિ કેટલાએક સદ્‌ગુણો વસેલા છે, અને તે આપણને રુચે તેવા લાભકારી છે. તેનો તો આપણે ઘણી ઉલટ અને ખંતથી અભ્યાસ કરવો જોઇએ. પણ યુરોપિયન બાઇઓએ બીજાં કામોની માફક દુનિઆંદારીનાં વ્યવહારિક કામોમાં પણ હદ તોડીને જરા આગળ વધવા માંડયું છે, તેની નકલ કરતાં ખુબ સભાળ રાખવી જોઇએ. કેટલાક જણ માત્ર બહારના ભપકાને મોહિને તથા આ ચાલ આપણા પર રાજ કરનાર અને બધી વાતમાં સરસાઇ ભોગવનાર લોકોના છે, માટે તેની નકલ કરવામાં ઘણી વડાઇ છે, એવું માનીને તેની નકલ કરે છે. તેથી આખરે તેઓ પીડામાં કે પસ્તાવામાં આવી પડે છે. ઇશ્વરે સ્ત્રી જાતને જે જે કામ કરવાને લાયક બનાવી છે, તેવાં કામનો અનાદર કરીને હમણાં તેઓ પુરૂષોને લાયકનાં કામ કરવામાં વડાઇ માનવા લાગી છે. ભલે, તેઓ એવાં કામ કરીને ફતેહ મેળવે, તેમાં આપણે કાંઇ અદેખાઇ કરતાં નથી. પણ તેમનાં એવાં કામથી નફો નુકશાન કેટલો થાય છે, તે આપણે અવસ્ય જાણવું જોઇએ. સ્ત્રીઓએ તથા પુરૂષોએ કરવાના કામોની વેંહેચણી તેમના શરીર અને મનના સ્વાભાવિક ગુણ તપાસીને કરવી જોઇએ. અને એજ નિયમ પ્રમાણે અનુભવ ઉપરથી જગતના બધા લોકોમાં અસલથી સાબેત થઇ ચુકયું છે કે પૂરૂષો બહારનાં કમાવાનાં કામને તથા સ્ત્રીઓ ઘરનું તથા બાળ બચ્ચાઓનું રક્ષણ કરવાને વધારે લાયક છે. તેની સાબેતી જૂઓ. પુરૂષની પ્રકૃતિમાં કઠોર ગુણોની છાયા છે, ને તેમાં હિંમત, સાહસ તથા શૌર્ય વધારે છે. સ્ત્રીની પ્રકૃતિમાં કોમળ ગુણ વિશેષ છે. પુરૂષમાં બુદ્ધિના ગુણ વધારે છે, ને સ્ત્રીમાં હૃદયના ગુણ આગળ પડતા છે. પુરૂષ વિચાર શકિતથી વધારે દોરાય છે, ને સ્ત્રીમાં મનોભાવ વધારે પ્રબળ છે. પુરૂષ ન્યાયનો અધિષ્ઠાતા છે, ને સ્ત્રી દયાભાવની અધિષ્ઠાત્રી છે. પુરૂષ બળીષ્ટ છે. સ્ત્રી નાજુક તથા જરા દુર્બળ છે. પુરૂષ

બહાર ફરવા હરવાને વધારે લાયક છે. સ્ત્રીનું સ્થળ ઘર છે. એ રીતે જોતાં પુરૂષ ધન ઉપાર્જીત કરવાને તથા સ્ત્રી યોગ્યતા પ્રમાણે વિવેકથી ખર્ચે કરી ઘર ચલાવવાને વધારે લાયક છે. એ વાત કોઇથી ના પાડી શકાશે નહિ. વળી સ્ત્રીનું રક્ષણ કરવાને પુરૂષ સમર્થ છે. કાંઇ પુરૂષનું રક્ષણ કરવાને ઇશ્વરે સ્ત્રીને સમર્થ કરીજ નથી. એ રીતે જોતાં પણ સ્ત્રી પુરૂષની આશ્રિત છે. માટે સ્ત્રીએ પુરૂષ જેવા વડિલ સોબતીની આજ્ઞામાં એક શાણા સલાહકાર મિત્રની માફક રહેવું જરૂરનું છે. તે છતાં હમણાં યુરોપ અને અમેરિકાખંડની કેટલીક સ્ત્રીઓ પુરૂષોની માફક બી. એ. તથા એમ. એ. ની ડીગ્રીઓ લેઇને કુદરતી નિયમની અવગણના કરીને વકીલ–બારીસ્ટર કે દાક્તર અથવા ઉપદેશક વગેરેનું કામ કરવાના ધંધામાં પડીને સ્વતંત્ર થાયછે. અને બીજી સ્ત્રીઓને પણ તેમ કરવાની લાલચો બતાવે છે. ગાંડે તેવી રૂડી મતલબથી તેઓ તેમ કરતી હોય, તો ભલે પરંતુ આર્યમહિલાઓ તો એમજ કહેશે કે એવાં કામ સ્ત્રીઓનાં નથી, પણ પુરૂષોનાં છે. અથવા તો સ્વામિના સુખથી વિરકત હોય, તેવી વિધવાઓ કે પરણવામાં હમેશને માટે નિષ્ફળ થયેલી કુંવારિકાઓ એવાં કામ કરે તો તે યોગ્ય છે. બધી વાતોનો વિચાર કરતાં સ્ત્રીઓને પુરૂષોના ઉપર સરસાઇ મેળવીને કાઈ પણ પ્રકારે સ્વતંત્ર રહેવા પ્રભુએ સર્જી નથી. તે છતાં કેટલીક યુરોપિયન સ્ત્રીઓ ગૃહિણી ધર્મને ધિક્કારીને પુરૂષોને લાયકના ધંધા કરી સ્વતંત્ર રહેવામાં ઘણી મોટાઇ માનેછે. તેથી પરિણામે થયું છે એમ કે જે ગૃહિણીઓ છે, તેમણે પણ દેખાદેખી પોતાના ગૃહિણી ધર્મથી જરા છેટે ચાલવાની શરૂઆત કરવા માંડીછે. જૂઓ કે માતાએ પોતાના બાળકોને ધવાડવાં તથા ઘરમાં રસોઇ કરવી, એ કામ ગૃહિણીઓનાંજ છે. તે છતાં એવાં કામ તેઓ બીજા માણસો પાસે કરાવેછે. એ દેશોના લોકો વૈદક વિદ્યામાં ઘણા આગળ વધ્યા છે.

અને વૈદક શાસ્ત્રના નિયમ પ્રમાણે એવાં કામ ગૃહિણીઓએ કરવા-થી શરીરની આરોગ્યતા સચવાય છે. તે છતાં ખાલી મોટાઇમાં તે કામ તેઓ આયાઓ તથા બબરચી જેવા નોકરો પાસે કરાવવા લાગી છે. એ તેમના હદબહાર વધી પડેલા સુધારામાંનો એક ભાગ છે. જૂઓ કે કુદરતી નિયમ પ્રમાણે બાળકને તેની જનેતાએજ ધવાડવું જોઇએ. કારણ કે બાળકપર પોતાની માતાનો જેટલો પ્રેમ અને ઉમળકો હોય છે, તેટલો પારકી માતાનો હોતો નથી. ને તે નજ હોય, એ વાસ્તવિક છે. બાળકોની રક્ષા અને તેમના લાલન પાલનનો બધો ભાર ઇશ્વરે તેની જનેતાનાજ ઉપર મૂકેલો છે. જો તેમ ન હોત, તો બાળકના જન્મ વખતે માતાનાં પયોધરમાં દુધની જે વૃદ્ધિ થાયછે તે થાત નહિં. વળી માતા પોતાના બાળકોને ધવાડતી વખતે ઘણી માયાળુ ને ઉદાર દીલની રહેછે. તેથી તેનાં છોકરાં પણ માયાળુ ને સારા સ્વભાવનાં થાય છે. તેમજ બાળકને બીજાના કરતાં તેની માતાનું ધાવણ તેના દેહની વૃદ્ધિ કરવામાં શ્રેષ્ઠ છે. તે છતાં તેઓ પોતાનો ધાત્રી ધર્મ ભૂલી જઇને કોઇ ધાવ અથવા આયા જેવી બીજી બાઇડીઓ પાસે બચ્ચાંને ધવડાવેછે. તેના કારણમાં તેઓ એક નજીવી દલીલ બતાવેછે કે–છોકરાંને ધવાડચાથી પોતાના શરીરનો બાંધો નરમ પડી જાયછે. આ તેમની દલીલ બીલકુલ ખોટી છે. કેમકે એ વિષે વિદ્વાન દાકતરો તો ઉલટો એવો અભિપ્રાય આપેછે કે–"જે માતાઓ પોતાનાં બાળકોને પોતે જાતે ધવાડતી નથી, તેઓ તથા તેમનાં બાળકો રોગીષ્ટ થવાનો સંભવ છે. શાથી કે જ્યારે માતા પોતાના બાળકને પોતે ધવાડેછે, ત્યારેજ તેના શરીરને પુષ્ટી મળેછે. ને કેટલાંક દર્દોનો તે ગુણકારી ઉપાય છે." આટલું છતાં કદાપી એમ ધારીએ કે પોતાના શરીરનો બાંધો નરમ પડત પણ છોકરાંને ફાયદો થાયછે. તો પ્રેમાળ અને ધાર્મિક માતાનો ધર્મ

છે કે પોતાના વાહાલા બાળનું જ્યાં સુખ જળવાતુ હોય, ત્યાં પોતાના દુઃખની કાંઇપિણ દરકાર કર્યા વગર તે કરવું જોઇએ. સ્વમાતાના દૂધમાં કેટલો બધો ગુણ છે, તે વિષે કેટલીક કહેવતો પણ બોલાયછે. જ્યારે અમુક બળજોરીનું કામ કરવાની કોઇ સુમત કરેછે, ત્યારે સામી તરફથી તેને કહેવામાં આવેછે કે–'જો તુ તારી માને ખરેખરો ધાવેલો હોઇશ તો આ કામ કરીશ' એટલે સ્વમાતાને ધાવેલા હોય, તેનામાં પરિબળ વધારે હોતું જોઇએ. એવો સાર એ કહેવતમાંથી નીકળેછે. વળી બીજી એક દંતકથા છે કે–

"એક ભાટ ભોજ રાજાના દરબારમાં એક દિવસે નાચે મુજબ કવિત કરીને જતો હતો.

"ફુલ તો જાયકા, દૂધ તો ગાયકા,
રાજા તો ભોજ રાજા, ઓર રાજા કાયકા ?"

એ કવિત મૂખ પાઠ રહેવા સારૂ ભાટ રસ્તામાં ઉતાવળે સાદે બોલતો હતો. તે એક ખેડુતના સાંભળવામાં આવ્યાથી તેણે ભાટને બોલાવીને કહ્યુ કે–આ કવિત રાજાને સભળાવ્યા પછી જ્યારે તને ઇનામ આપવામાં આવે, ત્યારે મને બોલાવવા માટે રાજાને તુ અરજ કરજે. ભાટે તેમ કરવા કબુલ કર્યુ, પછી ભોજ રાજાના આગળ ઉપલું કવિત કહ્યા પછી જ્યારે ભાટને ધારા પ્રમાણે ઇનામ આપવામાં આવ્યું, ત્યારે પેલા ખેડુતને બોલાવવાની તેણે રાજાને અર્જ કરી. તેથી તેને બોલાવવામાં આવ્યો. તેણે આવીને ભોજ રાજાની આગળ નીચે પ્રમાણે કવિત કહ્યું—

"ફુલ તો ગુણકા,* દૂધ તો માયકા,
રાજા તો મેઘ રાજા, ઓર રાજા કાયકા !"

---

* કપાસનું.

રાજાએ એથી વધારે પ્રસન્ન થઇને ખેડુતને ઘણો શીરપાવ આપ્યો."

એ પ્રમાણે અગાઉના લોકો પણ સ્વમાતાના દૂધનો ગુણ વધારે જાણતા હતા. અને વીર ભૂમિ રજપૂતાનાની બહાદુર રાજ મહિલાઓ તો સ્વમાતાના દૂધની કિમત ખરેખરી જાણતી હતી. એ વિષે ઉદેપુરના રાણા રાજસિંહની વીર માતાના મૂખમાંથી નીકળેલા વીર શબ્દો સાંભળનારને ખરેખાત શૂર ચઢાવે તેવા છે. ઔરંગજેબ બાદશાહ મારવાડમાં ૩૫ નગરના અધિપતિ વિક્રમ શોલંકીની લાવણ્યવતી કન્યાનું પાણીગ્રહણ કરવામાં ઉદ્ધત થયો હતો. પરંતુ રજપૂત કુમારી એ પ્રસ્તાવમા રાજી થઇ નહિ. તે છતાં તેણે પરણવા મોગલ બાદશાહનોદ્રઢ નિશ્ચય જોઇને પોતાના પ્રાતઃસ્મરણીય વંશની—પોતાના ચિર પવિત્ર ધર્મની રક્ષાને માટે ચતુર રાજ પુત્રી વિમળાએ ઊદેપુરના મહારાણા રાજસિંહની મદદ માગી. રાણો પોતાના વંશ-મર્યાદાનું સન્માન રાખવાને ઉદાસીન થયો નહિ. પણ મોગલ બાદશાહને રાજબાળાનું હરણ કરી જવાનો વખત છેક પાસે આવેલો હતો તેથી તેનું રક્ષણ કેવા પ્રકારે કરવું; તેનો વિચાર સામંતોની સાથે કરવામાં રાણો રોકાયો હતો. એ વાત જ્યારે રાજ માનાએ જાણી ત્યારે રાણાને પોતાની સમક્ષ બોલાવીને નીચે પ્રમાણે તે બોલી હતી.

"એક અબળાનું રક્ષણ કરવાનો વખત છેક આણી ઉપર આવેલો હોવા છતાં એક પળવારનો પણ વિચાર કરવા રહે, એવા શૌર્યહિણ પુત્રને મેં કદી જન્મ આપ્યો નથી; મને ધાવેલો પુત્ર પોતાના ગટમાં જરાપણ પ્રાણ હોય ત્યાં સુધી આવી વાત જાણીને વિચાર કરવા રહે, એમ હું માનતી નથી. ત્યારે શું! આ વાત છેક ખોટી તો નથી! અરે! તુ મને કાંઇ પણ જવાબ આપતો નથી.

પરંતુ તારી મુખમુદ્રા ઉપરથી જણાય છે કે એ વાત ખરીજ છે. ત્યારે જા, હવે હું તને જોઈ શકતી નથી. જા, વિમળાને અહિ જીવતી લાવીને મને બતાવ્યા શિવાય તારૂં મોં મને બતાવીશ નહિ. પણ હું વિચાર કરૂં છું કે કોઇપણ ક્ષત્રિયરાજ પુત્રને કદી નહિ છાજે તેવા ગુણ તારામાં શા રીતે આવ્યો, તે હું સમજી શકતી નથી. હા, હવે મને સાંભર્યું. ખરી વાત છે કે જ્યારે તુ નાનો ધાવણો હતો, ત્યારે એક દિવસે તને દાસીને સોંપીને હું જરા વેગળી ગઇ હતી. ત્યારે તું રડવાથી તને છાનો રાખવા સારૂ દાસી ધવાડતી હતી. તેવામાં હું આવી પોહોચી. ને તુર્ત તારા બે પગ પકડીને ઉંધો રાખીને દાસીનું ધાવેલું તમામ દૂધ મેં કહાડી નાખ્યું હતું. પરંતુ તેના પટની કાંઈક અસર તારા પેટમાં રહેલી તેથી તારામાં એવો ગુણ આવેલો હશે.”

એ રીતે ઘણા દાખલા છે. પ્રાચીન અને અર્વાચીન વખતમાં પણ જે જે મહાત્મા પુરૂષો જગતમાં પ્રગટ થયા હતા, તે સઘળાને ઘણું કરીને તેમની જનેતાઓએજ ધવાડ્યા હતા, માટે હવે પણ બાળકોને તેમની જનેતાઓએ ધવાડવાં જોઈએ. જે બાળકની માતા રોગીષ્ટ હોય, અગર તે ગુજરી ગઇ હોય, તોજ તેને ધવડાવવા સારૂ બીજી ધાવ કરવાની જરૂર છે. પણ તે ધાવ કેવી જોઇએ? બાળક ઉપર સ્નેહ રાખનારી, ખોડખાંપણ વિનાની, નિરોગી, બ્રહ્મચર્ય પાળનારી, સમાનવર્ણની તથા સમાન પ્રકૃતિવાળી, મધ્યમ ઊમ્મરની, જેનાં બાળક જીવતાં હોય, અને તે ખાવામાં લાલચુ ન હોય, તેવી તથા હિતકર આહાર વિહાર કરનારી હોવી જોઇએ.

જેમ બાળકોને ધવાડવાનું કામ આયાઓ જેવી નોકર સ્ત્રીઓ પાસે કરાવવામાં આવે છે, તેમ પોતાને, પોતાના પતિને તથા

બાળ બચ્ચાઓને જમવા સારૂ રસોઈ કરવાનું કામ પણ બબરચી જેવા અભણ નોકરના વિશ્વાસ ઉપર સોંપીને તેઓ શેઠાણી થઇને બેસે છે. ભલે, જેમને પરમેશ્વરે શેઠાણી થવાને સર્જી હોય, તેઓ એ પદ સદાય ભોગવો, તેની આપણે કાંઇપણ અદેખાઈ કરતાં નથી, પણ કહેવાની મતલબ તો એજ છે કે–આપણે દેહની સુખાકારીનો તથા તેની હયાતીનો આધાર જેના ઉપર રહેલો છે, તે 'જમવાનાં પકવાન' તૈયાર કરવાનું કામ ઘણુંજ અગત્યનું અને ઘણી સંભાળથી કરવા જેવું છે. તે કામ પોતાને હાથે જેવું ચોકસ અને સારૂં થાય, તેવું બીજાના હાથે ભાગ્યેજ થઈ શકે. માટે તે આપણે સ્ત્રીઓએજ કરવું જોઇએ. પુરૂષો બહાર કમાવવાના કામમાં રોકાયેલા હોય, તેથી તેમનાથી તો એ કામમાં કાળજી રાખવાનું બનેજ નહિ. માટે એ કામ ગૃહિણીઓએજ સંભાળવાનું છે. આપણા દેશની સ્ત્રીઓ અસલના વખતથીજ રસોઈ કરવાના કામને પોતાના એક ઘણાજ અગત્યના કામ તરીકે ગણીને તે કરે છે, અને તેમાં તેમણે સારી કુશળતા મેળવી છે. તેથી તેઓ જાત જાતનાં ઘણાં સ્વાદિષ્ટ પકવાન બનાવી શકે છે. કે જે પકવાનો શરીરને આરોગ્ય રાખીને ઘણું સુખ આપે છે. બબરચી લોકો ચાહે તેટલી સંભાળથી સારાં પકવાન બનાવી શકતા હશે. તોપણ પદાર્થોના ગુણ દોષ જાણવાનું, તે અનુકૂલ રુતુમાં વાપરવાનું અને અમૂક દર્દવાળા માણસથી અમૂક પદાર્થ ન ખવાય ઈત્યાદિ બાબતોનું જ્ઞાન પાકશાસ્ત્રના નિયમ પ્રમાણે દરેક રસોઈ કરનારને હોવું જોઇએ, તે તેમને ભાગ્યેજ હોય છે. તે છતાં કદાપી કોઇને હોય, તોપણ પોતાના હાથના જેવી તજવીજ બંધ રસોઈ કદી પણ તેઓ કરી શકશે નહિ. તેટલા માટે જરૂરનું છે કે દરેક સ્ત્રીએ બની શકે ત્યાં સુધી પોતાને હાથેજ રસોઈ કરીને કુટુંબના માણસોને જમાડવું તથા પોતે જમવું. અને તે કામ પાકશાસ્ત્ર પ્રમાણે

અગાઉથી શીખી રાખવું જોઇએ. હું હમણાં જોઇને ઘણી દીલગીર છું કે-યુરોપિયન લોકોનું દેખાદેખી તમારી પારસી કોમનાં ઘણાંખરાં કુટુંબોમાં બચ્ચાઓને આયાઓ પાસે ધવડાવવાનો તથા બબરચી લોકો પાસે રસોઈ કરાવવાનો ચાલ પેસી ગયો છે.

આપણા દેશની કેટલીક સ્ત્રીઓ હમણાં ઘરધંધો કરવામાં ઘણી હલકાઈ સમજીને કાંઇપણ કામ કરતી નથી, ને આખો દિવસ નકામી બેસી રહે છે. તેથી તેમનાં શરીર છેક આળસુ ને એદી બનેછે. તથા તેમાં નાના પ્રકારના રોગ ઉત્પન્ન થવાથી ઘણી દુ:ખી થાયછે. વળી કેટલાક મોટા ઘરની સ્ત્રીઓને સંતાન થતાં નથી, તેનું એક કારણ ફક્ત શરીરને કાંઇપણ કસરત તરીકે મેહેનત નહિ આપ્યાનું છે. આ વાતની ખાત્રી તો ત્યારેજ થાય છે કે જ્યારે ઘણું કરીને નાના ગામોમાં કે જ્યાં અંગ મેહેનત ઘણી કરનાર સ્ત્રી-પુરૂષોની વસ્તી વધારે છે, તે લોકોને ઘેર છોકરાંની વાડી ભરપુર ભરેલી જોઇએ છીએ; અને મોટાં શેહેરો કે જ્યાં ગ્રહસ્થ લોકોને ઘેર સ્ત્રી-પુરૂષોને અંગ મેહેનત ઓછી અથવા બીલકુલ નથી હોતી, તેમને સંતાનની પ્રાપ્તિ માટે પ્રભુની પ્રાર્થના કરતાં જોઇએ છીએ. શરીરની આરોગ્યતા જાળવવા સારૂ દરેક જણે અંગ કસરત કરવી જોઇએ. પુરૂષોને તો તેમના બહારના ધંધાથી મળે છે. ત્યારે સ્ત્રીઓએ પોતાનો ઘર ધંધો કરીને તે મેળવવી જોઇએ. એથી બે વાતનો લાભ થાય છે. એક તો ઘરનું કામ થાય છે, ને બીજુ શરીરને કસરત મળવાથી તે આરોગ્ય રહે છે. માટે તે અવશ્ય કરવું. ઘરની અંદરનાં બીજાં કામ કદાપી પોતાનાથી નજ બની શકે તેમ હોય, તો રસોઈ કરવા જેવું કામ તો જરૂર કરવુંજ જોઇએ.

આપણી સ્ત્રી જાતિની મૂખ્ય ફરજો કયી કયી છે। તે સાંભળો:-સત્ય, પરમાર્થ, દયા, દાન, ક્ષમા અને સંપ ઇત્યાદિ સદાચરણ

રાખીને ઇશ્વરભક્તિ કરવી; તે માનવ ધર્મ.—પતિને પસંદ પડે તેવાં કામ કરીને તેને આનંદ આપવો; તથા તેને પોતાનો વડિલ મિત્ર જાણીને તેની આજ્ઞામાં રહેવું; તેનો અનાદર કદી નહિ કરતાં તે જે યોગ્ય કામ કરવા કહે, તે શ્રમ લેઇને પણ કરવું; ગજા ઉપરાંત ખર્ચ કરાવીને તેના પાસે કાંઇ ચીજ માગવાની હઠ કરવી નહિં; તે બહારથી ઘરમાં આવે, ત્યારે તેના શ્રમિત મનને વિશ્રાંતિ મળે, તેવા ઉપાય કરીને સુખ આપવું; તથા જૂઠ, નિંદા, વિશ્વાસઘાત, ગુસ્સો અને કંકાસ વગેરે દુર્ગુણોનો દેખાવ તેના આગળ કદી આપવો નહિં; ઇત્યાદિ જે આચરણ તે પત્નિ ધર્મ.—ઘરવ્યવહાર ચલાવવાના કામનો બોજો પોતાના શીર ઉપર રાખીને બધી વ્યવસ્થા યોગ્ય રીતે કરવી; સર્વની પ્રકૃતિ ઠીક રહે, એવા પ્રકારની ખાવા પીવાની તજવીજ રાખવી; ઘરનો તમામ હિસાબ રાખવો; અતિથિઓનો યોગ્ય રીતે સત્કાર કરવો. પરિજનો વિગેરેના સાથે ઘટતો વિવેક રાખવો અને સઘળે સુઘડતા રાખવી ઇત્યાદિ ગૃહિણી ધર્મ;—બાળબચ્ચાંને સારી સંભાળથી પાળીપોષીને મોટાં કરવાં; તથા તેમને યોગ્ય શિક્ષણ આપીને પાવરધાં કરવાં; એ વગેરે માતાનો ધર્મ.—એ આપણા મૂખ્ય ધર્મ અથવા કર્તવ્ય કર્મ છે. કાંઇ નોકરી કરવાનાં કે વેપાર રોજગાર કરવાનાં કામ સ્ત્રીઓનાં નથી. માટે આપણે તો આપણી પવિત્ર ફરજો પ્રમાણે વર્તવું જોઇએ. આપણો મોક્ષ વા સદ્દગતિનો માર્ગ એ શિવાય બીજો નથી. માટે તે મેળવવા બહુ સંભાળથી આપણે ચાલવું જોઇએ. રતનબાઇ, આતો વાત ઉપરથી વાત નીકળતાં હમણાં હું આડી અવળી વાતે ચડી ગઇ છું. માટે કદાચ એથી તમને કંટાળો કે અભાવ થતો હશે. માટે હવે હું મારી જીભને વધારે વાચાળ થતાં અટકાવું છું.

રતનબાઇ—બેન દેવબાઇ, તમારી વિદ્વતા ભરેલી વાતોથી મને એટલો બધો રસ અને મોહ લાગ્યો છે, કે તે સાંભળવા મારી આતુ-

રતા ઘણી વધી પડી છે. માટે મારા ઉપર કૃપા કરીને આગળ બોલો.

દેવબાઇ—મારી વાતોથી તમને રસ પડયો છે, અથવા મોહ લાગ્યો છે, એ સાંભળીને મને ઘણો આનંદ થાય છે. પણ હવે આગળ બોલવા વિષેની તમારી વીનંતિ હું સ્વીકારી શકતી નથી. કેમકે નાની છોડી કુંવરબાઇને પારણામાં સુવાડીને આવી છું, તેને હવે ઉઠવાનો વખત થઈ આવ્યો છે, માટે મારે જવું જોઇએ. વળી ફરીથી મળીશું, ત્યારે વાતો કરીશું.

રતનબાઇ—ત્યારે તો તમારી કુંવરબાઇને રમાડવા હું આવતે કાલ તમારે ઘેર આવીશ. તે વખતે આપણે વિનોદની વાતો કરીશું તમને કહેવાને મને આનંદ થાય છે કે—તમારા આ પ્રથમજ સમાગમથી મને એક મોટો લાભ તો એ થયો છે કે તમારા કહેવા પ્રમાણે પશ્ચિમ તરફની રીત મુજબ મેં કેળવણી લેઇને તથા યુરોપિયન બાઇઓની સંગતમાં રહીને તેમની નીતિ રીતીઓની આબેહુબ નકલ કરી છે, તે મને ઘણીક વાતે પીડાકારી જણાયા છતાં પ્રથમથી પડી ગયેલી ટેવો એકદમ મારાથી છોડી શકાતી નહોતી. તે હવે તમારી આવી રૂડી શિક્ષાથી મારા મન ઉપર એટલી બધી અસર થઇ છે કે એ લોકોની અરુચતી રીતભાતો તદન છોડી દેવાનો મેં હમણાજ દૃઢ નિશ્ચય કર્યો છે. તમારા આ અલ્પ વખતના મેળાપથી મને આટલો બધો લાભ થયો છે, તો પછી હવે કેટલો થશે? એ વિષે વિચાર કરતાં મારા દીલમાં હર્ષ માતો નથી. હું તમારી સદાની આભારી થઇ છું.

દેવબાઇ—રતનબાઇ, તમે સદ્વિવેકી છો. ને વળી મારી વાતોથી તમને લાભ થયો, એ તમારી ઉત્તમ બુદ્ધિની નિશાની છે. તમે મારી વાતોનું ભુષણ રાખીને મને ઘણુ માન આપો છો. તેથી વળી મને મોટો હર્ષ થાય છે.

એ રીતે સરસ્વતિના ઉત્તસંસ્કાર વાળી બંને નવી સખીઓ વાતો કરીને છુટી પડી. પણ તે પહેલાં તેમના મનમાં અન્યો અન્ય નિર્મળ પ્રીતિનું બીજ રોપાઇ ચૂકયું હતું, તે દિન પ્રતિદિનના મેળાપથી વધે ગયું ને છેવટ તેનાં સ્વાદિષ્ટ ફળ તેમણે ચાખ્યાં. રતનબાઇના વિચાર સુધરવાથી માણેકશાહ ઝવેરી અને તેના વચ્ચે નિર્મળ પ્રીતિ બંધાઇ. અને તેમનું સંસાર નાવ ખરેખાત ખરાબાની ખાઇમાં પડતાં બચી ગયું. એ પરાક્રમ દેવબાઈનું જાણીને માણેકશાહે પંડિતના કુટુંબ તરફ વધારે પ્રીતિ અને મમતા દેખાડવા માંડી. ધંધા રોજગારમાં પણ બંને મિત્રો એક બીજાને વધારે મદદગાર થયા; અને બંને જણના ભેગા ઉત્સાહથી તેમને ધનની પણ ઠીક પ્રાપ્તિ થઇ. એટલુંજ નહિ પણ દેવબાઇ અને રતનબાઇની સલાહથી તેમણેજ આગેવાની કરીને પાછળ કહેલી “ધી ફીમેલ એજ્યુકેશન સોસાઇટી” સ્થાપિ હતી.

પ્રિય વાંચનાર, એ બધા પ્રતાપ વિદ્યાની કેળવણીનાજ સમજવા. તેમાં પણ સ્ત્રીઓને કેળવણી આપવાનો મહિમા તો ઘણો મોટો સમજવો. સઘળા દેશોની આબાદાનીનો મૂળ આધાર સ્ત્રીઓની કેળવણી ઉપર રહેલોછે. આપણો દેશ અસલના વખતમાં ઘણોજ આબાદ અને સુખીઓ હતો, તે ભણેલી સ્ત્રીઓના પ્રતાપવડેજ હતો, એમ કહીએ તો પણ ચાલે. અને હમણાં હિંદની અધમદશાનાં મૂખ્ય કારણો તપાસીશું તો સ્ત્રી કેળવણીની અછત શિવાય બીજાં થોડાંજ મળશે. જૂઓ કે સ્ત્રી-પુરૂષો નાનપણમાં પોતાની માતાની સંભાળ હેઠળ ઘણો ખરો વખત રહીને મોટાં થાય છે. માતાની બુદ્ધિ અને હૃદય કેળવાયેલાં હોય તો છોકરૂં સારૂં બુદ્ધિવાન્ નીવડે છે. કેમકે બાળપણમાં તેના કુમળા મગજ ઉપર સારા ખોટા ગુણોની જે છાપ પડેછે, તે કદી જતી નથી. માટે નાનપણમાં છોકરાંના મન ઉ-

પર સારા ગુણોની છાપ પાડવાની જરૂર છે. તે કામ ભણેલી માતાઓ જેવું ઉત્તમ રીતે કરે છે. તેવું અભણમાતાઓથી થઇ શકતુ નથી. અભણ અને અજ્ઞાન માતાઓનાં બાળકો ઘણું કરીને અભણ અને અજ્ઞાન હોવાથી તેમનામાં ઘણી જાતના અવગુણો તથા અપલક્ષણો ભરાઈ પેસેછે. તે જન્મ પર્યંત ટકી રહે છે. એવી માતાઓથી ઉછરેલી પ્રજા પોતાની જાતનું કલ્યાણ પણ ન કરી શકે, તો પછી દેશની આબાદાની શી રીતે વધી શકે ? તે સમજવું કાંઇ કઠણ નથી. કેટલાક જણ કહે છે કે–સંસાર સુધારો, રાજદ્વારી સુધારો તથા હુન્નર કળાનો વધારો કરવાથી દેશ આબાદ અને સુખી થઇ શકે. પણ અમે તો કહીએ છીએ કે પ્રથમ સ્ત્રી કેળવણીનો સુધારો તથા વધારો થયા શિવાય દેશની આબાદાની કે સુખ વધી શકે નહિ. સર્વ સુધારાનું મૂળ સ્ત્રી કેળવણીજ છે. માટે જો તે સતેજ હશે, તો બીજા સુધારા પોતાની મેળે આપો આપ પ્રગટ થશે. એટલો બધો સ્ત્રી કેળવણીનો પ્રતાપ છે, તેનું પરિબળ છે, તેની ફળરુપતા છે, અને તેના ગુણોની માધુર્યતા છે. પ્રખ્યાત નેપોલિયન બોનાપાર્ટને એક જણે પુછ્યું કે તમારો ફ્રાન્સ દેશ એઠ કેમ થયો? તેણે જવાબ દીધો કે–"અમારા દેશને તથા અમને સઘળાને આર્વ. ઉંચ સ્થિતિમાં અમારી જનેતાઓએજ આણ્યા છે." આ અનુભવી અને માતબર પુરૂષના કહેવામાં કેટલુ સત્ય છે ? તે હમણાં આપણે ઇંગ્લાંડ અને અમેરિકા વગેરે દેશોથી પ્રત્યક્ષ રીતે જોઇએ છીએ. એ દેશની સ્ત્રીઓ વિદ્યારૂપી અમૃત જળનું પાન સંકટ વેઠીને પણ કર્યા વગર રહેતી નથી. તો તેના પ્રતાપવડે તેઓ પોતાનાં સંતાનોની હૃદયત્વરતી ઉપર જ્ઞાનસિંધુ સેહેલથી વસાવી શકે છે. તેથી એ દેશના લોકો વેપાર, હુન્નર, કળા અને રાજદ્વારી સુધારામાં ઘણા આગળ વધીને અત્યંત વૈભવ ભોગવે છે. ત્યારે શા માટે તેમની મા-

કેમ આ દેશની સ્ત્રીઓને વિદ્યાની કેળવણી નહિ આપવી! બુદ્ધિમાં અને બીજા ગુણોમાં સ્ત્રી લગભગ પુરૂષોની બરાબરી કરી શકે છે. તેના અનેક દાખલા આપણી નજર આગળ પડેલા છે. અન્ય દેશોના ઇતિહાસ ભણી નજર નહિ કરતાં આપણા પોતાનાજ દેશની જૂની તવારિખો તપાસીશું તો પ્રાચીનકાળમાં આર્ય રમણિઓને વિદ્યાની ધુનમાં વિદ્વાન પુરૂષોની બુદ્ધિને પણ જાગૃત કરે તેની સત્ય ગર્જના કરતાં આપણે જોઇશું. જૂવો બ્રાહ્મણની કન્યા ગાર્ગીએ જનક રાજાની સભામાં મોટા મોટા ઋષિઓની સાથે વિદ્યામાં વાદ કરીને તેમનો પરાભવ કર્યો હતો. મંડનમિશ્ર નામના વિદ્વાનની સ્ત્રી સરસ્વતીએ શંકાચાર્ય જેવા સમર્થ પંડિતની સાથે રસ શાસ્ત્રમાં વાદ કરીને પોતાના પતિનો બચાવ કર્યો હતો. ધર્મ રાજાની પત્ની કુન્તીએ પોતાના સ્વામિને ગાદીએ બેસતી વખતે તથા લડાઇમાં જતી વખતે રાજનીતિ તથા યુદ્ધનીતિ વિષે ઘણી સારી શીખામણ દીધી હતી. અજ્યોદ્ધાના રાજા રામચંદ્રજીને સીતા પાછી આપવા વિષે રાવણને તેની સ્ત્રી મંદોદરીએ ઘણો સારો ઉપદેશ કર્યો હતો. શાહબુદ્દીન ગોરીની સામે લડવા જવા પૃથુરાજને તેની સ્ત્રી સંયુકતાએ ખૂબ ઉશ્કેર્યો હતો. તેજ પ્રમાણે ભામગી નામની સ્ત્રીએ ન્યાય શાસ્ત્ર સબંધી ગ્રંથ લખ્યા છે. નામી નામની સ્ત્રીએ વિધવાવસ્થાનાં દુઃખ વિષે ઘણું અસર કારક નાટક રચ્યું છે. શંકાચાર્યની પુત્રી લીલાવતીએ ગણિત શાસ્ત્રનો ગ્રંથ લખ્યો છે. કગ જોશીની પુત્રી બડળી, જ્યોતિષ વિદ્યામાં પ્રવિણ હતી. તેમજ સીતા, પાર્વતી, દ્રૌપદી, રૂક્મિણી અને અહલ્યા ઇત્યાદિ સતી રત્નોએ પોતાની ઉત્તમ બુદ્ધિ અને પરાક્રમવડે પોતાના મહાન ગુણોની ઓળખાણ જગતના લોકોને આપી છે. વળી વીરભૂમિ રજપૂતાના તરફ નજર કરીશું તો યુદ્ધના રણમાં કોમળ અંગપર સખ્ત લોઢાના બખ્તર પેહેરીને તથા

હાથમાં શસ્ત્ર પકડીને વીર પુરૂષોના સામે લડનાર કર્મદેવી, દુર્ગાવતી અને કર્ણવતી જેવી ઘણીક વીરાંગનાઓ મળી આવશે. રાજદ્વારમાં પેસીને જોઇશું તો મહારાણી ઇલિઝાબેથ, રજીઆ બેગમ અને હમણાં આપણા ઉપર રાજ્ય કરનાર મહા કુશળ રાજનીતિજ્ઞ, પ્રતાપી અને ધાર્મિક રાજમાતા મહારાણી શ્રી ૧૦૮ વિક્ટોરીઆ વગેરે ઉત્તમ સ્ત્રીઓનાં ચરિત્ર આપણને સાનંદાશ્ચર્ય ઉપજાવે તેવાં મળશે. શિવાય હાલનાં ઇંગ્લાંડ અને અમેરિકા વગેરે સુધરેલા દેશોમાં ફરીને તપાસ કરીશું તો પ્રખ્યાત પંડિતા મિસ મેરી કાર્પેન્ટર જેવી ઘણીક વિદ્વાન સ્ત્રીઓનાં આપણને દર્શન થશે. એ દેશની સ્ત્રીઓ હમણાં ઘણી ઉંચી કેળવણી લેઇને ઘણાં ભારે કામ કરવા લાગી છે. કેટલીક કાયદાનો અભ્યાસ કરીને વકીલ-બારીસ્ટરનો ધંધો કરે છે. કેટલીક વૈદ્યક વિદ્યામાં પ્રવિણ થઇને મોટા દાકતરની પદવીઓ પામી છે; કેટલીક મોટા ને ઉપયોગી ગ્રંથો બનાવીને પ્રસિદ્ધ કરે છે; કેટલીક માસિક ચોપાન્યાં તથા વર્ત્તમાન પત્રો ચલાવે છે. અને કેટલીક તો ધર્માચાર્ય થઇને ધર્મોપદેશકનાં કામો કરવા લાગી છે. એ રીતે સ્ત્રીઓ બુદ્ધિ બળમાં તથા બીજા કેટલાક ગુણોમાં પુરૂષોની બરાબરી કરી શકે છે; એવું ઉપરના ઉદાહરણોપરથી સર્વેની ખાત્રી થઇ ગઇ હશેજ. ત્યારે હમણાં આપણે શામાટે સ્ત્રીઓને અભણ રહેવા દેઇ દેશને હિન દશામાં રાખીએ છીએ ! સ્ત્રીઓને કેળવણી નહિ આપવા બાબત કેટલાક અણુ સમજુ માણસો એક ઘણીજ લુલી દલીલ રજુ કરે છે તે કેવળ હસવા જેવી છે. તેઓ કહે છે કે સ્ત્રીઓને ભણાવ્યાથી તે અનાચારી થાય છે. અમે તેમને પુછીશું કે-ત્યારે શું ! અભણ સ્ત્રીઓમાંની કોઇ પણ અનાચાર કરતી નથી ? જે સ્ત્રી બુદ્ધિ ભ્રષ્ટ થાય છે, તે તો ભણેલી હો, વા અભણ હો; પણ થાય છે. તોપણ અભણ કરતાં ભણેલીને ભ્રષ્ટ થવાનો સંભવ ઘણો

થોડા છે; એ વાત નક્કી છે. માટે સ્ત્રીઓને અવશ્ય વિદ્યાની કેળવણી આપવી જોઇએ. પદાર્થ મૂળ ગમે તેવો હોય, પણ તે કેળવાએલો હોતો નથી, તો તે સારો લાગતો નથી. વિદ્યા મેળવવી તે કાંઇ અર્થ (પૈસા ) કમાવા માટે નથી. વિદ્યા જાતેજ મોટું ધન છે. બીજાં પ્રાણી જન્મ સ્વભાવ અથવા અજ્ઞાનથીજ કર્મ કરે છે. પણ માણસ તો સ્વભાવ તથા બુદ્ધિ એ બેથી કામ કરે છે. સ્વભાવ ને બુદ્ધિના અંકુશમાં રાખવાની જરૂર છે. તેમ બુદ્ધિને ખૂબ કેળવી તેજસ્વી કરવાની જરૂર છે. એ ખોટ તન અને મન (હૃદય)ની કેળવણીથી પૂરી પડે છે. મિતાહાર અને કસરતથી શરીર કેળવાય છે. અને અનુભવ, વિચાર તથા યુક્તિઓથી મન કેળવાય છે. બધા કરતાં મનની કેળવણીની વધારે જરૂર છે. કેમકે હૃદયના ભાવથી ઉમંગે કરેલું કામ ઘણું ફળદાયક છે.

ફક્ત લખતાં વાંચતાં આવડ્યું એટલે તે કેળવણી લીધી, એમ કેટલાક જણ માને છે, પણ એ ખોટું છે. ત્યારે ખરી કેળવણી કોને કહેવી ? સાંભળો. સૃષ્ટિની રચના, જગતના તથા સ્વદેશના પ્રાચીન અને અર્વાચીન લોકોની સ્થિતિ, રીતભાત, માનવ ધર્મ, નીતિ અને દુનિઆંદારીનું વ્યવહારિક જ્ઞાન ઇત્યાદિ વિષયોનું જે જ્ઞાન મેળવવું; તેનું નામ કેળવણી. એવા જ્ઞાનથી માણસ પરમેશ્વર ને ઓળખે છે, અનીતિથી દૂર રહે છે, અને પુન્ય તથા પરમાર્થનાં કામ કરી શકે છે. સુઘડતા, મર્યાદા, વિવેક અને ધૈર્યતા એ વગેરે કેટલાક ગુણ તેનામાં આવે છે. તથા સત્ય, સુખ શામાં છે ? તે સારી પેઠે સમજે છે. એ સર્વ વિદ્યાની શોધ કેળવણીથીજ બને છે, માટે તે દરેક માણસે લેવી જોઇએ. માણસ શબ્દમાં પુરૂષ અને સ્ત્રી એ બંને છે. બંને જણ આકાર, લાગણી અને સમજણમાં ઘણીખરી વાતે સરખાં છે, માટે પુરૂષની માફક સ્ત્રી પણ જ્ઞાનબળમાં ઘણી વધી

શકે છે. ભણેલી સ્ત્રીથી સંસાર એક રમણિય બાગ સરખો લાગેછે. સંસારના અનુભવથી જેઓ છેક અજાણ્યા છે, અને કેળવણીના ગુણોનો સ્વાદ જેમણે ચાખ્યો નથી, તેઓજ સ્ત્રી કેળવણીના પવિત્ર મંદિરને તોડવા ઇચ્છેછે.

કેળવણીના ગુણોથી જાણીતાં અને કેળવણી પામેલાં માબાપોની ઉંડી અક્કલ, ખંત અને આગ્રહથી દેવબાઈ અને રતનબાઈ કેળવણીનો લાભ લેવા પામી હતી. તેથીજ તેમનામાં ઘણી ઉંચી બુદ્ધિ વસી હતી. અને હમણાં તેમનો સંસાર ઘણો સુખદાઈ દેખાતો હતો- રતનબાઇની બુદ્ધિમાં નહિ પણ સ્વભાવમાં જે થોડોક તફાવત હતો. તે દેવબાઇનો સમાગમ થતાંજ સુધરી ગયો હતો. તે આપણે પાછળ જોઈ ગયા છીએ. તે પછી રતનબાઇને પેટ એક રૂપવંતી પુત્રીનો પ્રસવ થયો હતો. એમ એ બંને સખીઓને મણિ તુલ્ય પુત્રીઓ પરમેશ્વરે આપી હતી. તેથી હમણાં તેઓ પુત્ર સમાન લ્હાવો પોતાને મળ્યાનું માનીને તેમને ભણાવી ગણાવીને વિવેકી તથા બધી વાતે અખત્યાર કરવા ઉમંગ પૂર્વક મંડી હતી. પણ અફસોસની વાત કે એ પુત્રીઓના લગ્ન સંબંધી મન ગમતા કોડ તેઓ પૂરા કરી શકી નહોતી. આપણે પાછળ જોઈ ગયા છીએ તેમ દેવબાઇ પોતાની પુત્રી કુંવરબાઈના બાળલગ્નથી ઘણી નારાજ થઈ હતી. તેજ પ્રમાણે રતનબાઈ પોતાની પુત્રી સીરીનબાઈ ઊમ્મર લાયક થઈ ગયા છતાં કુંવારી રહેવાથી સંતાપમાં પડી હતી. એ ચિત્ર તો આપણે હવે પછી જોઇશું.

કુંવરબાઇને સાસરે વોળાવ્યા પછી તે ત્યાં જઇને પોતાની વિદ્યાનો તથા ઉંચ ગુણોનો કેવો પ્રકાશ પાડે છે? તે જોવા સારૂ કેટલોક વખત થોભવાની આપણને જરૂર હતી. તેથી અત્યાર સુધી આપણે ઘણીએક આડી સેઢી વાતોમાં વખત ગુજાર્યો. અને તેમ કરતાં ચો

કુંવરબાઇને સાસરે ગયે પણ એક વર્ષ વીતી ગયું. અહો! વખત કેવો ચપળ છે? જોતા જોતામાં એક વર્ષ આપણી નજર આગળથી કોણ જાણે કેવી રીતે ચાલ્યું ગયું! તેની કાંઇ ગતાગમ પડી નહિ. વખતની ચપળતાજ એવી અજાયબ જેવી છે. વળી તે જેટલો ચપળ છે, તેટલો મોઘો પણ છે. એ વિષે ઇંગ્રેજીમાં પણ કહ્યું છે કે–"Time is even more valuable than money." એટલે વખત પૈસા કરતાં પણ ઘણો મોઘો છે. માટે આપણે નકામો વખત નહિ ગુમાવવાની ખૂબ કાળજી રાખવી જોઇએ. ચાલો હવે કુંવરબાઇના સૌભાગ્ય તરફ આપણે નજર કરીએ.



## પ્રકરણ ૬ ઠું.

### " સોબતે અસર, ને તુખમે તાસીર. "

કુંવરબાઇના સ્વામિ તે દિનમણિના દીકરા સુખદેવનું થોડુંક બાળચરિત્ર પ્રથમ જાણવું જરૂરનું છે. આગળ કહેવામાં આવ્યું છે કે–સુખદેવ તેના માબાપને પેટ એકનો એક પુત્ર હોવાથી અઘટીત લાડમાં તે ઉછરતો હતો. તેથી કુસંગતિમાં રહીને દુરાચરણી થતો હતો. દિનમણિ જેવા કુળવાન ગૃહસ્થનો એ લાડકવાયો પુત્ર ઘોડીઆમાં નહિ ઝડપાવાથી તેને ઘણો ખેદ થતો હતો. તેથી કેટલીક મેહેનત કરીને કુંવરબાઇના સાથે તેનો વિવાહ સંબંધ જોડયો હતો. અને ૭ વર્ષ પૂરાં થઇને સાતમુ વર્ષ બેસતાંજ શાસ્ત્ર પ્રમાણે તેને ઉપવિત ધારણ કરાવીને પરણાવવામાં આવ્યો હતો. સુખદેવ મૂર્ખ અને બદફેલી છોકરાઓની સોબતમાં પડીને દુર્ગુણી તથા રમતીઆળ થઇ ગયો હતો. તે જે જે રમતો રમતો હતો, તે બધીના બે વર્ગ બાંધી શકાય. પેહેલા વર્ગની રમતોમાં મુખ્ય ગેડી–દડા, ગીલ્લી–ડંડા અથ-

વા મોઈડંડા, અગરપાટ, ઝાડ ઉપર ચડવાની તથા પાણીમાં તરવાની, લખોટીઓ અને ભમરડા રમવાની, ઇત્યાદિ રમતો હતી. અને બીજા વર્ગની રમતોમાં મુખ્ય સોગટાંબાજી, ગંજીફા અને શેતરંજની તથા જુગાર રમવાની હતી. આ બધી રમતો શરીરને કસરત આપનારી તથા બુદ્ધિના ઉપયોગવાળી હોવાથી જો કે તે શરીરની આરોગ્યતા વધારનાર તથા બુદ્ધિને કેળવનાર છે ખરી, તોપણ તે યોગ્ય હદમાં હોય તોજ લાભ આપી શકે. નહિ તો ઉલટું નુકશાન કરેછે. તેમાં જૂગારની રમતને તો જગતે પણ ઘણીજ નિંદ્ય ગણી છે, તે યથાયોગ્ય છે. સુખદેવ ઉપરની બધી રમતોનો હદ ઉપરાંત શોખીન હતો તેમાં પણ બીજા વર્ગની રમતો ઉપર તેનો પાર વિનાનો પ્રેમ હતો. અને જૂગારની રમતો તેના જીવસાટાની હતી. એવી હારજીતની રમતોમાં આશા અને નિરાશા વચ્ચે મનને ઘણીવાર લટકતું રાખવું પડે છે તેથી તેની અસર મન ઉપર ઘણીજ ખરાબ થાય છે. અને ઘણા દુર્ગુણો એ દ્વારે દીલમાં દાખલ થઈ શકે છે સુખદેવના બધા મિત્રો જૂગારી અને લફંગા હતા. તેમના ભેગો તે પોતાનો ઘણો ખરો વખત ગુજારતો હતો. જો કે તેને તેના માબાપે કેટલીક આનાકાની કરતાં પણ ગુર્જરશાળાઓમાં હાલ ચાલતાં છ ધોરણોમાંના ચોથામાં પાસ થયા પછી ઇંગ્રેજી નિશાળમાં ભણવા મૂકયો હતો. પણ ત્યાં તે બરોબર અભ્યાસ કરી શકયો નહિ. અને છેવટે ઇંગ્રેજી જરા બોલતાં લખતાં આવડયું કે તુર્ત નિશાળ છોડીને ઘર આગળ નજીવાં કામોમાં અને બહાર કુટિલ દોસ્તોમાં વખત ગુમાવવા લાગ્યો. તે બુદ્ધિએ તો ચંચળ હતો, અને વળી કોઇપણ વાત તેને પ્રતિકૂલ નહોતી, તેથી જો તેનાં માબાપે કે તેણે પોતે મનપર લીધું હોત, તો નિશ્ચય તે કોઈ ઉંચા ધોરણની પરિક્ષામાં ફતેહમંદ નીવડત. પણ લાડને લીધે તેની મરજી વિરૂદ્ધનું એ કામ કરાવવું તેનાં માતા પિતાને

પરવડયું નહિ. તેમ તેને પોતાને તથા તેના મુખ્ય મસ્તીઆ મિત્રોને તો એ વાત પ્રતિકૂલજ હતી. તેથી તે કામ કેમ બને ? તેની મા લાડકોર જરા ડાહી હતી, તેથી તે જાણતી હતી કે છોકરો અજ્ઞાન રહીને કુમાર્ગે ચઢયાથી ખરાબ થશે. અને આગળ જતાં તેની માઠી દશા થશે. પણ તેનો અટકાવ કરવાને તે અશક્ત હતી. કેમકે નાનપણથી લાડમાં મોંઢે ચઢાવેલો છોકરો જરા મોટો થયા પછી તેને બીલકુલ પત કરતો નહોતો. ને મરજીમાં આવે તે પ્રમાણે વર્તતો હતો. તેનો બાપ દિનમણિ સંસ્કૃત સારૂ ભણેલો હતો, પણ અસલી વિચારનો હતો તેથી "ઇંગ્રેજી ન ભણ્યો તો ખેર. આપણે ક્યાં નોકરી કરવા જવું છે ? પણ આપણો બ્રાહ્મણનો અવતાર રહ્યો, માટે થોડું ઘણું સંસ્કૃત શીખે તો સારૂ." એવું કહીને તે ઉપદેશ કરતો હતો. પણ સુખદેવને મન તો જાણે એ બધુ પથ્થર ઉપર પાણી રેડયા જેવું હતું. કેમકે ગમે તેવા ઉપદેશની અસર હમણાં તેના ભમી ગયેલા ભાન ઉપર થવાની વાત ઘણી દુર્લભ હતી. તે છતાં ન ચાલે તેણે મહિમનનો પાઠ અને ગાયત્રીનો મંત્ર પાઠે કરી રાખ્યો હતો. બાલ્યાવસ્થાનો મોંઘો વખત એવી રીતે વ્યર્થ ગુમાવતાં તેની ઉમ્મર યુવાવસ્થાની છેક નજીક જઇ પોહોચી, પણ દિનમણિના દીકરાનું ડહાપણ અજ્ઞાન રૂપી અંધકારને ભેદી પેલીપાર જઇ શકયું નહિ.

કુંવરબાઇએ સાસરે જઇને જોયું, તો તેણે કદી નહિ ધારેલું ભવિષ્ય ભાળ્યું. સાસુજી ગુજરી ગયાં હતાં, ને સસરાજીને ઘરડપણ આવ્યું હતુ; એ બે વાત તો તેની અજાણી નહોતી. પણ પતિ નઠારી સોબતમાં પડીને આડે માર્ગે ચાલી બાપે સંપાદન કરેલી દોલત ગેર રસ્તે ઉડાવે છે, એ મહા દુઃખની વાત તેના જાણવામાં નવીજ આવી. તેથી પ્રથમ તો તેનું મન જરા ચમકયું ખરૂ. પણ પછી થોડીવારમાં ધીરજ પકડીને પોતાના મનને દીલાસો આપ્યો કે—"કાંઈ

ફીકર નહિ. ઇશ્વરની કૃપા હશે, તો સર્વ સારાં વાનાં થશે. બીજી સ્ત્રીઓની માફક હું પણ રડીનેજ રહું, તો પછી સરસ્વતીની શેવાનું સાર્થક શું ? મારી જનેતાના શિક્ષણનું ભૂષણ શું ? તથા મારી બુદ્ધિ અને ધીરજની પરિક્ષા શી ? માટે ઊત્તમ માર્ગ તો એજ છે કે ધીરજ ધરીને હવે પતિને હરેક ઉપાયે સુધારવા મારા બુદ્ધિબળનો ઉપયોગ મારે કરવો જોઇએ. તે છતાં પણ જો કદાચિત નસીબ લાગી નહિજ કે, તો પછી સુખ દુઃખ વિધાત્રાએ કર્મે જે લખ્યું હશે, તે ભોગવ્યા શિવાય છુટકો નથી.", એવો સંકલ્પ કરીને સુખદેવને સુધારવા કુંવરબાઇએ ઘટતા ઉપાય અજમાવવા માંડ્યા. પ્રથમ તેને પસંદ પડતી હાસ્યવિનોદની વાતોથી હસાવીને તથા અનેક પ્રકારનાં નખરાં અને હાવ ભાવ બતાવીને તેનું મન હરી લીધું. પછી સુશિક્ષિત શબ્દોરૂપી બાણ પોતાના મુખ દ્વારમાંથી કાઢીને તેના પ્રહારથી તેનું વજ્ર હૈયું ભેદવા માંડ્યું. સુનીતિનાં શાસ્ત્રોમાંના સદ્બોધવડે અજ્ઞાનરૂપી અંધારાનો પડદો ઉંચો કરીને તેના મનમા વસેલી શ્યામરંગની છાયા ઉપર બુદ્ધિનું તેજ પાડવા માંડ્યું. તેની હૃદય ભૂમિ ઉપર સદાચરણરૂપી ગુલાબનાં સુગંધમય વૃક્ષો રોપીને તેને પ્રીતિરૂપી ગંગા નદીના નિર્મળ નીર જેવું સ્વચ્છ પાણી પાવા માંડ્યું. કુપાત્ર મિત્રોની સંગત છોડાવીને પવિત્ર પુસ્તકોમાં ચિત્ત પરોવવાની પેરવી કરવા માંડી. અને કાગળનાં નાવ બનાવીને રમવા વગેરે બાલ્યકાળની રમતો છોડાવીને ધ્વર સૂત્રરૂપી તૈયાર નાવમા બેસીને સંસાર સાગરની સેલ કરવાની સલાહ તે આપવા લાગી. આટલું કર્યા છતાં પણ પરિણામ સારૂ આવે તેવો સંભવ કુંવરબાઇને જણાયો નહિ. તોપણ તે નિરાશ થઈ નહિ. ને પોતાનો સત્ય ઉદ્યોગ જારી રાખ્યો. સુખદેવના મનને તો એ બધો વેપાર કાંટાની માફક ખુચતો હતો. તેમ પોતાના ચિત્તને અનુકૂળ પડે તેવી સ્ત્રી નહિ મળ્યાથી તે પોતાને કમભાગ્ય સમજતો હતો.

પતિ તરફનું ગમે તેવું દુઃખ સહન કરીને કુંવરબાઇએ લીધેલી મેહેનતનું થોડુંક ફળ કેટલોક વખત વિત્યા પછી માલુમ પડયું તે એજ કે રહેતે રહેતે સુખદેવે મુર્ખ મિત્રોમાં રહેવાનો પ્રસંગ કમી કરીને ઘર–સંસારમાં થોડુંક લક્ષ આપવા માંડયું હતું. આટલું નાનું સરખુ પરિણામ પણ કુંવરબાઇને આશા અને ધીરજ આપનારૂ હતું. દિનમણિ તો પુત્રનાં અયોગ્ય અને બેશરમાં કર્મોથી કંટાળીને તેનાથી છેટેજ રહેતો હતો. એ પ્રમાણે કુંવરબાઇની સંસાર•મુસાફરીના પેહેલાજ અધ્યાયમાં દુઃખ દાયક ચરિતનું દર્શન થાય છે. અને બીજો અધ્યાય તો એ કરતાં પણ વધારે વિચિત્ર અને ભયંકર છે.

એક દિવસે સુખદેવ કાંઇ કામ પ્રસંગે ઘણે છેટેના એક ગામે ગયો હતો. ત્યાં ચાર પાંચ દિવસ રહીને પાછા આવતાં રસ્તામાં એક અબધુત જોગીનો ઢોંગ કરીને બેઠેલો કિમિઆગર મળ્યો. તેણે પ્રથમ પોતાની ચપળતાવડે કેટલાક ચમત્કાર કરી દેખાડીને તેનું ચિત્ત હરી લીધું, અને પછી કહ્યું કે હું આ બધી વિદ્યા કામરૂદેશમાં શીખી આવ્યો છું. અને બીજી વધારે વિદ્યા શીખવા પાછો ત્યાં જવાનો છું. માટે તારે પણ એ વિદ્યા શીખવી હોય, તો મારાસાથે ચાલ. અજ્ઞાન અને એવી જૂઠી વિદ્યાના લોભી સુખદેવે તે સઘળુ ખરૂ માન્યું, અને ખોટી લાલચમાં લપટાઇને પોતાની નાત જાતનો કે ઇજત આબરૂનો તથા ઘરબારનો કાંઇ પણ વિચાર કર્યા વગર એ વેષધારી જોગી સાથે એક ચેલા તરીકે પરદેશમાં તે જતો રહ્યો ગુરૂ–ચેલો બંને જણ ફરતા ફરતા છેક નેપાલના મુલકમાં જઇ પોહોચ્યા. ત્યાં સુધી ગુરૂના ઢોંગની વાત ચેલો સમજી શકયો નહિ. કામરૂ દેશની અલૌકિક વિદ્યા શીખવાની આશાના ઊમંગમાં આ શ્રીમંતનો લાડકવાયો છોકરો જોગીની પાસે રહીને જે દુઃખ ભોગવતો હતો, તે દુઃખની વેદના છેકજ ભુલી ગયો હતો, પરંતુ જ્યારે તેઓ

નેપાલમાં પોહોચ્યા, અને ત્યાં તેણે જાણ્યું કે લોકોમાં કહેવાતા કામરૂદેશની તથા ત્યાંની વિદ્યાની વાતો બધી પોગળ છે. ત્યારે તેને જોગીની માફક રહેવાના દુઃખની વેદના થવા લાગી હતી. અને ત્યારેજ એ જોગીના ઢોંગની વાત જાણીને તેનો સંગ છોડી નાસી જવાની તેની મરજી થઈ હતી. ઉમંગને લીધે માણસના મન ઉપર કાંઇ પણ દુઃખની અસર થતી નથી. તેનું આ એક દ્રષ્ટાંત ધ્યાનમાં રાખવા જોગ છે. સુખદેવ હવે કંટાળીને પેલા ઢોંગીની સેવામાંથી નીકળી જવાનો લાગ ખોળતો હતો તે તેને મળ્યો. એક દિવસે ગુરૂ કોઇ છેટેના તળાવ ઉપર સ્નાન સંધ્યા કરવા સારૂ ગયેલો હતો. એ અવસરનો લાભ લેઇને તે છાનો માનો ત્યાંથી નીકળી ગયો. અને નાસીને રખડતો રઝળતો બંગાળામાં આવ્યો. પણ ત્યાંથી હવે કયાં જવું; એ વાતના વિચારમાં તે પડયો. એક આબરૂદાર શ્રીમંતનો પુત્ર હોઇને જોગીની સાથે નીકળી ગયા પછી ઘેર પાછા જવું તે ઘણુંજ શરમ ભરેલું તથા એક ભણેલી સ્ત્રીના ફંદામાંથી એકવાર છુટયા પછી ફરીથી તેમાં પડવું, એ બે વાતો તેને માથાના ઘા જેવી લાગી. વળી પોતાની પાસે કેટલાક કીમતી દાગીના હતા, તે બધા પેલા ઠગ ગુરૂએ પડાવી લીધા હતા. તેથી તેને ખાવા સારૂ એક ફુટી બદામ સરખી પણ પાસે રહી નહોતી. માટે હવે કયાં જવું, અને પોતાના પેટનું પોષણ શી રીતે કરવું. એ વાતના ગભરાટમાં પડીને પોતાની મૂર્ખાઈ વિષે તે હવે પસ્તાવા લાગ્યો પણ એવા પસ્તાવામાં ઘણી વાર સુધી પડી રહેવાને તેને પાલવે તેવું નહોતું. કેમકે હમણાં તેને અન્ન વગર ત્રણ ચાર દિવસના લાંઘા થયેલા હતા. પાસે પૈસા તો નહોતાજ, પણ વસ્ત્ર સરખુએ નહોતું. કે તે વેચીને ખાવાનું લાવે. હવે તે શો ઉપાય કરે! ઉપાય માત્ર ભીખ માગીને પેટ ભરવા શિવાય બીજો નહોતો. પણ ભાગ્યશાળીના

પુત્રને ભીખ માગતાં ઘણી શરમ આવતી હતી. તેથી તેમ પણ બને તેવું નહોતું. ભૂખ એવી તો કકડીને લાગી હતી કે-ગમે તેવું હલકું કાચું અનાજ તેના મોં આગળ મૂક્યું હોય તો તે પાંચ પકવાન સમાન ગણીને ખાઇ જાય. "અન્ન સમા પ્રાણિઆ." એ કહેવત તેને હમણાં ખરી લાગી હતી. ભૂખને લીધે મોં વિલાઇ ગયું હતું, આંખોમાં ઊંડા ખાડા પડી ગયા હતા, અને શરીરે શન્નિપાત થયા જેવું થયું હતું. તેનું કાળજુ હમણાં તો જઠરાગ્નિનો ખોરાક થઇ પડયું હતું. તેથી તેના અંગની રગો ઘણી ખેંચાતી હતી. શરીરમાંનું કૌવત કમી થવાથી તમામ ગાત્રો નરમ પડી ગયાં હતાં. ત્રણ ચાર દિવસના અપવાસની અસર તેના શરીર ઉપર એટલી બધી થઈ એ વાત આ દેશમાં ધર્મને બ્હાને ઘણા દિવસ સુધી અપવાસ કરનારાઓના મનને જરા અતિશયોક્તિ જેવી લાગશે ખરી. પરંતુ તેમણે જાણવું કે ધર્મને બ્હાને અમૂક ફળ મળવાની શ્રદ્ધા રાખીને જાણી જોઇને ખુશીથી અપવાસ કરનારના મન ઉપર ભૂખની જેટલી અસર થાય છે, તેના કરતાં ક્ષુધાને સંતોષવાની સંપૂર્ણ ઇચ્છા, હોય છતાં જ્યારે અન્ન મળતું નથી, ત્યારે તેની અસર અતિશય દુઃખ કરતા થઇ પડેછે. એ વાત ઘણા જનોને અનુભવ સિદ્ધ થયેલી હશે. અન્નને માટે ક્ષુધાની માગણી છતાં તે ન મળવાથી માણસ શું કરે છે? તે થોડા વખત ઉપર મદ્રાસ ઇલાકામાં પડેલા ભયંકર દુકાળની વેળાએ ઘણા ખરા જનોને જાતે જોવાનું બન્યું હતું. એ દુકાળના ભોગ થઇ પડેલાં કેટલાંક સ્ત્રી-પુરૂષોને જ્યારે અન્ન મળવાનો એકે આરો ન રહ્યો, ત્યારે છેવટે કાયર થઇને પોતાનાં પ્યારાં બચ્ચાંઓનો અન્નને ઠેકાણે આહાર કરવા લાગ્યાં હતાં. કેવી નિર્દયતા! ભૂખને ભુંડી કહેનારાઓની શી ભૂલ?

એ રીતે સુખદેવ ભૂખના દુઃખની મહા વેદનામાં આવી પ-

ડચો હતો. પણ એવી હાલતમાં તેને ઝાઝો વખત રહેવું પડયું નહિં. કિડીને કણ અને હાથીને મણ આહારનો નિયમ બાંધી આપનાર પરમેશ્વર જેવો દાતાર ગમે તેવા ઘેહેલા નિરાશ્રિતને પણ હરેક પ્રકારે વખતસર શેર આટો લાવી મેળવે છે. તેના ઘણા દાખલા છે. આફ્રિકાખંડના એક વેરાન રણમાં પાણી વગર ટળવળીને મરણની પથારીએ સુતેલા અલીબેગ નામે જાણીતા મુસાફરને પાણીની સગવડતા કરી આપીને જીવ બચાવ્યો હતો. તથા મંગોપાર્ક નામે નામિચો ઇંગ્રેજ મુસાફર જ્યારે આફ્રિકામાં બામ્બારા દેશ । એક ગામમાં ગયો; ત્યાં તેનાથી ભય પામીને તેને કોઇએ ઉતારો ન આપ્યાથી આખો દિવસ ભૂખ્યો ને તરસ્યો એક ઝાડ તળે બેસી રહ્યો, અને ફાડી ખાનારાં જનાવરોથી ભય પામીને એજ ઝાડ ઉપર ચડીને રાત પૂરી કરવાના વિચારમાં હતો. તથા ઘણી ભય ભરેલી હાલતમાં આવી પડયો હતો, ત્યારે એવી અડીની વખતે પરમેશ્વરનીજ કૃપાથી એક ભલી હબસણે તેને પોતાને ઘેર તેડી જઇને બરદાસ કરી હતી. વળી અમેરિકાના યુનૈટડસ્ટેટસમાં ન્યુહાનોવર નામે ગામની પ્રખ્યાત લારાબ્રીજમન નામે એક આંધળી, બેહેરી અને મુગી છોડીને ભણવાની જોગવાઇ કરી આપી હતી. જુઓ કે બહારથી જોતાં તો એ બધાં કામ માણસોએજ કરેલાં દેખાય છે. પણ ઉંડો ભેદ તપાસીને જોતાં તે ઇશ્વરનીજ કૃપાનાં ફળ છે એવી ખાત્રી થાય છે. તેજ પ્રમાણે નિરાધાર થઇ પડેલા સુખદેવને તેનાં દુષ્ટ કર્મો સામુ નહિં જોતાં ઇશ્વરે માત્ર કૃપા કરીને એક સુયોગ કરી આપ્યો. સુખદેવ એક ગામની ધર્મશાળામાં પડી રહ્યો હતો, ત્યાં અનાયાસે તેના નસીબનું ઉંધુ પડેલું પાનું ફેરવવા સારૂ જાણે કોઇ મહા જોગીરાજ જાગ્યો હોય, તેમ સત્યાનંદ નામે એક સંન્યાસી ફરતો ફરતો એજ ધર્મશાળામાં આવીને ઉતર્યો. તેના પુછવાથી તેણે સુખાનદ નામે એક રમતા

રામ સાધુ તરીકે પોતાની ઓળખાણ આપી. સંન્યાસીએ તેને ઘણા દહાડાનો ભૂખ્યો અભ્યાગત જાણીને સારી પેઠે ખાવા પીવાનું આપ્યું, તેના બદલામાં તેણે સ્વામીની ઘણી સારી સેવા બજાવવા માંડી. એ રીતે કેટલાક દહાડા સુધી એજ ધર્મશાળામાં એ સંન્યાસીની મેહેરબાની હેઠળ તેને રહેવું પડ્યું હતું. તેટલા વખતમાં સંન્યાસીના મહાન ઉપદેશથી તેનું મન બ્રહ્મજ્ઞાનમાં ગળી જઈને નિર્મળ મતિના પાંજરામાં પડ્યું હતું. તેથી પાછળ કરેલાં પાપને માટે તે મહા આત્મગ્લાનિ પામ્યો હતો. પરંતુ પાછા ઘેર જવાને કે પોતાની ખરી હકીકત સ્વામીને કહેવાને તો તેના મને કબુલ કર્યુંજ નહિં. પણ તેણે નિશ્ચય કર્યો કે હવે આ જ્ઞાની પુરૂષની સાથે એક ચેલા તરીકે રહીને જીંદગી પૂરી કરવી. એકાદ માણસને ઉત્કૃષ્ટ ધર્મમાં દીક્ષિત કરવાનો સંન્યાસીને પણ મોટો લોભ હતો. તેવામાં સુખાનંદના મનની વૃત્તિ વા ખુશી જોઇને તેણે તેને એક શિષ્યની માફક સાથે રાખ્યો. પછી સ્વામીએ પોતાના હમેશના કર્તવ્ય મુજબ સ્વદેશની ઉન્નતિ કરવા માટે લોકોને સદ્બોધ આપવા જૂદા જૂદા પ્રગણાઓમાં ફરવા માંડ્યું. ફરતા ફરતા તેઓ ચાર પાંચ વર્ષે ગુજરાતમાં આવ્યા, ને ત્યાંથી ઉત્તરમાં આવેલા પ્રખ્યાત આબુગિરિની ગુફાઓમાં વસીને મહા ઉગ્ર તપ કરતા યોગી પુરૂષોની યોગ વિદ્યાથી જાણીતા થવા સારૂ તે તરફ જવા સારૂ નીકળ્યા. રસ્તામાં જતાં નવલપુર ગામ આવ્યું. ત્યાં રાત પડવાથી ધર્મશાળામાં મુકામ કરીને રહ્યા. રાતનો વખત અને સુખદેવે સાધુનો વેષ લીધેલો તેથી તેને કોઇ ઓળખી શક્યું નહિં. પણ સર્વને જોઇને બાલ્યકાળની રમત ગમતો વગેરે સૌ યાદ આવ્યાથી તેણે પોતાના અંતરનાં આંસુવડે પવિત્ર જન્મભૂમિને પ્યારથી વધાવી લીધી. આ ગુપ્ત ક્રિયા ગુરૂ જાણી શક્યા નહિં. અગરજો આટલી બધી મુદત સુધી સ્વામી પાસે રહીને સુખાનંદે વિદ્યાજ્ઞાન મેળ-

વી બ્રહ્મજ્ઞાનનાં પુસ્તકો વાંચવાથી તેનું મન સંસાર ઉપરથી ઉઠીને વૈરાગ્ય પામ્યું હતું, તેથી પોતાના પિતા તથા પત્ની વિષે હકીકત મેળવવા પ્રથમ તો તેના મને કેટલીક આનાકાની કરી પરંતુ તે વિષે તેની સ્વાભાવિક વૃત્તિ સબળ થવાથી પુછી જોયા વગર તેનાથી રહેવાયું નહિ. તેથી તેણે એક ગામડીઆ સાથે અજાણ્યા થઇને વાત ઓડે વાત ચલાવીને જુક્તિથી પુછતાં તેણે ભોળે ભાવે જણાવ્યું કે– કુંવરબાઇ અને મદિનમણિ અત્રેથી વિલાસનગરમાં જઇ વસ્યાં હતાં; પણ તે શેહેર ધરતીકંપથી નાશ પામ્યા પછી તેમનું શું થયું હશે, તે હું જાણતો નથી.' અહિં સુખાનંદના મન ઉપર સ્વાભાવિક રીતે સંસાર ભાવના છાયા તેની મરજી ઉપરાંત પડી જવાથી તે ઘણો પસ્તાવામાં પડયો. પણ હવે પાંજરામાં પડેલા પક્ષીને ઉડવાનો એકે આરો ન રહ્યાથી મનમાં પાછી ધીરજ ધરીને સંતોષ રાખ્યો. અહિં ચલાનું ચિત્ત જરા ચોરાયેલું જોઇને ગુરૂના મનને કાંઇક શંકા જેવું લાગ્યું તો ખરૂં. પણ તે વિષયમાં અજાણ ગુરૂને કાંઇપણ કારણ ન જણાવાથી ટીકા કર્યા વગર સંશય દૂર કર્યો.

બીજે દિવસે પ્રભાત થતાં પેહેલાં ગુરૂ ચેલો બંને જણ ત્યાંથી આગળ ચાલી ગયા હતા. ત્રણ ચાર દિવસમાં તેઓ વિલાસ નગરનાં ખંડેરો જોતા જોતા તે જગોએથી ઘણેક છેટે આવેલી ઝાડીવાળા જંગલમાં જઇ પોહોચ્યા હતા. અહીંઆં રસ્તો ચૂકી જવાથી તેઓ ભૂલા પડીને આડા અવળા અથડાતા હતા, તેવામાં કેટલીક મુદતથી પડી રહેલી હોય, તેવી દેખાતી તથા ઉધેથી અર્ધ ખવાઇ ગયેલા લૂગડે બાંધેલી એક બચકી સુખાનંદની નજરે પડી. તે તેણે ઉપાડી લેઇને સ્વામીના આગળ રજુ કરી. સ્વામીએ તેને છોડાવી જોતાં તેમાંથી કેટલીક જાતનાં સોના રૂપાનાં કિમતી આભૂષણ તથા કેટલાક રૂપિઆ અને રેશમી વસ્ત્રની ઉધેએ ખાધેલા કૂચા નીકળ્યા. તે

સર્વે હાથમાં લેઇને તપાસી જોતાં તેમાંના કેટલાક દાગીના ઉપર નીચે પ્રમાણે લેખ માલુમ પડ્યા.

"દિનમણિના દીકરા સુખદેવની ભાર્યા
કુંવરબાઈ રહેવાશી—નવલપુર."

દાગીના જોઇને તથા નામ વાંચીને સુખાનંદ મનમાં ચમક્યો તો ખરો, પણ પછી તુરત ખામોશ પકડીને સ્વામીને કહેવા લાગ્યો કે મહારાજ ! આ પારકો માલ આપણને શા કામનો છે? વળી તે આપણી પાસે રહેશે તો તેને લીધે આવા જંગલી મુલકમાં લૂટારાઓના હાથથી આપણે માર ખાઈ બેસીશું. માટે તેને જ્યાં હતો, ત્યાંજ રહેવા દેઇને પંથે પડવું યોગ્ય છે. સુખાનંદના મનમાં એવો ડર હતો કે આ દાગીનાને લીધે હું કોણ છું; તે વાત કદાપી સ્વામીના આગળ છતી થઈ જવાથી મારી કંબખ્તિ થશે. તેથી તેણે પોતાની મતલબમાં ઉપર પ્રમાણે સલાહ આપી. પરંતુ તેમાં તે ફતેહ પામ્યો નહીં. જો કે સુખાનંદના એ સ્વાર્થની વાત સ્વામી સમજ્યા નહોતા. તેમના શુદ્ધ સંસ્કારી મન ઉપર શિષ્યના છળભેદની છાયા પડે, તેવું કાંઈ કારણ નહોતું; તોપણ સ્વામીએ કહ્યું કે—સુખાનંદ, તારી સલાહ મને યોગ્ય લાગતી નથી. તારા કહેવા પ્રમાણે પારકો માલ સાધુજનોને શિવ નિર્માલ્ય છે ખરો, પણ આવો નામ નિશાનવાળો માલ આપણી દ્રષ્ટિએ પડ્યા પછી તેને પડ્યો મૂકીને જતા રહેવું, એ પરમાર્થના માર્ગથી ઉલટું છે. માટે હરેક ઉપાયે આ માલ તેના ખરા માલેકને મળે, તેવી તજવીજ આપણે કરવા જોઇએ. તે તજવીજ કરવાના બે માર્ગ છે. ૧ લો—આ માલ આપણે સરકારમાં સોંપવો કે જેથી તે તેના માલેકને બોલાવીને આપે. ૨ જો—આપણેજાતે જઈ તપાસ કરીને તેના માલેકને આપવો. હવે પેહેલો રસ્તો ગ્રહણ કરવાનું મને તો ઠીક લાગતું નથી. કેમકે સરકારના કેટ-

લાક અમલદારા લાંચીઆ હાય છે, તેથી આ માલ તેના માલેકને પૂરે-પૂરા આપે એમ લાગતુ નથી. વળી કદાપી માલેક નજ મળી આવે, તો તે માલ કોઈ સારા પરોપકારના કામમાં નહિ વાપરતાં સરકારના ધારા મુજબ સરકારની તીજોરીમાં રહેવાનો. માટે બીજા માર્ગ પ્રમાણે આપણે કષ્ટ વેઠીને પણ જાતે નવલપુર ગામે જઇને તેના માલેકને તે પૂરેપૂરો આપવો. અથવા તે માલેક નજ મળે તો પછી આપણે તે દાગીના વેચીને તેની જે કિમત ઉપજશે, તે યોગ્ય પરમાર્થના કામમાં વાપરીશું. આ રસ્તો મને તો વધારે ઠીક લાગે છે, માટે આને તું ઉપાડી લે. પોતાને મન એક રીતે રુચતી, બીજી રીતે ન રુચતી, પણ ગુરૂની યોગ્ય આજ્ઞા સ્વિકાર્યા વગર કાંઈ સિદ્ધી ન હોવાથી સુખાનંદે "જેવી ગુરૂની આજ્ઞા." એમ કહીને તે દાગીના લેઈ લીધા. પછી તેઓ રસ્તો ખોળી કહાડીને ત્યાંથી આગળ ચાલ્યા.

સુખાનંદ પોતાની સ્ત્રી કુંવરબાઇના દાગીના ઓળખીને વિચાર કર્યા કરતો હતો કે—આ દાગીના કોણે–શા કારણથી આવા વેરાન વગડામાં નાખી દીધા હશે ? શું ! ઘરમાંથી કોઇ ચોરી કરીને અહિં સંતાડી ગયું તો નહિ હોય ? અથવા કુંવરબાઈ મારા નાસી આવ્યાથી પોતે પણ આ દાગીના વગેરેને તુચ્છ કરી તેને અહિં નાખી દેઇને જંગલમાં જતી રહી તો નહિ હોય ? તેમ પણ હોય. પણ ક્યાં નવલપુર ? ને ક્યાં આ જગો ? કેટલું બધુ અંતર ! હશે, ગમે તેમ થયું હોય, તેનું હવે મારે શું કામ છે ? પણ આ દાગીના તો કુંવરબાઇનાજ છે. ને સ્વામી મને સાથે લેઇને પાછા નવલપુર જશે. એતો જરૂર. ત્યારે.—

પણ કાંઈ ફીકર જેવું નથી. હું આ સાધુના વેષમાં હવે ઓળખાઉ તેમ તો નથી. વળી પિતાને કુંવરબાઈ બેમાંનું એકે જણ નવલપુરમાં નથી. તેઓ ઘણુંકરીને વિલાસનગરની આફતમાં નાશ

પામ્યાં હશે. તેથી તેઓ હવે મળવાનાં નથી. માટે નવલપુર જવામાં કાંઈ વિઘ્ન નડે તેવું નથી.

ગુરૂ ચેલો બંને જણ આબુ પર્વતની દેવભૂમિમાં ભમીને પોતાની મનવાંચ્છના પરિપૂર્ણ કરીને ત્યાંથીપાછા ફર્યા. ને કેટલેક દિવસે નવલપુરમાં આવ્યા. સ્વામીએ તે ગામના કેટલાક પ્રતિષ્ઠિત પુરૂષોને બોલાવી પુછતાં તેમણે કહ્યુ કે દિનમણિનો દીકરો સુખદેવ આજ ચાર પાંચ વર્ષથી ક્યાંઇ જતો રહ્યો છે, અને દિનમણિ તથા સુખદેવની સ્ત્રી કુંવરબાઇ બંને જણ તેના નાસી ગયા પછી માત્ર એકાદ વર્ષ અહિં રહીને તેઓ વિલાસનગરમાં રહેવા સારૂ ગયાં હતાં. પણ તે શેહેર નાશ પામ્યા પછી તેમનું શું થયું તેની અમને કાંઇ ખબર નથી. આ દાગીના તેમના હશે ખરા, પણ હવે તેમનું અહિ કોઇ વાલી--વારસ નથી. માટે આપ તે પાછા લેઇ જાઓ ને મરજીમાં આવે તે ઉપયોગ કરો.

એ પ્રમાણે દાગીનાના માલેકનો કાંઇ પત્તો ન મળવાથી સ્વામી ત્યાંથી નીકળીને આસપાસના ગામોમાં તપાસ કરતા કરતા સિદ્ધપુરમાં આવી પોહોચ્યા. સિદ્ધપુર ગુજરાતમાં હિંદુઓના તિર્થનું પરમ પવિત્ર ધામ કહેવાય છે. ને ત્યાંની સરસ્વતી નદીમાં સ્નાન કરવાથી પાપ નિવારણ થયાનું હિંદુઓ માને છે. ગમે તેમ હો, પણ એવી લાલચે ઘણાક ભાવિક ભકતો ત્યાં જાય છે. તેમની મદદથી ત્યાં ઘણાં દેવમંદિરો તથા જળાશયો સ્થાપન થયેલાં છે. તેથી ત્યાં સંત સાધુઓની વસ્તી નિરંતર ભરપુર રહે છે. ને બધાઓને સાંજ સવાર સ્નાન સંધ્યા અથવા ઇશ્વરસ્મરણાદિ ખટકર્મ કરવાને અનુકુળતાવાળી એ સુંદર સરિતાને પવિત્ર ગણવામાં કાંઇ અતિશયોકિત નથી. વળી ગુજરાતમાં અગાઉ થઇ ગયેલા લોકપ્રિય મહારાજા સિદ્ધરાજ જયસિંહે બંધાવેલા પ્રખ્યાત રુદ્રમાળા નામના દિવ્ય દેવાલયનાં જે ઘો-

ડંક નિશાન હમણાં દેખાય છે, તે પણ તેની કીર્તિમાં ઘણો વધારો કરે તેવાં છે. અહિઆં ઘણા જ્ઞાની પુરૂષોનો સમાગમ થવાની આશાએ કેટલાક દિવસ રહેવાના ઈરાદાથી સ્વામીએ એક ધર્મશાળામાં જઈને મુકામ કર્યો. હમણાં બે ત્રણ દિવસથી સુખાનંદના શરીરે જરા મંદવાડ જેવું હોવાથી તે ધર્મશાળામાં આવતાં વાંતજ પથારી કરીને સુઇ ગયો હતો. ને સ્વામી થોડેક છેટે એક આસન ઉપર બેસીને યોગવિદ્યાના એક ગ્રંથનું અધ્યયન કરતા હતા. તેવામાં એજ ધર્મશાળામાં ઉતરેલો એક બુઢો મુસાફર સ્વામીના પાસે આવ્યો. તેણે પ્રથમ બે હાથ જોડી દંડવત પ્રણામ કરીને કહ્યું:—મહારાજ! આપ મહાજ્ઞાની પુરૂષ છો. આપની કીર્ત્તિ બધા જગતમાં જાણીતી છે. મારાં ધન્ય ભાગ્ય કે આજ હું આપના દર્શન પામીને પાવન થયો હવે મારી મોટામાં મોટી મનવાંચ્છનાં સફળ થશે. આપ મારા તરફ કૃપાની દ્રષ્ટિ કરો.

સ્વામી—સદ્‌ગૃહસ્થ! આપ કોણ છો? અને શા માટે તમે આવી યાચના કરો છો?

મુસાફર—પંડિત મહાશય! હું ગરીબ બ્રહ્મણ છું. વૃદ્ધાવસ્થા થઈ છે, સંસારનું સુખ નથી, અને થોડાક વખત થયાં અહિં આવી રહ્યા પછી સંત સમાગમ થવાથી હું બ્રહ્મજ્ઞાન પામ્યો છું. ને હવે કોઈ પણ માર્ગની દિક્ષા લેવા ઘણો અપેક્ષિત છું. માટે આપ કૃપા કરીને મને તે આપો. એવી મારી વિજ્ઞપ્તિ છે.

સ્વામી—તમને વૃદ્ધાવસ્થા પ્રાપ્ત થઇ છે ખરી, પણ હમણાં આ કળીયુગના બેસતા અમલમાં ઘણાક વૃદ્ધ પુરૂષોનો પણ સંસાર ઉપરનો મોહ ઓછો થતો નથી, તે છતાં તમને સંસાર અકારો કેમ થઇ પડયો! અને તમારૂં નામ–ઠામ શું છે? તે વિગતવાર મને કહો.

મુસાફર—મહારાજ ! સાંભળો, તે હું આપને નિવેદન કરૂં છું. મારૂં નામ દિનમણિ છે. હું પ્રથમ નવલપુર ગામમાં રહેતો હતો, ને પછી વિલાસનગરમાં જઈ વસ્યો હતો, નવલપુરમાં હું પૈસે ટકે ઘણો સુખી હતો, મારે સુખદેવ કરીને એકનો એક લાડકવાયો પુત્ર હતો. તેને નાનપણથી લાડને લીધે કુસંગતિમાં રહેવા દીધાથી તથા કૂળ મોટપની મોટાઈમાં અંજાઇને તેનાં બાળપણમાં લગ્ન કરવાથી તે મનગમતો વિદ્યાભ્યાસ કરી શક્યો નહિ, ને મૂર્ખ રહ્યો. તેથી આખરે મને, તથા તેની ભણેલી અને ડાહી સ્ત્રી કુંવરબાઇને છોડીને ક્યાંઇ નાસી ગયો છે. અમને નવલપુરથી વિલાસનગરમાં જઇને વસવાની જરૂર પડી હતી. પણ તે શેહેર ઉપર જે ભારે અકસ્માત આફત આવી પડી હતી, તેમાંથી બચી જવા સારૂ હું અને કુંવરબાઈ બન્ને જણ અંધારી રાતની વખતે બહાર નાશી ગયાં હતાં. પણ રસ્તામાં ભૂલાં પડવાથી અમે બંને જણ વખૂટા પડી ગયાં છીએ. વળી વિલાસનગરમાંથી નીકળતી વખતે ધાસ્તીને લીધે ઉતાવળ છતાં પણ મેં કેટલાક પૈસા અને કુંવરબાઇનાં ઘરેણાં વગેરે કેટલાક માલ સાથે લેઇ લીધો હતો. તે પણ અમે વખૂટાં પડી ગયાં પછી રાત્રે વગડામાં પ્રાણઘાતક પશુઓના ડરથી નાસવા જતાં તે ક્યાંઇએ પડી ગયાં, તેની મને કાંઇ પણ ખબર રહી નહિ. પછી હું રખડતો રઝળતો કેટલીક મુદતથી અહિં આવીને રહ્યો છું. એ રીતે પુત્ર ગયો, પુત્રવધુ ગઇ અને છેલ્લે લક્ષ્મી પણ ગઇ. કહો મહારાજ! મને સંસાર અકારો કેમ ન થાય ?

આ બધી વાત સાંભળીને સ્વામી ઘણા ખેદ અને આશ્ચર્યમાં પડ્યા. આશ્ચર્યમાં એટલા માટે પડ્યા કે—જે ઘરેણાંનો માલેક તેઓ ખોળતા હતા, તે વગર મહેનતે અકસ્માત ત્યાં આવી મળ્યો.

સુખાનંદને તો આ વાત સાંભળીને ખરેખરો તાવ ચડી ગયો.

કારણ કે સુજ્ઞ વાંચનાર સમજ્યા તો હશો કે તેનો પિતા દિનમણિ અચાનક આવી પડવાથી તે ભય પામ્યો કે હવે મારા છળભેદની વાત ગુરૂજીના આગળ પ્રગટ થશે. તેથી મારી માઠી હાલત થશે. વળી તિર્થરૂપ પિતાજી તથા સાધ્વી સ્ત્રીના ઉપર મુજબના દુઃખની વાત સાંભળવાથી પણ તેના મનમાં ઘણો ક્ષોભ થયો. ને લજવાઇને ટાઢ ચડયાને બ્હાને પગથી તે માથા સુધી લૂગડું ઓઢી ગોટમોટ કરીને સૂઇ રહ્યો. તે છતાં પિતાને પાસે આવેલા જાણીને હમણાં તેના શુદ્ધ સંસ્કાર પામેલા મનમાં આપોઆપ પિતૃભક્તિભાવ ઉત્પન્ન થયાથી જાણે કોઈ જોડી બેઠેલી સ્ત્રી એક હાથે સાડીનો છેડો જરા ઉંચો–નીચો કરીને ડોકીઆં કરતી હોય, તેમ તે કરવા લાગ્યો.

દિનમણિના બોલી રહ્યા પછી સ્વામીએ સુખાનંદ તરફ લગાર નજર કરીને કહ્યું કે–સુખાનંદ, લાવ પેલી ઘરેણાંની બચકી ક્યાં છે?

સુખાનંદ—મહારાજ! મને તાવ ઘણો આવ્યો છે. માટે ઉઠી શકાય તેમ નથી. મને ક્ષમા કરો, એ બચકી મારી ઝોળીમાં મૂકેલી છે.

સ્વામીએ પોતે ઉઠીને સુખાનંદની ઝોળી લેઇ તપાસી જોયું. પણ ઘરેણાંની બચકી તેમાંથી મળી નહિ. તે વિષે સ્વામીના પુછવાથી સુખાનંદે જરા વિચારમાં પડીને પછી ઉતર આપ્યો કે મહારાજ! મને લાગે છે કે–પરમ દહાડે પેલા વડવાળા કુવા ઉપર આપણે પાણી પીવા સારૂ બેઠા હતા, ત્યાં મેં દોરી લોટો ખોળવા સારૂ મારી ઝોળીમાંથી બધો સામાન બહાર કહાડયો હતો. તે વખતે મને તાવ ઘણો ચડેલો હોવાથી બેભાનપણામાં તે બચકી બહાર રહી ગઇ હશે. તાવને લીધે મારા હાથે આવો વિપરિત બનાવ બન્યો તેથી મહારાજ! હું ઘણો ગભરાટમાં પડયો છું.

સ્વામી—સુખાનંદ, તને મંદવાડ છે માટે તું કાંઇ ગભરાઇશ નહિ. કેમકે ગભરાટને લીધે તારો મંદવાડ વધી પડશે. આ કમભાગ્ય

પુરૂષના નસીબમાંજ નહિં હોય, માટે તારી એવી ભૂલથી દાગીના ગુ-
મ થયા છે. તેમાં તારો કાંઇ વાંક નથી. વાંક આ પુરૂષના નસીબ-
નોજ સમજવો જોઇએ.

આ વાત સાંભળીને દિનમણિ ઘણુંજ આશ્ચર્ય પામ્યો. ને અ-
ચરતીભરેલા ચેહેરે સ્વામીને કહેવા લાગ્યો કે–મહારાજ, શું ! આપ
મારા દાગીના વિષે વાત કરો છો? આપને તે ક્યાંથી જડ્યા હતા ?
અને આપે શી રીતે જાણ્યું કે તે મારા હતા ?

સ્વામી—વિલાસનગરનાં ખંડેરોથી પૂર્વ દિશામાં સાત આઠ ગા
ઉના છેટે એક વેરાન ઝાડીવાળા જંગલમાંથી તે અમને જડ્યાં હતાં.
ને તેના ઉપર "દિનમણિના દિકરા સુખદેવની ભાર્યા કુંવરબાઇ રહેવા-
શી નવલપુર." એવું નામ અંકિત હતું. તેથી અમે નવલપુર ગામ
જઇને તમારો તપાસ કર્યો હતો. પણ ત્યાં તમે નહિં મળવાથી તે ઘ-
રેણાં અમારા પાસે રાખીને અમે ફરતા ફરતા અત્રે આવ્યા છીએ.
હમણાંજ અમે જાણ્યું કે તે ઘરેણાં તથા પૈસા અમે ગુમાવ્યા છે.
ઘણી અફસોસની વાત છે.

દિનમણિ–ખેર. મહારાજ ! હવે મારે તેનું કાંઇ પણ કામ ન-
થી. મને આપ કૃપા કરીને દિક્ષા આપો. એટલે પછી ઘરેણાં વગે-
રેની કાંઇ અગત્ય નથી.

સ્વામી–ઠીક છે. હાલ હું બે ચાર દિવસ સુધી રહેવાનો છું. મા-
ટે વિચાર કરીને તમને કહીશ.

'જેવી આપની ઇચ્છા. હું આપને કાલે મળીશ." એમ કહીને
દિનમણિ ત્યાંથી પાસેના એક ગામમાં કાંઇક કામ સારૂ ગયો. પણ દૈ-
વયોગે ત્યાં તેને તાવ આવ્યાથી ફરીને સ્વામીના પાસે તેનાથી આ-
વી શકાયું નહિં. સ્વામીએ જાણ્યું કે તેનો વિચાર બદલાયાથી આવી
શક્યો નહિં હોય, પછી સુખાનંદને શરીરે જરા આરામ પડવાથી તેને

લેઇને સ્વામી ત્યાંથી પંથે પડયા, ને ફરતા ફરતા કાશીમાં પોતાને આશ્રમે જઇ રહ્યા.

અગર જો સુખાનંદ જન્મનો બુદ્ધિશાળી અને ચપળ હતો, પરંતુ ખરાબ સોબતને લીધે બચપણથી તેની બુદ્ધિ ભ્રષ્ઠ થઇ ગઇ હતી. હવે સત્યાનંદ જેવા મહાપંડિતના સમાગમથી તેની મૂળ બુદ્ધિને પ્રકાશવાનો અવસર મળ્યો. છ સાત વર્ષની મુદતમાં તેણે સ્વામી પાસેથી સંસ્કૃત ભાષાનું જ્ઞાન મેળવીને ન્યાય, અલંકાર, સ્મૃતિ, વ્યાકરણ અને ભાષા દર્શન વગેરે ગ્રંથોનો અભ્યાસ કર્યો. તથા અઢાર પુરાણ અને ચારે વેદનું સારી પેઠે અધ્યયન કર્યું.

આ પ્રકરણના પેહેલા દર્શનમાં જ્યારે શિષ્યને ઠગતાં એક ગુરૂને આપણે જોયો હતો, ત્યારે આ બીજામાં ગુરૂને ઠગતાં એક શિષ્યને જોયો. પણ શિષ્યની ઠગાઈ તો કેવળ નિર્દોષ હતી. પોતાની ઓળખાણ ખોટી આપવામાંજ તેની ઠગાઇ હતી. અને તેમ કર્યા વગર તેના પ્રાણનો બચાવ કરવાને તે પોતાને અશક્ત જાણાયો હતો, તેથી તેમ કર્યું હતું. તે છતાં સામાને કાંઇ પણ નુકશાન કર્યા શિવાય પોતે કૃતાર્થ થયો હતો. તેથીજ અમે તેને નિર્દોષ ઠગાઇ કહીએછીએ. જગત્‌માં મનુષ્યો પોતાની લાલચો પૂરી કરવા સારૂ કેવી કેવી બાજીઓ ખેલેછે, તેનું આ એક હલકું ચિત્ર છે.

એ પ્રમાણે સુખદેવ ઘરબાર તજ્યો, સાધ્વી સ્ત્રી તથા વૃદ્ધ પિતાને તજ્યો અને છેવટે નામ પણ તજ્યો. એ સર્વને લીધે પ્રથમ તો તેને ઘણુંજ ખમવું પડ્યું ખરૂં, પણ કેટલીક વખતે 'ખોટું થાય છે, તે સારાનેજ માટે.' લોકોમાં એ ચાલતી કહાણી તેના વિષે તો ખરી પડી હતી. સ્વામીના સંગે રહ્યા પછી બુદ્ધિ તથા જ્ઞાનબળમાં તે એટલે બધે દરજ્જે પોહોચ્યો હતો કે જો તે ધારે તો તેના સંસારસુખનો સૂર્ય ફરીથી ઉદય પામ્યા વગર રહે નહિ. પણ હ-

મણાં તો તેના તરફથી એવું બનાવાનો કાંઈ પણ સંભવ જણાતો નહોતો. તેણે સંસાર ઉપરથી બીલકુલ મન ઉઠાવી નાખ્યું હતું. તેના મનમાં મહાવૈરાગ્ય ઉપજવાથી ઘરબાર, સ્ત્રી અને પિતા સર્વેને તે ભૂલી ગયો હતો. વળી હમણાં તેના શુદ્ધ બુદ્ધિથી છવાયેલા મન ઉપર એક અવળા વિચારનો ડાઘ હજુ જેમનો તેમ દેખાતો હતો. તે એવું માનતો હતો કે—અગર જો હું સંસારથી કાયર થઈને સ્ત્રી તથા પિતાને રઝળતાં મૂકીને આવ્યો છું, તે છતાં તેના પાપમાંથી આજ માર્ગે મુકત થઈને મોક્ષપદ પામીશ, એ બોધ તેના ગુરુનો નહોતો. પ્રથમ કુસંગતિમાં મળેલા સંસ્કારનો રહી ગયેલો એ શેષ હતો. અને તે પણ તેણે ગુરુથી છુપાવેલી હકીકત ઉપર પડેલા પડદા નીચે હતો. તેથી તેના ઉપર ગુરુના બોધનું અજવાળું પડવા પામતું નહોતું. તેના ગુરુનો ઉપદેશ તો એવો હતો કે—દરેક માણસે શાસ્ત્રમાં બતાવેલાં ચાર આશ્રમ—પ્રથમ બ્રહ્મચર્ય પાળીને વિદ્યાભ્યાસ કરવો, પછી ગ્રહસ્થાશ્રમમાં રહીને સન્માર્ગે ઉદ્યોગ કરવો, પછી વાનપ્રસ્થ અને છેવટે મોક્ષગતિને માટે સન્યસ્ત ધારણ કરવું જોઈએ. ગુરુ પોતે પણ એજ માર્ગે ચાલીને સન્યાસી થયા હતા. પણ સુખાનંદના કહેવા ઉપર તેમણે એતબાર રાખીને તેને જન્મનોજ કોઈ વૈરાગી જાણીને પોતાના પાસે રાખ્યો હતો. જો તેઓ જાણત કે સુખાનંદ વૈરાગી નહિં, પણ ઘરબારીછે, ને એક નિર્દોષ અબળાને તથા વૃદ્ધ પિતાને રડતાં મૂકીને નાસી આવેલોછે; તો તેને સદ્બોધ આપીને હરેક પ્રકારે પાછો ઘેર મોકલ્યા વગર રહેત નહિં. પણ એ વાતથી સ્વામી છેક અજાણ્યા હતા. આટલું છતાં પણ ગુરુના ઉપદેશથી તથા તેમનાં ચરિત્ર સાંભળીને સુખાનંદના મનમાં કોઈ કોઈ વેળા એવો વિચાર થતો હતો કે ગૃહસ્થાશ્રમ ભ્રષ્ટ કરીને મેં એકાએક આ માર્ગ પકડયો છે, તેથી મારી મન વાંચ્છના સફળ થશે કે નહિ?

અથવા ઈશ્વર મને અપરાધી ગણીને કાંઈ શિક્ષા તો નહીં કરે! એવા સંકલ્પ વિકલ્પથી તેનું ચિત્ત ચોળાતું હતું. તોપણ સંસારમાં પાછા જવાના માર્ગ તેના મનને એટલા બધા તો કઠણ લાગતા હતા કે કેટલીક વખતે જવાની ઈચ્છા કર્યા છતાં પણ પાછા હઠવું પડયું હતું.

આણી તરફ નવલપુરમાં સુખદેવ ઘણા દિવસ વિત્યા છતાં બહાર ગામથી પાછો ફર્યો નહિ, તેથી દિનમણીએ તથા કુંવરબાઈ વગેરેએ તેની ઘણી શોધ કરવા માંડી હતી. પણ તેનો કાંઇ પત્તો મળતો નહોતો. ઘણીએક તપાસ કર્યા પછી છેવટે કુંવરબાઇને એટલીજ ખબર મળી કે પોતાના આદરનું ધન કોઇ ઢોંગી ધુતારો જોગીના વેષે આવીને હરી ગયો છે. પણ તે કયાં અને કયી તરફ લેઇને જતો રહ્યો છે, તેની કાંઇ પણ ભાળ મળી નહિ. તોપણ તેણે નિરાશ નહિ થતાં શોધ જારી રાખ્યો હતો.

સુખદેવના નાસી ગયાના સમાચાર સાંભળીને રામશંકર પંડિત તથા દેવબાઇને તો પગથી તે માથા સુધી દુઃખની જ્વાળા પ્રગટ થઇ હતી. હવે શું કરવું, તે પણ કાંઈ સૂઝતું નહોતું. કેમકે તેમના શોકનો કાંઠો કાંઈ રહ્યો નહોતો. દેવબાઇ તો એવાજ કોઇ માઠા સમાચાર સાંભળવાને તૈયારજ હતી. અને રામશંકરને તો પોતાના હાથનાં કરેલાં હૈયે વાગ્યાં હતાં. તેથી હવે દુઃખની વાત કહે પણ કોને? આતો "ચોરની મા કોઠીમાં મોં ઘાલીને રુવે" એવું થયું. માટે મનની બળતરા મનમાંજ સમાવીને તેણે પણ જામાત્રની શોધ કરવા માંડી હતી. એમ કરતાં કરતાં એક વર્ષ ઝાઝું વીતી ગયું; પણ સુખદેવનો પત્તો તો નજ મળ્યો. પછી પોતાની પુત્રીને નવલપુરમાં રહેવાની કેટલીક વાતે પ્રતિકૂલતા જોઇને રામશંકરે તેને તથા તેના વૃદ્ધ સસરા દિનમણિને વિલાસનગરમાં લાવીને વસાવ્યાં. એ પ્રમાણે રામશંકરને હાથે કરીને પુત્રીના દુઃખની બળતી સગડી

પોતાની છાતી ઉપર રાખવી પડી હતી. તેના સખ્ત તાપથી તેનું કાળજુ દિનનીશ શેકાતું હતું.

કુંવરબાઇ સાસરે જતી વખતે પોતાની વ્હાલી સખી સીરીનબાઇનાથી વિયોગને લીધે રડતી આંખે છુટી પડી હતી, અને હમણાં પાછી રડતી આંખેજ તેને મળી. એવો ઉલટા બનાવ જોઇને સીરીનબાઇનું હેયું ભરાઇ આવ્યું. ને તેણે પણ વ્હાલી સખીના દુઃખનાં આંસુ ભેગાં પોતાનાં આંસુ પાડયાં. એ વખતનો દેખાવ ખરેખર દુઃખદાયક લાગતો હતો. સીરીનબાઇને સામી રડતી જોઇને કુંવરબાઇએ તેને કહ્યું કે–બેન, મને દુઃખીઆરણને રડતી જોઇને તમે પણ દુઃખ લાગે, એ વાસ્તવિક છે. તોપણ હવે તું લગારે સંતાપ ન કર. તને જોઇને હમણાં કોણ જાણે શાથી મારૂં હૈયુ ભરાઇ આવ્યું પણ હું કાંઇ એટલી બધી હિંમત હારી ગઇ નથી. સુખ દુઃખ તો કર્મે લખ્યાપ્રમાણે આવે છે, ને જાય છે. ત્યારે શા માટે આપણે સંતાપ કરવો જોઇએ? એ સાંભળીને શાણી સીરીનબાઇએ તુરત પોતાનો શોક સમાવી દીધો. પછી બંને સખીઓ સુખ દુઃખની વાતો કરીને છુટી પડી.

કુંવરબાઇને તેનાં સગાં વ્હાલાં તથા ઓળખીતાં પાળખીતાં સર્વ શુભેચ્છકો પોતાની ફરજ વિચારીને તેને ધીરજ તથા દીલાસો આપવા સારૂ આવતાં હતાં. ત્યારે તે કાંઇ પણ ગભરાયા વગર સામો પ્રત્યુત્તર દેતી કે–"ભાવિમાં જે થવાનું હશે, તે થશે. તેની હું કાંઇ પણ દરકાર કરતી નથી. વિધાત્રાએ મારે માટે પતિના વિયોગનું મહા દુઃખ જીવિત કાળ સુધી ભોગવવાને ભાગ્યમાં લખ્યું હશે, તો તે કોઇથી પણ મિથ્યા થઇ શકવાનું નથી. મેં આ અવતારમાં જન્મ પામીને એવો કાંઈ અપરાધ કર્યો નથી, કે આવી ભારે સજાને હું પાત્ર હોઉ. તે છતાં કોણ જાણે પૂર્વના કાંઇ ઋણાનુબંધને લીધે, અથવા પ્રભુની ગમે તે પણ ગુપ્ત ઈચ્છાને લીધે આમ થયું હશે? તે હું જા-

ણુતી નથી. તોપણ તે ભોગવવા હું તૈયાર છું. ને ગમે તેમ થશે, તે પણ મારા પતિવ્રત પણામાં કદી પાછી હઠીશ નહિ. અને પરોક્ષ રહીને પણ સ્વામિની ભક્તિ કરીને તથા સ્વદેશના હિતને માટે બની શકે તેટલી મેહેનત કરીને આ જીંદગી પૂરી કરીશ." તેનાં આવા હિંમત ભરેલાં વચન સાંભળીને સૌ માણસ સાનંદાશ્ચર્ય પામતાં હતાં.

એક વખતે કુંવરબાઇના સગામાંની એક ભણેલી બાઇ તેનો દીલાસો દેવા સારૂ તેના પાસે આવી હતી. કેટલીક વાતચિત થયા પછી કુંવરબાઇને જરા દીલગીર થયેલી જાણીને તેણે કહ્યું કે કુંવરબાઇ, તમને હવે સંસાર અભાવો થાય, તેમાં કાંઇ નવાઇ નથી. અગાઉના વખતમાં પણ કેટલીક સ્ત્રીઓને પતિના વિજોગનાં અસહ્ય દુઃખ સહન કરવાં પડેલાં છે. એવું ઇતિહાસના ગ્રંથો ઉપરથી જોવામાં આવે છે.—કુંવરબાઇના મનની પરિક્ષા કર્યા વગર એ બાઇએ જરા આગળ વધીને પતિના વિજોગથી સ્ત્રીના મન ઉપર કેવી અસર થાય છે, તે વિષે એક દૃષ્ટાંત આપતાં "સંન્યાસી" નામની એક ચોપડીમાંથી નીચે પ્રમાણે વાત કહી:—

" ઉત્તર બંગાળામાં વસંતપુર નામે શેહેરના એક ધનવાન શેઠનો હરનાથ કરીને લાડકવાયો પુત્ર હતો. શ્રીમંતોના લાડકવાયા છોકરા જે દોષથી દુષિત હોય છે, તેના કરતાં તે કોઈ પણ રીતે ઓછો નહોતો. તે પણ તરુણ વયમાં દુર્વ્યસની મિત્રોના સંગમાં રહીને સાધ્વી સ્ત્રી સુરબાળાનો અનાદર કરી, માતૃઘાતી થઇને આખરે ઘરબાર છોડી જતો રહ્યો હતો. તે પછી સુરબાળા વૈરાગ્ય પામીને સંન્યાસિનીના વેષમાં બહાર નીકળી હતી. જ્યારે તે અને તેને પાછી વાળવા તેની પછવાડે જતી કુન્દબાળા નામે તેની બાળ સખી બંને જણ ચાલતાં ચાલતાં એક તળાવ ઉપર જઈ પોહોચ્યાં, ત્યારે સુરબાળા તળાવના કિનારે ઉભી રહીને કુન્દને કહેવા લાગી

કે:–જો, આ કેવી મજાની જગા છે? તને આ તળાવ ઉપરની વાત શું, યાદ આવે છે?

કુન્દ—હા, એક વેળાએ ઘેરથી વસંતપુરમાં આવતી વેળાએ આપણી પાલખી આ જગોએ ઉભી હતી. તું અને હું આ તળાવમાં નહાવા ગયાં હતાં.

સુરબાળા—બીજુ કાંઈ યાદ આવે છે?

કુન્દ—હા, આ રસ્તે એક વખતે જવાની વેળાએ અહિ એક છોકરી રોતી હતી. તેં તેની આંખમાંનાં આંસુ લુસ્યાં હતાં. તેં તેને સ્વામિઘરની ઘણી સુખની વાતો કહી હતી.

સુરબાળા—આજ તે મળત તો હું કહેત કે આવ બેન, તારી સાથે રડું છું. બાલ્યકાળની રમત ગમત છોડીને શા માટે સ્વામિને ઘેર જાય છે? પૃથ્વીમાં બાલ્યકાળની રમતના જેવું બીજુ સુખદાયક કામ કંઇજ નથી. કુન્દ! બીજુ કંઇ યાદ આવે છે?

કુન્દ—હા, એક દહાડે એક સ્વામિએ તજેલી સ્ત્રી અહિં બેસીને રોતી હતી. અને સ્વામીને ઘણો તિરસ્કાર તથા ગાળો દેતી હતી. તેં તેને ઘણી સમજાવી અને તું બોલી હતી કે આપણાજ દોષથી આપણે સ્વામિનું મન વિરક્ત કરીએ છીએ. નહિ તો સ્વામિના જેવી વસ્તુ આ દુનિઆમાં બીજી કોઇ નથી. એ સર્વ યાદ છે.

સુરબાળા—આજ જો તે મળત તો હું કહેત કે બેન તારી સાથે આવું છું. આજ જરા રડુંછું.

આ બંને સખીઓના સંભાષણથી જણાય છે કે આરંભમાં સંસારની છબી સુરબાળાના મનમાં સુંદર હતી. પણ પાછળથી નિષ્ઠુર અનુભવે કરીને સંસારને તેણે વિષ કલ્પ્યો હતો. એવા ઘણા દાખલા છે. મારે તમને કહેવાની મતલબ એટલીજ છે કે-તમને ણ હમણાં તેવુંજ થતું હશે."

આ બધી વાત કુંવરબાઇ ખૂબ ધ્યાન આપીને સાંભળતી હતી. તે હવે ઘણીજ સભ્યતાથી શાન્તપણે બોલી. બેન, તમે કહ્યું તે બધુ ઠીકજ છે. પણ સુરબાળાની માફક મારૂં મન હજુ પક્ષપાતી થયું નથી. તેમ મારા વિચાર તેના જેવા ચળિત થયા નથી. અને થશે પણ નહિ. પોતાનાજ પ્રારબ્ધને લીધે સંસાર કદાપી દુ:ખીઓ દેખાયો તો શું ? પોતાના એકલાનાજ કર્મના ગુણ દોષ ઉપરથી બધાને માટે એક સરખો અભિપ્રાય આપી દેવો, એ વાત મને તો ઠીક લાગતી નથી. પતિ ગુમ થયાથી સ્વાભાવિક રીતે મને પણ સુરબાળાની માફક દુ:ખ લાગે છે ખરૂ, પણ તેથી હું તો સ્વામીઘરના સુખની કિંમત કોઇપણ રીતે ઓછી કહી શકતી નથી. આવું દ્રષ્ટાંત સમજુને માટે તો શિક્ષણીય છે ખરૂં. પણ ઓછી સમજવાળાને તો ઉલટી અસર થવાનો સંભવ છે. માટે તે કહેતાં પહેલાં સામાની બુદ્ધિનો વિચાર કરીને કહેવાની જરૂર છે. મને તો તમારી વાતોથી ઘણો રસ પડ્યો છે, તેથી તમારો આભાર માનું છું.

કુંવરબાઇની ઉત્તમ બુદ્ધિ અને દ્રઢ નિશ્ચય જોઇને પેલી બાઇ ઘણી ખુશી થઇ, ને તેને ધન્યવાદ આપ્યો. પછી કેટલીક વાતચિત કરીને તે સંતોષ પામીને ઘેર ગઈ.

એક બીજા પ્રસંગે ઘણા માણસોની સમક્ષ કુંવરબાઇએ નીચે પ્રમાણે કહ્યું હતું:—

"મને કેટલીક તરફથી શાસ્ત્રની વાતો સમજાવીને બીજી રીતની આશા દેખાડી દિલાસો આપવામાં આવે છે. એવા ભોળા માણસોની કમઅક્કલને માટે તેમના ઉપર મને ઘણી દયા આવે છે. તેઓ મારા પ્રત્યે એક શુભેચ્છક તરીકેની ફરજ બજાવવા જતાં ઉલટું મારૂં અપમાન કરે છે. પણ તે વિષે મને લગારે માઠું લાગતું નથી. કેમકે તેઓ મારા દ્રઢ મનની પરિક્ષા કરવામાં ઠગાયાથી અથવા અજાણ-

પણે તેમ કરે છે, તેથી હું દરગુજર કરૂ છું. શાસ્ત્રમાંની વાતો કહે-
નારા શાસ્ત્રકારોના હેતુ અને વિચાર સમજી શકતા નથી. ને માત્ર લ-
ખેલુંજ વાંચી જાણે છે. તેઓ નથી જાણતા કે શાસ્ત્રોમાં કેટલીક બા-
બતો વિષે અપવાદને કોરે મૂકીને જે નિયમ બાંધ્યા છે, તે માત્ર
મન તથા ઇંદ્રિઓને જીતી શકનાર કાયર માણસોનેજ માટે છે. સૃષ્ટિ
માં સઘળાં મનુષ્યો મન તથા ઇંદ્રિઓને જીતી શકતા નથી. એટલે
જેમને મોક્ષપદ પામવાના માર્ગ ઘણા વિકટ લાગે છે, ને જેઓ સં-
સારના ક્ષણિક સુખથી લલચાઇને આડે માર્ગે ચાલી મહા પાપમાં પડે
છે, તેઓના કરતાં એવા વચલેવાંગેના રસ્તે જનારા જનો ઓછા
પાતકી થાય છે. તેથી તેમને માટે એવા નિયમો બાંધવામાં શાણા શા-
સ્ત્રકારોએ ઘણીજ દિર્ઘદ્રષ્ટિ વાપરી છે. એ વાત હું પણ કબુલ ક-
રીશ. અને વળી કહીશ કે ભલે, જે કોઈ પોતાના મનનું કાયરપણું
બતાવીને એવા હલકા નિયમોને તાબે થાય, તો તે સામે મારે કાંઈ
લેવા દેવા નથી. પણ સ્વામિના સંગે રહેલી સ્ત્રીએ પતિ ગુમ થયા
પછી બીજો પતિ કરવો, એ કામને તો ખચિત હું નષ્ટ કર્યા વગર
રહીશ નહિં. કેમકે એવું કરવાથી દંપતિના પવિત્ર પ્રેમની મર્યાદા તુ-
ટે છે, તેનો મહિમા ઘટે છે, અને તેની વાસના સઘળે પ્રસરવાથી
છેવટના પરિણામમાં એ અમુલ્ય વસ્તુ એક એક કોડીની કિમતે ઘેર
ઘેર વેચાય છે. એ કોણ નથી જાણતું ? જગત્‌માં પ્રેમના જેવી બીજી
પ્રતાપી અને મૂલ્યવાન વસ્તુ એકે નથી. પ્રેમથીજ માણસ જગત્‌ને
ઓળખે છે, પ્રેમમાં મહા અદ્‌ભૂત શક્તિ છે, પ્રેમમાં જ્ઞાન છે, પ્રેમ એજ
ધન છે, પ્રેમ વગરનો માણસ પશુ કરતાં પણ નીચ છે, પ્રેમથી મા-
ણસ અતિ અનુભવે છે. આ જગત્‌જ પ્રેમના પાસથી બંધાયેલું છે.
માબાપ અને છોકરાં વચ્ચે, પતિ અને પત્ની વચ્ચે, ભાઇ અને બે-
હેન વચ્ચે, બે મિત્રો વચ્ચે અને સગાં સંબંધીઓ વચ્ચે જે નિ-

મળ પ્રેમ હોય છે, એવા પ્રેમની તો પરિશીમા છે. તેમા પણ પતિ અને પત્ની વચ્ચે પ્રેમની ખૂબી કેવી છે તે જાણવા માટે એક વૃદ્ધ માણસ અને પુત્રવધૂ વચ્ચે થયેલી વાત ચિત એક બંગાળી *વાર્તામાં વાંચેલી મને યાદ છે તેમાંની થોડીક હું તમને કહુંછું તે સાંભળો:—

"વૃદ્ધ બોલ્યો,—બેટા! આ સર્વ દુ:ખ મારા કર્મનાં ફળ છે તેમાં કાંઇ સંદેહ નથી. પરંતુ તે વેળાએ હું તમને કોના મૃત શબની સાથે સતી થવાને કહું? દુરાત્મા દેવીસિંહના માણસના મારથી તે વર્ષે એક દહાડામાં ઘણું કરીને વીશથી ત્રીશ માણસ મરતા હતા. કાંટાની સાથે બેલ ઝાડની ડાળિયોથી વારંવાર જખમી કરીને જે સર્વ લોકના પ્રાણ વિનાશ કર્યા હતા, જે સર્વ લોકોના મોં ઉપર માર પડયો હતો. તેઓનાં મૃતશબ જોઇને તેઓને ઓળખવાની કોઈની મગદુર નહોતી. તેઓના મોંના ચેહેરા તદન બદલાઈ ગયા હતા. મારા છોકરાનું મૃતશબ મેં મેળવવાની ઘણી શોધ કરી પણ ઓળખી શકયો નહિ.

પુત્રવધૂ બોલી,—મને સાથે લેઇને જો તેમના મૃત શરીરની શોધ કરી હોત, તો હું જરૂર તેમનુ મૃતશરીર શોધી કાઢત. તેમનો એ કજ હાથ જો મારી નજરે પડત તો હું નિશ્ચય કરી કહી શકત કે આ તેમનું શરીર છે. તેમના માથા ઉપરનો એક વાળ હું સેંકડો માણસના માથા ઉપરના વાળમાંથી શોધી શકત, તેમના હાથની એક આંગળી જોયાથી હુ નિશ્ચય કરી શકત કે આ તેમની આંગળી છે.

વૃદ્ધ—આ બધુ થવું અસંભવ છે. સર્વની આંગળી એકજ જાતની હોય છે, મ્હોની આકૃતિ નહિ જોયાથી શું મનુષ્ય ઓળખી શકાય?

* ગંગાગોવિંદસિંહ.

પુત્રવધૂ—હું નિશ્ચયથી કહુછું કે તેમના હાથની એક આંગળી જોયાથી હું તેમની મૃતદેહ શોધીને બહાર કાઢી શકત. કેવળ હું નહિ પણ પ્રત્યેક પતિપ્રાણા સ્ત્રી પતિનો એક વાળ બીજા લોકોના વાળની રાશીમાંથી શોધીને કાઢી શકે છે.

વૃદ્ધ—બેટા ! ત્યારે શું પિતાના સ્નેહ કરતાં પણ પત્નીનો પ્રેમ આટલો સૂક્ષ્મદ્રષ્ટિવાળોછે ? માબાપનો સ્નેહ શું પત્નીના પ્રેમની આગળ પરાજય પામે છે?

પુત્રવધૂ—માબાપના સ્નેહના કરતાં સાધ્વી સ્ત્રીનો પ્રેમ વધારે સૂક્ષ્મદ્રષ્ટિવાળો છે કે નહીં, તે હું પોતે કંઇ સમઝતી નથી. પરંતુ તમારા દિકરાએ એક દિવસે કહ્યું હતુ કે, સાધ્વી સ્ત્રીનો નિઃસ્વાર્થ પ્રેમ બે જૂદા આત્માને મેળવે છે. તેથી પુણ્યવતી માતાના નિઃસ્વાર્થ સ્નેહની પેઠે, સાધ્વી સ્ત્રીનો પ્રેમ કોઇ અવસ્થામાં રૂપાન્તરિત થતો નથી. તેઓ સર્વદા કહેતા હતા કે માતૃસ્નેહ અને સાધ્વી સ્ત્રીના પ્રેમમાં ઇશ્વરનો વાસ જણાય છે."

આહા ! ધન્ય છે ! પવિત્ર આર્યભૂમિને ! કે જેણે પતિ પત્નીના પ્રેમનો આવો રૂડો મહિમા જાણનાર તથા સમજનાર રત્નોને પોતાની પીઠ ઉપર વસાવ્યાંછે.

પ્રેમ વિષે એવો કુદરતી નિયમ છે કે, જેમ એક ઝરો બીજા ઝરાને મળેછે. નદીઓ સમુદ્રને મળેછે, ને પવન પવનમાં નિરંતર ચાલ્યાં કરેછે. તેમ પ્રેમનો નિર્મળ ઝરો જગત્‌માં સદા વહ્યા કરેછે. સર્વ જગત્ પ્રેમમય છે. પ્રેમ પ્રેમને પ્રેમ શિવાય બીજી વાતજ નથી. એજ પ્રેમને પુરાતનકાળથી આ ભારત ભૂમિએ ગાઢ આલિંગન દેઇને પોતાની સોડમાં આજસુધી રાખીને તેનું સંરક્ષણ કર્યુંછે. એજ પ્રેમ રૂપી નિર્મળ જળનું પાન ભારતવર્ષના અસલી પુત્ર-પુત્રીઓએ ઘણી ખુશીથી કર્યું છે. અને તેનો પ્રૌઢ પ્રતાપ આખા જગત્‌માં ફેલાવીને

કીર્તિ વધારી છે. ત્યારે હવે શા માટે આર્ય મહિલાઓએ એવી મોધી વસ્તુને રઝળતી મૂકીને આર્યકીર્તિને મહા કલંકનો ડાઘ લગાડવો જોઇએ? ઘણી હલકી લાલચોમાં પડીને પ્રેમને અધમગતિમાં રહેવા દેવામાં આવશે, તો પછી કોણ કહેશે કે—" પ્રેમને લાડલડાવનાર આ ભૂમડળ ઉપર આર્યપત્ની શિવાય બીજી કોઇ સ્ત્રી જાત છેજ નહીં. " અહો ! એવી મહા પદવીનું માન આર્ય મહિલાઓએ શું ગુમાવવું જોઇએ ! કદાપી દૈવયોગે પ્રેમની એક બાજુ નિસ્તેજ થઇ તો શું થઇ ગયું ? એકને લીધે બીજી બાજુ પણ નિસ્તેજ કરીને ભારત વર્ષમાંથી પ્રેમનું મૂળ કાઢવું ન જોઇએ. પણ આ બધુ હું કોને કહુંછું ? હમણાં તો મારેજ એવી કસોટી ઉપર ચડવાનો વખત આવ્યો છે, માટે હું ચડીશ ગમે તો આસ્માન તુટી પડે, પૃથ્વી રસાતળ જાય, પવન સ્થિર રહે, અગ્નિ ઠંડો પડે, મેહેરામણ માઝા મુકે, પૃથ્વીનો ભાર શેષનાગ છોડી દે, મેરુ પર્વત ડોલવા લાગે, કે ચંદ્રસૂર્યની ગતિ બંધ પડે, અથવા ચાહે તેમ થાય, પણ હું તો મારા આ ક્રિનમાં દ્રઢ રહીશ. તમારે કોઇએ પણ મારા માટે ચિંતા કરવી નહિં."

સાંભળનારાઓનાં મન સતેજ થયા, બુધ્ધિ ઠેકાણે આવી, શીખામણ દેવાનું અભિમાન ઉતરી ગયું અને કુંવરબાઈ કોઇ મહાસતી વા—દેવી જેવી દેખાવા લાગી.

પ્રેમનો મહિમા જેવો કુંવરબાઇએ કહી બતાવ્યો તેવોજ પ્રેમ પ્રથમ આ ભરતખંડની વિશાળભૂમિ ઉપર પૂર્ણ કળાથી પ્રકાસતો હતો. તેજ પ્રેમ આર્ય રમણિઓને મૃત પતિના સાથે બળતી ચેહમાં પડતું મૂકાવતો હતો. અને એજ પ્રેમ પ્રાચીન મહા સતીઓની કીર્તિનાં મંગળ ગીત હજુ પણ ગવડાવે છે. એ પ્રેમ હમણાં વખત જોઇને પર્વતોના શીખરોના ઓડે કે જંગલોની ઝાડીઓમાં કે રેતીનાં મેદાનોમાં કે સમુદ્રના તળીએ જઇને ભરાઇ બેઠો છે. ત્યાંથી લાગ

જોઇને પોતાનાં તેજસ્વી કિરણો કોઈ કોઈ વખતે આ વિસ્તીર્ણભૂમિ ઉપર નાખતો દેખાય છે. તેથી જણાય છે કે કાંતો તેને આર્ય સ્ત્રીઓની છાતીમાંથી ખસવું ગમતુ નથી, કે તેને આદરમાન આપી તેનું પ્રતિપાલન કરનાર આર્ય પત્નીઓના જેવાં પાત્ર જડતાં નથી. ગમે તેમ હો, પણ પ્રથમની પેઠે પાછો અહિં પૂર્ણ રીતે પ્રકાશવા તે આતુર જણાય છે. ને આર્ય મહિલાઓ પણ તેને આલિંગન દેવા તત્પર થઈ રહી છે. આપણે જરા સુક્ષ્મ દૃષ્ટિથી તપાસ કરીને જોશું તો આ ભરતખંડ જેવા વિશાળ દેશમાં ઘણીક જંગો ઉપર એવા પ્રેમનાં દર્શન થશે. પણ હમણાં તો આપણે તેને કુંવરબાઇની છાતીમાં બિરાજેલો પ્રત્યક્ષપણે જોયો. લોકો કહે છે કે "ભલાભલી પૃથ્વી છે, ને ધરતી માતા કાંઈ બીજ ખોતાં નથી." એ વાત ખરી છે. ત્યારે વળી કોણ કહે છે કે—પ્રેમ આ ભારત વર્ષને છેલ્લી સલામ કરીને પાતાળમાં પેસી ગયો છે! શું! એકલી રખમાબાઇને જોઇને એવું કહેનારાઓ હવે પોતાની ભૂલ જોશે નહિ? જુવો વા ન જુવો. તેની એમને કાંઈ દરકાર નથી. પણ આર્યમહિલાઓને નીતિનાજ માર્ગનું દર્શન કરાવીને તેમની કીર્ત્તિ વધારવાનો અમારો સત્ય ઉદ્યોગ અમે છોડીશુ નહિ.

કુંવરબાઇએ વિલાસનગરમાં શું કર્યું? ઈશ્વર ભક્તિમાં સાવધાન રહીને પતિને બદલે પિતા સમાન વૃદ્ધ સસરાજીની સેવા કરવા માંડી, તથા પતિના નામનું સ્મરણ કરવા લાગી. બંને જણના નિર્વાહને માટે તેને ચિંતામાં રહેવું પડે તેમ નહોતુ. કેમકે હમણાં તો નિર્વાહ ચાલે તેટલી સંપત્તિ સસરાના ઘરની પાસે હતી. સિવાય તેને પરણતી વખતે મળેલું સ્ત્રીધન તથા તેના પિતાએ તેને કામમાં આપેલી કેટલીક વસ્તુઓ વગેરે હતુ. તેથી તેણે બીજા કોઈ કામ તરફ લક્ષ નહિ પરોવતાં સ્વદેશના ભલાની ખાતર સંસાર સુધારો તથા

ઓની કેળવણીની વૃદ્ધિ થાય, તેવા ઉપદેશ અને ઉપાય કરવા લાગી. તે કામમાં મદદગાર તરીકે તેની સખી સીરીન બાઈ સામેલ થઈ. એ રીતે સંસારની ઉમેદવાર થઈને જાણે અવતરેલી સ્વર્ગની અપ્સરાઓ પક્ષપાતને લીધે પોતાની ઉમેદવારીમાં નિષ્ફળ નિવડ્યાથી જાણે પ્રભુને કાંઇ અપીલ કરતી હોય, તેવી રીતે તેઓ ઉપદેશ કરવા લાગી.

---

## પ્રકરણ ૭ મું.

### किंकिनविस्मरंतीहमायामोहीतचेतसः ?

કુંવરબાઇના લગ્ન વખતે દેવબાઇને દુઃખી જોઇને સીરીનબાઈની મા રેતનબાઇ પણ દુઃખી થઈ હતી તે વખતે તેને એવી શંકા થઈ હતી કે—જેમ હિંદુઓમાં બાળ લગ્નના રડાપીટા છે, તેમ પારસી લોકોમાં છોકરીઓ ઉમ્મર લાયક થયા પછી ઘણી મોડી પરણી શકે છે. અથવા કેટલીકને તો પોતાનો ભવ કુંવારી અવસ્થામાંજ પૂરો કરવો પડે છે. તે કાંઇ થોડા સંતાપની વાત નથી. રખેને મારી સીરીનને એવા દુઃખમાં રહેવું પડે ! એ શંકા હમણાં ખરી પડવાથી તેનું દુઃખ રતનબાઇ ભોગવતી હતી. કેમકે હવે સીરીનબાઇ ઊમ્મર લાયક થઇ ગયા છતાં માણેકશાહ તેને પરણાવવાની કાંઈ કાળજી કરતો નહોતો. ખરૂ કહીએ તો કાળજી કરતો હતો, પણ રામશંકર પંડિતની માફક તે પણ પોતાની જાતમાં ચાલતી હાનિકારક રૂઢિમાં ફસાઇ પડીને સીરીનબાઇના જોબનનો વખત વહી જવા દેતો હતો. તેથી તે કાળજી નહિ કર્યાની બરોબર હતું. તે કયી રૂઢીમાં રૂઢ થયો હતો, તે જાણવું જરૂરનું છે. પ્રથમ તો જ્યારે સીરીનબાઇનું કોઇ ઠેકાણેથી માગુ આવતું હતું ત્યારે તે રામશંકર પંડિતની માફક કુળ મોટપના ખોટા અભિમાનમાં રહીને પરણનાર વ-

રના ગુણુ-સ્વભાવ કે ચાલ ચલગત ઉપર ઝાઝું લક્ષ નહિ આપતાં; ફક્ત નીચ કે ઊચ કુળનો તપાસ કરતો હતો. એવો તપાસ કરવો, એ કામ જો કે વ્યાજબી છે, તોપણ તે હદથી જાદે કરતો હતો. અને ખરી કુલીનતાના ગુણ તેનામાં છે કે નહિ; તે જોયા વગર માત્ર અગાઉ થઈ ગયેલા કુલીન પુરૂષની ઓલાદનો તે છે, એટલુંજ જોતો હતો. તેમ કરતાં જ્યારે કોઇ નામિચા કુળનો છોકરો તેને મળી આવતો, ત્યારે તે પોતાની જાતના કઢંગા રીવાજ પ્રમાણે અથવા બીજી રીતે કહીએ તો તેની પોતાનીજ માફક પેહેરામણીની મોટી રકમની માગણી કરતો હતો. તેથી તે વાત તેને પરવડતી નહોતી. અને જ્યારે કોઇ ઓછી પેહેરામણી લેઇને પરણનાર વર મળતો, ત્યારે તે ગમે તેવો અચ્છો, મળતા ગુણુ-સ્વભાવનો અને રૂડી ચાલ ચલગતનો હોવા છતાં તે બહુ નામિચા કુળનો ન હોવાથી તેને પોતાની દીકરી આપવામાં તે ઘણું હલકું સમજતો હતો. એ રીતે માણેકશાહ આડી દોઢી રૂઢીના બંધનમાં રહીને પોતાની પુત્રીને માટે વિધાત્રાએ લગ્નના લખેલા લેખ ઉપર પોતાને હાથે પાણી ફેરવતો હતો. જેમ જેમ પરણવાનો વખત વહી જતો હતો, તેમ તેમ સીરીનબાઇ પરણવાની ઇન્તેજારીમાં ઝુરતી હતી. તેને જોઇને રતનબાઇ જેવી તેની ડાહી જનેતાનું કાળજુ ભડકે બળતું હતું. પ્રિય પાઠકો! દુ:ખીના પછી દુ:ખીનુંજ ચિત્ર જોઇને તમને દીલગીર તો થવું પડતું હશે, પણ શું કરીએ? અબળા જાતિના હિમાયતી તરીકે અમારો ઉદ્યોગજ એવાં નજરે જોયેલાં દુ:ખી ચિત્રો પુરવામાં તમારા આગળ રજુ કરીને વાજબી ઇન્સાફ અપાવી, તેમનાં દુઃખ નિવારણ કરવાના ઉપાય તમારી પાસે શોધાવવાનો છે, માટે તેમ કરવું પડે છે.

હવે દેવબાઇની માફક રતનબાઇની છાતી ઉપર સીરીનબાઇ એક બળતી સગડીના જેવી થઇ પડી હતી. તેના પરિતાપથી રત-

બાઇનું શરીર દિવસે દિવસે સૂકાતુ હતું. એવા દુઃખમાં પોતાને ઉતરવું ન પડે, તેટલા માટે તે અગાઉથી ચેતી હતી. પણ માણેકશાહની કુળ મોટપની અવળાઈ અને બે પરવાહને લીધે તેમાં તે ફાવી નહોતી. જો માણેકશાહે મનપર લીધુ હોત, અને કુળ મોટપનું અયોગ્ય અભિમાન ન રાખતાં હરકોઈ સારા ઘરના તથા સારા ગુણ–સ્વભાવના પુરૂષ સાથે પુત્રીને પરણાવવામાં હલકુ સમજતો નહોત, તો સીરીનબાઈ ક્યારનીએ કોઇ યોગ્ય વરને વરી ચૂકી હોત. વળી સીરીનબાઇ જેવી ડાહી અને સદાચરણ વાળી હતી, તેવીજ તે મર્યાદશીલ પણ હતી. તેથી તેની જાતની કેટલીક ઇંગ્રેજી ભણીને સ્વછંદી બનેલી છોકરીઓની માફક માબાપની મર્યાદા લોપીને તેમની મરજી વિરૂદ્ધ કાંઈ પણ કામ કરવા તેની ઇચ્છા નહોતી.

જ્યારે સીરીનબાઇને પરણાવવા વિષે માણેકશાહને કહેતાં રતનબાઈ થાકી, ત્યારે તેણે દેવબાઇની મારફને રામશંકર પંડિત પાસે એ વિષે પ્રબોધ દેવડાવ્યો. એક દિવસે પ્રસંગ જોઇને પંડિતે માણેકશાહને કહ્યું કેઃ—

“ઝવેરી! નાત–જાતની નુકશાનકારક રૂઢીઓને વળગી રહી કામ કરવાથી કેટલું દુઃખ અને પસ્તાવો પાછળથી ભોગવવો પડે છે; તે હું હમણા જાતે અનુભવુ છું, ને તમે નજરે જુવો છો, તેથી વધારે કહેવાની કાંઇ જરૂર નથી. કુંવરબાઇના લગ્ન વખતે તમે મને શીખામણ દીધી હતી, અને આજે મારે તમને બે બોલ કહેવાનો વખત આવ્યો છે એ વાત બીજા માણસોને તો ઘણી વિચિત્ર લાગે ખરી. પરંતુ મારી ભૂલ સારી પેઠે સમજ્યા પછી તમને ભૂલતા જોઇને હું કાંઇપણ નહિં બોલુ તો ઘણો પાપી કહેવાઉં. હું મારા ડહાપણમાં એકવાર ડુલ્યા પછી તમને શીખામણ દેતાં મને ઘણી શરમ આવેછે. તો પણ મારા અનુભવમાં આવેલી તથા બીજી રીતે જાણે-

ली वातोथी तमने वाकेफ करीने मारा जेवी कोइ भारे जोखमदारी-मां तमे उतरी नहिं पडो, तेनी चेतवणी आपवी, ए मारो मित्र धर्म जाणीने ते कह्या वगर माराथी रहेवातुं नथी. तमारी सोरीन-बाइनो कन्याकाळ वही जायछे, एटलुंज नहिं पण जो ते वखतसर परणी न शके, तो तेने कदापी आखो भव कुंवारी अवस्थामां रहे-वुं पडे, एवो संभव तमारा पारसी संसार तरफ निघा करतां ज-णाय छे. ए जोखम तमारे माथे जेवुं तेवुं नहि, पण घणुं भारे छे. गमे तेटली मोटी उम्मरनां छोकरां माबापनी आगळ योग्य म-र्यादाथी बोले–चाले ए विवेक वास्तविक छे. तेमां पण बेन–दिकरीओ जेवी वधारे मर्यादशीळ कन्याओ पोताना लग्ननी वात तथा यौवना-वस्थामां थतुं मदनवेदनानुं महादुःख कदी पण जाहेर करवानी हिंमत करी शके नहिं. पण एवुं दुःख सघळां स्त्री–पुरुषोने जुवान वयमां स्वाभाविक रीते थाय छे तेमा पण पुरुष करतां स्त्रीने वधारे थाय छे. माटे समजु माबापो अगर तेमना वाली–वारसोने घटेछे के–ए विषे तेमणे खूब काळजी राखीने पोतानां पुत्र–पुत्रीओने योग्य उ-म्मरे पोहोचतां घटते ठेकाणे परणाववां जोइए.

परमेश्वरे मनुष्य अने बीजां प्राणीओने स्त्री तथा पुरुष ए वी बे जातमां विभक्त कर्याछे. स्त्री अने पुरुष ए संसारनां बे अं-ग छे. ए बे अंग जोडायाथीज संपूर्ण अंग थायछे. स्त्री अने पु-रुषे परस्पर जोडाइने एक बीजाना आश्रयथी चालवुं तथा एक मे-कने आधीन थइने रहेवुं, एवो सृष्टिनो नियम छे. माटेज तेमनो स्वार्थ एक बीजाना आश्रय विना सिद्ध थाय नहिं, एवो संबंध प्र-भुए तेमनामां मूक्यो छे. वास्तविक रीते जोतां जगतमां प्रेम सर्व सुखनुं उत्पत्ति स्थान छे. प्रेमनां रूप अनेक छे. परंतु एक बीजाना सुख–दुःखमां सरखो भाग लेनार शरीर जूदां छतां एक प्राणवाळां

દંપતિમાં જે પ્રેમ છે, તેજ ખરો પ્રેમછે. પ્રેમની સંપૂર્ણતાજ તેમાં છે. એ પ્રેમનું સુખ દરેક માણસે અવશ્ય લેવું જોઇએ. અને તે સ્ત્રી-પુરૂષે પવિત્ર લગ્ન કરીને જોડાયા શિવાય મળતું નથી. વળી સ્ત્રી-પુરૂષોમાં જૂદા જૂદા ગુણો જે કુદરતે મૂકેલા છે, તે જ્યારે એકઠા થાય છે, ત્યારેજ પ્રકાશ પામે છે. જ્યાં સુધી એ ગુણોને પ્રકાશ પામવાનો અવસર મળતો નથી, ત્યાં સુધી સ્ત્રી-પુરૂષોનું મન ઘણું દુઃખી થાય છે. માટે લગ્ન કરી જોડાવાની જરૂર છે.

સ્ત્રી યુવાવસ્થામાં જો કુવારી હોય છે, તો પછી તેની દ્રષ્ટિએ યોગ્ય પુરૂષ પડતાંજ તેને વરવાની તેની સ્વાભાવિક મનોવૃત્તિઓ આતુર થઇ જાય છે; તે કોઇથી પણ અટકાવી શકાતી નથી. તે છતાં કદાપી તેને અટકવાની ફરજ પાડવામાં આવે છે, તો પછી તેની પીડા તે સ્ત્રીને ઘણી ભોગવવી પડછે. મહા કવિ કાલિદાસ કૃત અભિજ્ઞાન શકુન્તલા નાટક વાંચવાથી જણાય છે કે યૌવનાવસ્થામાં પોહોચેલી શકુન્તલા જેવી ઋષિ કન્યાની દ્રષ્ટિએ દુષ્યંત રાજા જેવું યોગ્ય પાત્ર પડતાંજ તેને વરવાની ઇચ્છા થઇ હતી. અને તે વખતથી મદન વેદનાની મહા પીડામાં તે પડી હતી. જુવો, શકુન્તલા માલિની નદીના તીરે એક લતા મંડપમાં કામવિકારથી પીડાતી સુતેલી છે, અને તેની બે સખીઓ પ્રિયંવદા તથા અનસૂયા પાસે બેસીને એક કમળપત્રના વિંઝણા વડે વા નાખે છે. અને પુછે છે કે "અલી બેન શકુન્તળા, આ કમળપત્રના વાએ કરીને તને કાંઇ સુખ થાય છે કે નહિ ?" તેના જવાબમાં શકુન્તલા કહે છે કે–"બેનો, તમે મને વા નાંખવાની મેહેનત શું કરવા કરો છો ?" મતલબ કે તેનું દુઃખ પવન નાંખવાથી મટે તેવું નથી. તેજ પ્રમાણે શ્રીમદ્ બાણુ ભટ્ટ કૃત "કાદંબરી" નામની નવલકથામાં ચિત્રરથ રાજાની કાદંબરી નામે મહા ચતુર રાજકન્યાની વાત છે. તેને મહાશ્વેતા કરીને એક

ડાહી સખી હતી. તેના મનમાં પુંડરીક નામના મુનિકુમારને જોઇને કેવો વિકાર થયો હતો? તે વિષે તેણે પોતેજ ઉજ્જયિનીના રાજકુમાર ચંદ્રાપીડના આગળ વર્ણન કર્યું છે, તે સાંભળો:—

* * * * * * * *

"(તેણે કરીને) દીર્ઘશ્વાસ મૂકતી મૂકતી હું,—નિમેષ રહિત, જરા જરા મીચેલી, વાંકી અને અતિ ચંચળ કીકીને લીધે અંદરથી વિચિત્ર દેખાતી મારી જમણી આંખવડે જાણે ઉમંગથી તેનું પાન કરતી હોઉં, તેની પાસે કંઇ માગતી હોઉં, હું તારે આધીન છું, એમ કહેતી હોઉં, સામે રહીને મારા હૃદયનું તેને જાણે અર્પણ કરતી હોઉં, સર્વાત્માથી જાણે તેનામાં પ્રવેશ કરતી હોઉં, તન્મય થઇ જવાને જાણે ઇચ્છતી હોઉં, મદનથી હારીને જાણે રક્ષણને અર્થે તેને શરણ જતી હોઉં, હૃદયમાં મને અવકાશ આપો, એવી જાણે તેની યાચના કરતી હોઉં, તેમ—તેની સામું ઘણીવાર સુધી જોઇ રહી. અરેરે! મેં આ કેવું અયોગ્ય, શરમ ભરેલું, કુલીન કુમારીઓને અઘટિત કામ આરંભ્યું છે!—એમ જાણવા છતાં મારી ઇંદ્રિઓને હું વશ રાખી શકી નહિ; જાણે સ્તબ્ધ થઇ ગઇ હોઉં, ચિત્રેલી હોઉં, કોતરેલી હોઉં, બાંધેલી હોઉં, મુર્છામાં હોઉં, અથવા કોઇના હાથમાં હોઉં તેમ તત્કાળ ઉત્પન્ન થયેલા અવષ્ટમ્ભને લીધે સર્વ મારાં અવયવ નિશ્ચળ થઇ ગયાં, અને કહ્યા શીખવ્યા વિનાના, કહેવાય નહિ એવા, કેવળ મને પોતાનેજ જાણતા (કોઇક ભાવે) કે કોણ જાણે તેના અતિશય રુપે, કોણ જાણે મારા મને, કોણ જાણે મદને, કે નવ-યૌવને, કે અનુરાગે કે કોણ જાણે કોણે એ શીખવ્યું? તે મને સમજાતું નથી.

* * * * * *

વળી મને વિચાર થવા લાગ્યો કે—આવો શાંત પ્રકૃતિનો પુરૂષ જેણે સુરત-સમાગમ દૂર કરેલો છે તેના ઉપર મને (મોહમાં) ના-

ખતાં આ અનાર્ય મદને કેવું અયોગ્ય કર્મ આચર્યું છે? ખરેખર સ્ત્રી જનનું હૃદય એવું તો અતિ મૂઢ છે કે અનુરાગના વિષયની યોગ્યતાનો પણ વિચાર કરી શકતું નથી! કયાં આ ઝગઝગતું તેજ તથા તપનું ધામ, અને કયાં પ્રાકૃત જનને પ્રિય, મકરકેતુની ચેષ્ટા? નક્કી, આ કુમાર પોતાના મનમાં, મને મદન—વિડમ્બિત જોઇને હસતો હશે. વળી આ પણ વિચિત્ર છે કે હું આટલું આટલું જાણું છું તે છતાં મ્હારો વિકાર દૂર કરી શકતી નથી! બીજી ઘણીએ કન્યા લજ્જા તજીને પોતે પોતાના પતિ પાસે ગઈ હશે; ઘણી નારીઓને આ અવિનયિ મકરલાંછને ઉન્મત્ત કરી હશે—પરંતુ મારી પેઠે તો કોઇને એ નહિ થયું હોય. માત્ર આકારજ જોયાથી આકુલ વ્યાકુલ બની જઇને એક ક્ષણમાં મારૂં અંતઃકરણ કેમ આમ પરવશ થઇ ગયું હશે? કામને દુર્નિવાર્ય કરનાર તો કાળ અને ગુણ છે! ત્યારે હવે, જ્યાં સુધી હું સચેતન છું, અને જ્યાં સુધી એણે મારામાં મદન—દુર્વિકારની લઘુતા સ્પષ્ટ જોઇ નથી ત્યાં સુધીમાંજ ઉચિત છે કે આ પ્રદેશમાંથી મારે જતાં રહેવું.”

એ પ્રમાણે મદન વેદનાના ઘણા દાખલા છે. માટે વિના કારણે અથવા દૂર થઈ શકે તેવા નજીવા કારણથી અટકીને પુત્ર—પુત્રીઓને કુવારી અવસ્થાના દુઃખમાં કદી નહિ રાખવાં જોઇએ. પુત્રીને યોગ્ય ઉમ્મરે પહોચ્યા પછી કુંવારી રાખનાર માબાપના શરીર ઉપર કદી નહિ ઉપાડી શકાય તેવો મહાભારત બોજો છે. જ્ઞાની પુરૂષો પોતાને માથેથી એવો ભાર ઉતારવા માટે બની શકે તેટલી મેહેનત કરે છે. અગાઉના વખતમાં પણ એ વિષેનું જોખમ સંપૂર્ણ રીતે લોકોના સમજવામાં હતું, એવું આપણે જૂની તવારિખો ઉપરથી જોઈએ છીએ. જૂઓ શકુંતળાને સાસરે વોળાવીને આવ્યા પછી જ્યારે તેની સખીઓ પ્રિયંવદા તથા અનસૂયાએ કણ્વ ઋષિને

કહ્યું કે—"દાદા, શકુન્તળા વગરનું આ તપોવન કેવળ સૂનું સૂનું લાગે છે." તેના જવાબમાં કણ્વ ઋષિએ કહ્યું કે—ઘણો સ્નેહ હતો તેથી તમને લાગે તે ખરૂ છે. દીકરા, વિયોગનું દુ:ખ તો ખરૂંજ. પણ એક ઠીક થયું કે—શકુન્તળાને સાસરે વોળાવી દીધાથી હું સ્વસ્થ થયો. મારા ઉપરનો બોજો ઉતર્યો કેમકે:—

દોહરો.

પુત્રીને ધન પારકું, રાખ્યૂં સાચવિ હોય;
દેવૂ પાછૂ તેહને, ધણી હોય જે કોય.
તેમ કરીને હું હવે, થયો સ્વસ્થ મન શાંત;
નીરાંતે નિદ્રા થશે મટયો સહુ કલ્પાંત.‡

એ પ્રમાણે કણ્વ ઋષિ જેવા મહા જ્ઞાની પુરૂષે પણ કહ્યું છે તે વ્યાજબી છે. અમારા હિંદુ ભંડળોમાં હજુ પણ એવું જોખમ સમજવામાં આવે છે. તમારા પૂર્વજો પણ અસલ એ વિષે સારી પેઠે સમજતા હતા. પણ હમણાં તમારી જાતમાં ઘણા ખરા માણસો એ બાબતમાં બે પરવાહ બનેલા જણાય છે. માત્ર કેટલાક નજીવી અડચણો દૂર કરવામાં રાખેલી આળસને લીધેજ હમણાં ઘણીક પારસી કન્યાઓ કુંવારી અવસ્થાનો દુ:ખ ભોગવેછે. એ વિષે એક અનુભવી વર્તમાન પત્રનો અધિપતિ એક સવાલના જવાબમાં લખે છે કે:—

પારસી કોમની છોકરીઓ પરણવાની ઉમ્મરે પોહોચતાં સુધીમાં જો તેઓને ભરથાર મળી જાયછે, અથવા સારાં ભાગ્યે તેઓના માબાપો મટલી તપાસ રાખીને તેઓને પરણાવી દે છે, તો ઠીક

‡ રા. રા. ઝવેરીલાલ ઉમીયાશંકર યાજ્ઞિક એમણે કરેલા અભિજ્ઞાન શાકુન્તળા નાટકના ગુજરાતી ભાષાન્તરમાંથી.

થાય છે. પણ ખરી જોબનની વય વિતી ગયા બાદ તલક જયારે તેઓ પરણી શકતી નથી, ત્યારે તેઓ પોતાની તનદુરસ્તી ખોઇ બેસે છે. અને એક વખત એક જુવાન અને ઉમેદ ભરેલી સ્ત્રી પોતાનું કુદરતી રંગ-રૂપ અને તનનું સુખ ખોઇ બેસે છે. એટલે તેને ભરથાર મળવો મુશ્કેલ થઇ પડેછે. આજે ઘણી પારસણો વગર પરણેજ ગોયા પોતાનો ભવ બાળી જીંદગી આખર કરેછે. એ આ જમાનાની અઘટીત સુધરાઇનું અને છુટછાટનું એક અફસોસ ભરેલું પરિણામ છે. સુધરાઇને નામે ખરી ખરાબીની અને ફજેતીની ખાઇમાં આજના અવિચારી પારસીઓ હોમાવી બેઠા છે. અને સઘળી રીતે હાર માર તથા રૂશ થવા લાગ્યા છે.

ઘટતી ઉમ્મરે આવતાં પોતાના દીકરા-દીકરીઓને પરણાવવાની અસલી પારશીઓની ભલી તદબીરો પડતી મેલી અંગ્રજોને પગલે ચાલવા જતાં આજે સઘળો સંસાર બેતાલ અને બેઇજતી ભરેલો થઇ પડયો છે, અને તે પરમેશ્વરના વાજબી ઇન્સાફની લાકડીના ફટકા બી આજે તેજ સખ્સોનાં મસ્તકો ઉપર પડવા લાગ્યાછે. કે જે સખ્સોએ એવા બેહુદા અને પોતાના દેશ તથા દેશીઓની હાલતને નહિ છાજતાં સુધારાની આગેવાની કીધી હતી. પારસી મંડળમાં આજે સેંકડે પચાસ કન્યાઓ વીસથી ત્રીસ ત્રીસ વર્ષની ઉમ્મરની કુંવારીઓ પડી છે. અને તેથી તેમનાં માબાપોને તથા વાલીઓને દિવસની ભૂખ અને રાતની ઉંઘ ખોઇને પોતાની હયાતી આખર કરવી પડે છે.

મોટી ઉમ્મરની પારસી છોકરીઓ પરણવાની ઇન્તેજારીમાં ઝુરે છે. અને મોટી ઉમ્મરના પારસી જુવાનીઆઓ પરણાવાની બેદરકારી બતાવી છોકરીઓના માબાપો પાસેથી નાણાંની અને જર માલની મોટી થમનીઓ માગેછે. એવાજ સબબોથી પારસી સંસા-

રની ગોયા મોહોકાણ વળી રહી છે. નહિ તેઓને માથે વાંસે કોઇ મંડળી મળે, કે નહિ કોઇ આગેવાનો અને કદરદાનો મળે. પૈસાવાળાઓ તો પૈસાના લોભમાં ભૂખ્યા સગ બચ્ચા જેવાઓની સન્મુખ નાંખી પોતાની દિકરીઓનો ઉઠાવ કરવાને ઘડીભર ફાવે છે. પણ ખરેખરૂં મરણ અને રડણ બિચારા ગરીબ અને વચલે વાંધેના પારસીનું થઇ પડયું છે. એવી હાલતના પારસીઓ અને પારસણો મોટાઓ અને આગેવાનોમાં ખપનારાઓની શીખવણી પર અને ચાલચલણ પર ચાલવા જતાં આજે સઘળી રીતે બતંગ અને વિકટ હાલતમાં આવી પડયા છે. ”

ઝવેરી ! આ ટીકા મને તો ખરેખાત વાજબી લાગેછે. અને તે તમારી કોમના આગેવાન શેઠીઆઓએ લક્ષમાં લેઇને લગ્ન સંબંધી ધારા સુધારીને સઘળાં સ્ત્રી–પુરૂષો યોગ્ય ઉમ્મરે પોહોચતાં વગર હરકતે પરણી શકે, તેવા માર્ગ ખુલ્લા કરી આપવાની જરૂર છે. તમારે પણ તે વિષે બને તેટલું કરવું જોઇએ. પણ હમણાં તો હું તમને તમારી સીરીનબાઇના લગ્ન માટે યોગ્ય તજવીજ કરવાની સલાહ આપુછું. અને તેનાજ સંબંધમાં હમણાં મેં તમારી આગળ જરા લંબાણથી વિવેચન કર્યું છે. તેથી આશા છે કે તમે તે લક્ષમાં રાખીને સીરીનબાઇને જલદી પરણાવાની પેરવી કરશો.”

એ રીતે અનેક પ્રકારના દાખલા–દલીલોથી ઝવેરીને પંડિતે પ્રબોધ કર્યો. પ્રિય વાંચનાર ! આ પંડિત અને ઝવેરી બંને જણે એક બીજાને પ્રસંગ આવે કરેલો ઉપદેશ તથા તેમના બીજા વિચાર જાણવાની જે તક મળી છે, તે ઉપરથી તેમની વિદ્વતા અને સારી સમજનો કાંઇક ખ્યાલ થાય છે ખરો, પણ જ્યારે તેમને ઘેર અવસર આવ્યો, ત્યારે “પોથીમાંના રીંગણાં.” કહીને ઉપદેશ કરનારાઓની માફક તેમને વર્તતાં જોઇને આપણને તુર્ત તો જરા અજાય-

ભી લાગે છે. પણ જ્યારે આપણા હાલના જનમંડળ તરફ નજર કરીએછીએ, ત્યારે તેમાં અજાયબ થવાનું કાંઇપણ કારણ દેખાતું નથી. કેમકે હાલના વખતમાં એવા સુધારકોનો કાંઇ ટોટો નથી. કદાપી પુસ્તકો, માસીક ચોપાનીઆં, કે વર્તમાન પત્રો વાંચીનેજ ઉજળુ એટલું બધુ દૂધ જાણનારાઓને તો ઘણી અજાયબી લાગે ખરી. પણ તેઓએ જાણવું જોઇએ કે-જેટલા જણ હમણાં બોલતા તથા લખી જાણેછે, તેટલા બધા તે પ્રમાણે કરી જાણતા નથી. ન હોય ભાઈ એ તો ઘેર ઘેર કરશનદાસ મૂલજી કે દુર્ગારામ મેહેતાજી! કે જેઓ મ્હોડે બોલતા તેટલું પ્રસંગ આવે પોતે કરી બતાવતા હતા. એવા નરો તો કોઇ વીરલાજ હશે. ભાઇ! સંસાર સુધારો ક્યારે-થશે કે જ્યારે બધા દેશ સુધારકો જેટલું બોલે છે, તથા લખે છે તેટલું બધું પ્રસંગ આવે પોતે કરી બતાવશે. મ્હોડે બોલવાથી કે લખીને બેશી રહેવાથી સંસાર સુધારો કદી થઇ શકશે નહિં.

માણેકશાહ ઝવેરીને રામશંકર પંડિતે જે ઉપદેશ કર્યો તેની સારી અસર તે વખતે તો ઝવેરીના મન ઉપર થઈ ખરી, પણ કહ્યું છે કે—

## કવિત.

પાવકકું જળ બિંદુ નિવારણ, સૂરજ તાપકું છત્ર કિયો હૈ;
વ્યાધિકું વૈદ્ય તુરંકકું ચાબક, ચોપકકું અંગુઠી દિયોહૈ;
હાથીકું મહાવત એહિ અંકુશ, ભૂત મણિધરકું મંત્ર કિયો હૈ;
સુકદેવ કહે પરિક્ષત સુનો, સબકો ઔાષધ કિયો હૈ પણ—
સ્વભાવકો ઔષધ નહિ કિયો હૈ.

અર્થ—અગ્નિને ઠંડો કરવા પાણી અને સૂર્યનો તાપ મટાડવા

સારૂ છત્ર બનાવ્યું છે. તેજ પ્રમાણે રોગને માટે વૈદ્ય, ઘોડાને માટે ચાબુક, જનાવરને માટે અંગુઠી, હાથીને માટે મહાવત અને ભૂત તથા સાપને માટે મંત્ર કરેલા છે. સુખદેવ, પરિક્ષતને કહે છે કે એ પ્રમાણે બધાને માટે ઔષધ (ઉપાય) છે, પણ સ્વભાવનું ઓસડ કર્યું નથી. મતલબ કે માણસને જે સ્વભાવ પડી જાય છે, તે ઘણું કરીને જતો નથી.

એજ રીતે ઝવેરીના મનમાં પણ મૂળથીજ કુળ મોટપની છાપ પડી ગઇ હતી, તે જેમની તેમ રહી. ને ઘણો વખત વિતી ગયા છતાં સીરીનબાઇને પરણાવવા માટે તેણે કાંઈ પણ કાળજી કરી નહિ. પણ એ છાપ ક્રિયા મુદ્રાલયમાંથી પડી હતી, તેની કાંઇ ગતા ગમ પડતી નથી. તેથી તે કહેવા અમે સમર્થ નથી. આજ કાલ કરતાં ઝવેરીને નીચ-ઉંચ કુળ જોતા રાખીને પરતંત્ર બિચારી સીરીનબાઇના જોબનનાં વર્ષ વહિ જવા માંડ્યાં, પણ તેને પરણવા વખત તો નજ આવ્યો.

હવે કુંવરબાઇ અને સીરીનબાઇ તેમજ દેવબાઇ અને રતનબાઇ સૌ એક બીજાને અરસ પરસ દિલાસો દેઇને દુ:ખના દહાડા પૂરા કરતાં હતાં. પણ તેમના વિષે તો જાણે દૈવની ગતિજ કાંઇક ઉલટી દેખાતી હતી. એવા દુ:ખમાં પણ એકઠાં રહેવાને તેઓ ભાગ્યશાળી થયાં નહિ. અગર જો વિલાસનગરમાં તે વખતે સુધારાનો સૂર્ય પ્રકાશવા છતાં કુંવરબાઇ અને સીરીનબાઇની માફક ઘણીક અબળાઓ તેમના માબાપોના અવળા વિચાર, અને નાત-જાતના કઢંગા રીવાજોના ભોગ થઇ પડીને તેના દુ:ખમાં ઘણી રીબાતી હતી. કેટલીક બાળપણમાં પરણવાથી પતિ સાથે ન બનવાને લીધે કે પતિ ગત થયાથી બાળ રંડાપાના અસહ્ય દુ:ખ ભોગવતી હતી. કેટલીકના માબાપે ધનની લાલચે કન્યા વિક્રય કરીને દશ-બાર વર્ષની પુત્રીને

પચાસ–સાઠકે સીત્તેર વર્ષના મડા સાથે પરણાવવાથી જીવતે ધણીએ રડાપો ભોગવતી હતી. કેટલીક કુળ મોટપની મોટાઇવાળાં માબાપોની મૂર્ખતાને લીધે તથા અવિચારી છોકરાઓની મોટી રકમની પેહેરામણીની માગણીને લીધે કુવારી અવસ્થામાં રહીને દુઃખી થતી હતી. કેટલીક કજોડાંને લીધે નાની વયના પતિને દેખીને કાળજુ બાળતી હતી. એ રીતે વિલાસનગરમાં ત્યાંની સ્ત્રીઓને માથે મૂકેલાં મહા દુઃખના પાપનું ફળ જાણે પ્રગટ થયું હોય, તેમ અકસ્માત દૈવ કોપ થયો. નજીકમા એક મોટો જ્વાળામુખી પહાડ એકાએક ફાટી નીકળ્યો, તેમાંથી બળતા દવે તથા ઉડતી ઉની રાખે વિલાસનગરનો તદન નાશ કર્યો. લોકોનાં ઘરબાર સઘળા દટાઇ ગયાં, ઘણાક જનો કચડાઇને મરી ગયા, ઘાયલ થયા અને થોડાક જણ નાસી પણ છુટયા. એ રીતે વિલાસનગરના ધાર્મિક અને પાપી એમ સઘળા લોકોનો સામટો અને સરખો ઇન્સાફ જગતના ન્યાયાધીશે કર્યો. તેથી 'ઘોના પાપે પીંપળો બળ્યો.' એવું લોકોમા કહેવાયું

---

## પ્રકરણ ૮ મું.

### આરંભ્યા અલગાં રહે, ને હરિકરે સો હોય.

વિલાસનગર શેહેર નાશ પામ્યું; અને ત્યાંના લોકોનું ખેદાન મેદાન થઇ ગયું. પણ જે લોકો નાસી ભાગીને બચી જવા પામ્યા હતા, તેઓમાં પંડિત અને ઝવેરીનું કુટુંબ હતું કે નહિ, તે જાણવા સ્વાભાવિક રીતે સર્વે સજ્જનોનાં મન ઘણાં આતુર હશે. તેથી અમે ઘણો તપાસ કરીને હમણાં તો માત્ર કુંવરબાઇની તથા તેના સસરા દિનમણિની હયાતી વિષેની કેટલીક હકીકત મેળવી શક્યા છીએ. માટે તે પ્રથમ તમારા આગળ રજુ કર્યા બાદ બીજી જેટલી બીના

પાછળથી મળશે તેટલી નિવેદન કરીશું.

વિલાસનગરમાં થયેલા અકસ્માતનાં ચિન્હ થોડીકવાર અગાઉથી જાણવામાં આવ્યાં હતાં. જેઓ અગમચેતિઆ ને બીકણ હતા, તેઓ વેહેલા ચેત્યા તથા ઉતાવળા થયા તેથી બચી ગયા અને જેઓ ધીરજવાન અને ગાફલ હતા, તેઓ ભારમાં રહ્યા તથા દીર્ઘ દ્રષ્ટિ વાપરી નહિ, તેથી આફતના ભોગ થઇ પડ્યા હતા. કુંવરબાઇનો સસગે દિનમણિ ઘણો બીકણ હતો, માટે તે કુંવરબાઇ સહીત જીવ લેઇને એકદમ બહાર નીકળી ગયો. તેથી બંને જણ બચી ગયા હતાં. જો કે આવા પ્રસંગે બીકણપણાનો ગુણ લોકોમાં ઘણો નિંદ્ય ગણાયછે. તોપણ તે ગુણે હમણાં તો ઘણાક જણના જીવ બચાવ્યા હતા. તેમ કરવામાં પ્રભુની ગમે તે પણ ગુપ્ત ઇચ્છા હોવી જોઇએ. નહિ તો એ પ્રમાણે બને નહિ. જુઓ કે ચોરી કરવી એ કામ ઘણુંજ નિંદ્ય છે. તે છતાં કોઇ માણસ મોટા ધનની ચોરી કરી લાવીને કદાપી તેનો તે નીરાંતે ઉપભોગ કરી શકવા પામ્યો, તો તેટલા ઉપરથી ચોરી કરવાનું કામ સારૂછે, એવું કોઇપણ કહી શકશે નહિં; ત્યારે તે વિષે એમજ સમજવું કે એ પ્રમાણે ઉલટું ફળ આપવામાં પરમેશ્વરનો ગમે તે પણ ગુપ્ત સંકેત હોવો જોઇએ. તેજ પ્રમાણે કુંવરબાઇના નસીબમાં કોણ જાણે આગળ કેટલું દુઃખ સુખ ભોગવવું બાકી રહ્યુ હશે, કે તે પૂરૂ કરવા એવી આફતમાંથી પણ તે બચી જવા પામી. નહિં તો અહિંજ તેના દુઃખનો તુર્ત છેડો આવી જાત. એ વિષે કાયર માણસો કહે છે કે–“મુવા પછી દેખવું એ નહિ, ને દાઝવું એ નહિં.” તે પ્રમાણે કુંવરબાઇને પણ થાત પરંતુ વિધાત્રાની મરજી તે પ્રમાણે કરવાની નહોતી. જાણે તેને સરસ્વતીની કરેલી સેવાનો યોગ્ય બદલો મળવાનો હોય, અથવા સરસ્વતી પોતાનું પરાક્રમ બતાવીને કુંવરબાઇની મારફતે સ્ત્રી જાતમાં પોતાનો મહિમા વધાર-

વા ઇચ્છતી હોય, તેથી અગર ચાહે તેવા બીજા કોઇ યોગે કરીનેજ તેનો બચાવ થયો હતો. એ વિષે ખરી ધારણા તો આપણે તેની હવે પછીની હકીકત જાણીને ધારી શકીશું. કુંવરબાઇને બચેલી જોઇને હવે સીરીનબાઇ વગેરેની હયાતી વિષે આપણે કાંઇક આશા અને ધીરજ રાખીશું, ને વળી આગળ વધીને એવી પણ અટકળ કરીશું કે કાં પ્રભુની ઇચ્છા બંને સખીઓને વખૂટાં પડ્યા પછી અણધાર્યા એકઠાં કરીને તેમના હેતમાં વધારો કરવાની ન હોય! તેમ પણ હોય. આપણે તો ઇચ્છીશું ને આશા રાખીશું કે તેમજ હોજો. ત્યારે હમણાં આપણે ચાલો, શીરીનબાઈ વગેરેનો પત્તા મળતા સુધી કુંવરબાઇની અવસ્થાનું અવલોકન કરીએ.

વિલાસનગરની આફતમાંથી બચી જવાને સારૂ દિનમણિ જ્યારે પોતાની કુલવધુ કુંવરબાઇને લેઇને શેહેર બહાર નીકળ્યો, તે વખતે મધ્ય રાત્રિ હતી. વળી કૃષ્ણ પક્ષની બારસ હોવાને લીધે રાત પણ અંધારી હતી. ને અધુરામાંપૂરૂં આકાશ વાદળથી ઘેરાયેલું હતું. તેથી નજીકની વસ્તુ પણ દેખી શકાય નહિં, એવું ઘોર અંધારૂં થયું હતું. મન ગભરાટમાં હોવા છતાં અટકળે અટકળે જેમ તેમ કરીને બંને જણ શેહેર બહાર નીકળ્યાં તો ખરાં; પણ ત્યાંથી ક્યાં–કયી દિશામાં જવું, તેની કાંઇ ગતાગમ પડી નહિં. તોપણ આફતમાં આવી જવાના ડરને લીધે દિનમણિને એક પળવાર પણ થોભવું પરવડ્યું નહિં. તેથી જીવ લેઇને કોઇપણ દિશામાં પ્રભુનું નામ દેઇને પરવર્યો. પરંતુ પુત્રવધુ પુંઠે આવે છે કે નહિં, તે જોવાનું ભાન પણ ભૂલી ગયો; ને બીકનો માર્યો ચાલ્યો તે ચાલ્યોજ. કેટલેક દૂર જઇ પોહોચ્યો, ત્યાં સુધી તો કુંવરબાઇ તેની પાછળ પાછળ ઉતાવળી શ્વાસ ભરી ચાલી ગઇ. પણ તેના પગ જોડા વગરના અડવાણ હોવાથી તેમાં કાંટા વાગતા હતા. તે હિંડતાં હિંડતાં પણ ચાલવાની ગતિ જ-

રા ધીમી કરીને વાંકી વળી કાઢતી હતી. તેથી બંને જણ વચ્ચે કેટલુંક અંતર પડી ગયું હતું. તેવામાં વળી એક જબરો કાંટો પગમાં વાગવાથી નીચે બેસીને કાઢતાં જરા વાર લાગી ને વધારે છેટું પડી ગયું. 'કાંટો કહાડીને જરા ઉતાવળી ચાલી પડેલું અંતર પૂરૂં કરીશ' એવા વિચારમાં કુંવરબાઇએ દિનમણિને ઉભા રહેવાનું કહ્યું નહિં; તેમજ દિનમણિના દીલમાં એવું કે જાણે કુંવરબાઇ મારી પાછળ આવે છેજ. એ રીતે બંને જણ પોત પોતાના વિચારમાં ઠગાયાથી છેટું વધારે પડી ગયું. તેથી–અગરજો અંધારાને લીધે કુંવરબાઇ પ્રથમ થોડા અંતરમાં પણ દિનમણિને દેખી તો શકિત નહોતીજ. પરંતુ તેના ચાલવાનો ધણસારો તેના શરવા કાનને લાગવાથી તેના આધારે આધારે પાછળ ચાલી જતી હતી–તે ધણસારો પણ સંભળાતો હવે બંધ પડ્યો. માટે અટકળે ચાલવા જતાં કેવળ જૂદેજ માર્ગે તે ચડી ગઇ. કેટલેક દૂર ગયા છતાં પણ દિનમણિને ચાલવાનો ધણસારો ફરીથી તેના સાંભળવામાં ન આવ્યો, ત્યારે તેને બોલાવી જોવાનું ભાન આવ્યું. પછી ગભરાટમાં બે ચાર સાદ પાડી જોયા, પણ સામો જવાબ મળ્યો નહિં. કેમકે એક તો બીકને લીધે તેનું બોલવું જરા ધીમે સાદે હતું. અને બીજું દિનમણિનો પ્રાણ ચોટીએ હતો. એ બે વાતોએ સાથે મળીને સંપ કર્યો હતો. તેથી તેનું બોલવું કોણ સાંભળે? ને જવાબ આપે! તે સમજવું સહેલ છે. જ્યારે તેને જવાબ નજ મળ્યો અને તે પોતાના સસરાથી વછુટી પડી ગઇ, એવું તેના સમજવામાં આવ્યું ત્યારે તે ઘણી ગભરાઇ તો ખરી, પણ એકદમ રડી પડી નહિ ને દિનમણિને પોહોચી મળવાની આશામાં ઘણીજ ઝડપથી ચાલી. પરંતુ "લેને ગઇ પૂત અને ખોઇ આવી ખસમ." એ કહેવત જેવું તેને પણ થયું. કેમને તેના સસરાને મળવાનું તો રહ્યું, પણ તે ઉલટી એક મહા વેરાન અને ઝાઝી ઝાડીવાળા જંગલમાં જઇ ભરાઇ. ત્યાં એક તરફ

ઘણા ઊંચા પર્વતોની હાર અને બીજી તરફ અતિશય ઉંડાં કોતર આવેલાં હતાં. તથા સામી બાજુએ ઝાડીની ગટા એટલી બધી ઝુકી રહી હતી કે આગળ ચાલવાનો માર્ગ પણ તેને ઘણી મૂશ્કેલીથી મળતો હતો. વળી આસપાસ ભિન્ન ભિન્ન રાગની ઘણીજ ભયંકર ચીસોના નાદ ઉપરા ઉપરી સંભળાતા હતા. જો કે તે જૂદી જૂદી જાતનાં ફાડી ખાનારાં જંગલી જનાવરોનો નાટારંગ થતો હતો. તોપણ કુંવરબાઇને તો એ બધુ "હોડીઆને મન હસવું ને જનાવરનો જીવ જાય." એવું થતું હતું. તેથી જાણે તદન હોસ-કોસ ઉડી ગયા હોય, એવી તેના શરીરની સ્થિતિ થઇ ગયેલી દેખાતી હતી. બધા નાટયકિઓ પેહેલા પ્રવેશમાં એક વાર પોતપોતાને મનગમતુ નાચી કુદી તથા ગાઇ રહ્યા પછી જ્યારે તેમનો સૂત્રધાર વિક્રાળ વનપતિ રાજાનો વેષ લેઇને આવ્યો, ત્યારે તેણે પ્રથમ પોતાની આણમનાવવા સારૂ એવી તો કારમી ચીસ પાડી કે-કેટલાંક બીકણ પશુઓ તો ખરેખાત લઘુશંકા કરી ગયાં, ને રંગભૂમિ છોડીને ત્યાંથી ચોરની માફક ચાલી અદશ્ય થઇ ગયાં. તે જોઇને વિદૂષકનો વેષ ભજવવામાં ભલપણ પામેલો એક ખંધો શિયાળ સમયસૂચકતા વાપરીને જાણે કાંઇક ટોળ કરતો હોય, તેનું ડોળ દેખાડીને એક જાળામાં જઇ ભરાયો. ને પછી છુપી રીતે સૂત્રધારની ચેષ્ટા કરવા લાગ્યો. રાત્ર દિવસ એવાં થતાં નવરંગી નાટકો જોવા સારૂજ જાણે જન્મેલાં હોય, તેવાં વગડાનાં વૃક્ષો વિના આ ભયાનક પણ ગંભીર ક્રિયા બીજુ કોઇ જોઇ કે સમજી શકતુ નહોતુ. અત્યાર સુધી ચૂપકિદી પકડીને શાન્ત ચિત્તે સાંભળતાં તમામ તરૂવરો હમણાં આ હાસ્યજનક ખેલથી ખુશી થઇને જાણે ખડખડ હસી પડયાં હોય, તેમ તેમણે એકાએક પોતાનાં પલ્લવો પવનની મદદથી હલાવવા માંડયાં. અને ડાળીઓ રૂપી પોતાના હાથ વડે એક બીજાને નમી નમીને હર્ષની તાળીઓ આપવા લાગ્યાં. એવું થોડીક-

વાર થયા પછી સઘળું અરણ્ય પાછું શાન્ત પડેલું દેખાયું. પછી તુરતજ એ મોટા વનનો ચક્રવર્ત્તિ રાજા સિંહ પોતાની ભયાનક ભાષામાં જાણે કાંઇ વિપરીત વાત કહેતો હોય, તેવી રીતે ગર્જના કરવા લાગ્યો. એ બધાથી કુંવરબાઇના શરીરનાં તમામ ગાત્ર નરમ થઇ ગયાં. ભલભલા શૂરવીર પુરૂષોનું કાળજુ પણ તેવી વખતે ભય પામીને થરથર કાંપે, તો પછી બિચારી કુંવરબાઇ જેવી અબળાજાત ત્રાસ પામે તેમાં શી નવાઇ ! અગરજો તે ઘણી ચતુર અને હિંમતવાન હતી, તોપણ પોતાના અબળા જાતિના સ્વભાવ પ્રમાણે એવો જુલમ ઝાઝીવાર સહન ન થયાથી તે એકદમ મૂર્છા પામીને ધરણીપર ઢળી પડી. પડી એ તો પડી, પણ પડવાનું ભાન ન રહ્યાથી એક ઘણા કઠણ કાંટાવાળા જાળા ઉપર પડી તેથી તેની તમામ કોમળ કાયા ઉપર તીક્ષણ અણીવાળા કાંટા વાગ્યાથી તેનું શરીર લોહીલુહાણ થઇ ગયું, તે છતાં તેને કાંઇ ખબર પડી નાહં. પણ અંગે વાગ્યાની વેદનાના રઘવાટમાં ત્યાંથી લથડીને ચીતાપાટ વેગળી જમીન ઉપર જઇ પડી.

અહિંથી હવે પ્રભુની પૂરી કૃપા વગર ફરી જીવતી ઉઠે એવી આશા નહોતી. તેના જીવનની દોરી તુટવાની હવે માત્ર થોડીજ વાર હતી. કેમકે તે જે વખતે જાળા ઉપર પડી તેજ વખતે એક બીજો વિપરીત બનાવ બન્યો હતો. તે એ કે જાળાની અંદર એક મોટો ઝેરી સાપ ભરાઇ રહેલો હતો. તેણે કુંવરબાઇને પડતાં વાંતજ તેના જમણા હાથના અંગુઠા ઉપર ડંખ દીધો હતો. તેનું ઝેર આખા શરીરમાં ચડવું શરૂ થયું હતું. હવે આવી અંધારી રાત્રે વનવગડામાં તેના પ્રાણનું સંરક્ષણ કરે તેવું જગતના બળવાન બેલી વગર બીજુ કોઇ નહોતું.જૂવો કે રાતનો વખત હતો, ઘાતકી પ્રાણીઓથી અરણ્ય ભરપુર હતું, અકસ્માત પણ કોઇ માણસ ત્યાં

આવી ચડે તેવો સંભવ નહોતો, નાગ ઘણો ઝેરી હતો, ને આખા શરીરની તમામ રગોમાં ઝેર પ્રગટ થવા પામ્યું હતું. હવે શી રીતે તેના જીવનની દોરી કાયમ રહેશે? અને શી રીતે તે સસરાનો સંગાત કરી શકશે ? શી રીતે સગાં સહોદરની સન્મુખ જઇ શકશે ? શી રીતે સખી મંડળમાં જઇને શાણપણની વાતો કરશે ? અને શી રીતે હવે તે પોતાના પ્રાણપ્રિય પ્રભુને મળશે ? તેનો વિચાર પણ આપણાથી તો થઈ શકતો નથી. કેમકે હમણાં આપણે તેને જે સ્થિતિમાં પડેલી જોઇએ છીએ, તેમાંથી બચે તેનું એક પણ કારણ આપણને જડતું નથી. પણ ભાઇ, ઇશ્વર ઇચ્છા ઘણી બળિષ્ટ છે. કહ્યું છે કે—'જેને રામ રાખે, તેને કોણ ચાખે ? ' જે વસ્તુ મળવાનો સંભવ ન જણાતો હોય, તે વસ્તુ પ્રભુની ઇચ્છાએ કરીને અનાયાસે પોતાની મેળે પ્રાપ્ત થાય છે. કુદરતના એવા અગમ્ય નિયમ પ્રમાણે હમણાં કુંવરબાઇને પણ થયું. ને તેનો આત્મા શરીરનો સંબંધ છોડીને જતા અટકી પડયો. જાળામાંથી નીકળીને પાછી જે ઠેકાણે તે પડી હતી, ત્યાં ઘણા પ્રકારની વનસ્પતિના છોડવા ઉગેલા હતા. તેમાંના એક છોડવામાં એવો ગુણ રહેલો હતો, કે તેને સુંઘવાથી ગમે તેવા ઝેરી સર્પનો ડંખ ઉતરી જાય.* કુંવરબાઈ જમીન ઉપર પડેલી હતી, સુંઘવામાં એ છોડવો અજાણપણે

* જ્યારે વગડાની અંદર સાપ અને નોળીઉ સામા સામી લડે છે, અને સાપ નોળીઆને કરડે છે, ત્યારે સાપનું ઝેર પોતાને ન ચડે તેટલા સારૂ નોળીઉ ઝડપથી દોડી જઇને વનસ્પતિના કોઈ છોડવાને સુંઘીને પાછું આવે છે. તેથી તેને ઝેર ચડતું નથી એ રીતે જેટલી વખત સાપ તેને ડંખે છે, તેટલી વખત જઈને પેલા છોડવાને સુંઘેછે આવો પ્રયોગ થતાં મેં પ્રત્યક્ષ નજરે જોયો છે. પણ ઘાણીજ અવાવર જગોમાં અનેક જાતની વનસ્પતિના છોડવા હતા, તેમાં પેસીને નોળીઉ સુંઘીને સાપની પાસે આવતું હતું. તે મારાથી જોઇ શકાય તેવું ન હોવાથી તે છોડવાને હું ઓળખી શકયો નહિં. (ગ્રંથકર્તા.)

આવ્યો. તેથી તેને ચડેલું ઝેર તુર્ત ઉતરી ગયું. વાહ! ઇશ્વરની કેટલી બધી કરૂણા! અને અદ્‌ભૂત ચમત્કાર! લોકો કહે છે કે ફલાણા માણસને પ્રભુ મળ્યા, અથવા તેને વરદાન આપ્યું, તે આનુંજ નામ. પ્રભુ કાંઇ વેષ લેઇને આવતા નથી. તેમ કોઇને કાંઈ કહી જતા નથી. માત્ર તેમની કૃપા અવકૃપા ઉપરથી આપણે તેવું માનીએ છીએ.

ઝેર ઉતર્યા પછી કેટલીક વારે કુંવરબાઇ પૂર્ણ શુદ્ધિમાં આવી તો ખરી, પણ શરીર ઉપર કાંટા વાગેલા તેની અસર હજુ જેમની તેમ હતી. તોપણ હૈયું કઠણ કરીને એક ઝાડ તળે બાકીની રાત પૂરી કરવાને ઇરાદે ત્યાંથી ઉઠી, અને નજીકમાં એક વડના ઝાડ તળે જઇ બેઠી. હજુ આસપાસ પ્રાણઘાતક પશુઓના ડરામણા શબ્દ તેના સાંભળવામાં આવતા હતા. પણ હમણાં તેને નળાખ્યાનમાંથી વાંચેલી દમયંતી રાણીની દશા યાદ આવ્યાથી અને તેના જેવુંજ દુઃખ પોતે અનુભવતી હોવાથી ધૈર્ય ધરીને "ઇશ્વરઇચ્છાએ જે બને તે ખરૂ." એવું દીલમાં વિચારી કાંઇપણ ગભરાયા વગર નિશ્ચિંતપણે પેહેરેલી સાડીનો એક છેડો પાથરીને સુતી. પણ તેને થતી વેદનાથી જરાએ નિદ્રા આવી નહીં, તેથી વગર ઉંઘે પડી રહી. પરંતુ એવી હાલતમાં પડી રહેવાનું પણ જાણે તેના ભાગ્યમાં ન હોય, તેમ તેને એક બીજુ અણધાર્યું વિઘન આવી નડયું. જે વડ હમણાં તેનું વિશ્રામભવન થઇ પડયો હતો, તેની પાછળમાં એક મોટું વાંધુ હતું. તે આ મોટા અરણ્યમાં વસતા વનપતિઓમાંના એકનો દરબાર અથવા રાજમંદિર હતું. અને આ વડ જાણે તેની પરિસીમાનો પીલ્લર હોય, એમ લાગતું હતું. કુંવરબાઇ અજાણપણે એવી જગો ઉપર જઇને સુઇ રહી હતી, એવામાં એવું બન્યું કે પોતાની હદમાં પરહદના એક વનરાજને આવતો જોઇને તે અરણ્યના રાજાનો મિજાજ એકદમ ખસી ગયો. તેથી આંખોના મોટા ડોળા કહાડીને ભવાં ઉંચા

ચડાવી એવી તો ભારે ગર્જના કરી કે ત્યાં કોઇ કાચા પોચા હૈયાનું માણસ હાજર હોત તો તેની હબકથી તેનો પ્રાણવાયુ પવનમાં ચાલ્યો જાત. આ ગર્જનાનો પ્રત્યુત્તર આપવાને તેનો પ્રતિસ્પર્ધિ સામો તૈયારજ હતો. તે કાંઇ તેનાથી ડરીને વેવલાં વિણે અથવા પીઠ બતાવે તેવો નહોતો. તેણે પણ સામું વિક્રાળરૂપ ધરીને તેના કરતાં ચડે તેવી ચીસ પાડીને જવાબ વાળ્યો. એ પ્રમાણે કેટલીકવાર સુધી તેમની અગમ્ય ભાષામાં પ્રશ્નોત્તર થયાથી આખુ વન ગાજી રહ્યું હતું. જો કે કુંવરબાઈ કાળજુ કઠણ કરીને પડી રહી હતી. તો પણ આ બંને સમર્થ સિંહોની તકરાર સાંભળીને તેની શ્વાસ લેવાની નાડીઓ અતિ વેગવાળી થઇ હતી. અને ત્યાંથી જતાં રહેવાને તેનો જીવ ધુંવાં પુંવા થઇ રહ્યો હતો. તેથી તેણે હળવે રહીને ઉંચી ડોક કરીને જોયું કે તેના પ્રાણને પરમાત્માની સાથે ઓળખાણ કરી આપનાર ફિરસ્તા તેનાથી કેટલે અંતરે છે. તેમ કરવાથી તેને અણચિંતવ્યો એક અમુલ્ય લાભ તો એ થયો કે તેણે જેવી ડોક ઉંચી કરી, તેવીજ તે પેલા વનપતિઓના જોવામાં આવ્યાથી તેમણે ધાર્યું કે આ તો કોઈ વનદેવતા સૂતેલી જાગી ઉઠી. નહિ તો તેના વગર બીજા કોઇની તાકાદ નથી કે– તે અમારા રાજમંદિરની છેક સરહદ ઉપર આવીને આટલી બધી નિરાંતે ઉંઘી શકે. આવી ભ્રમણામાં ભૂલીને તેઓ ઘણા ઉંડા વિચારમાં પડચા. તે એટલે સુધી કે બંને જણ લડાઇની વાત ભૂલી જઇને આ નિરાંતે ઉંઘેલી કોઇ મહા જોગમાયાને જગાડયાથી હવે તે કોપ કરીને સત્યાનાશ વાળી નાંખશે. એવી બીકથી બંને જણ છાના માના સંતાઇ ગયા. કુંવરબાઇ ઇશ્વરની કૃપાથી વિના પ્રયાસે મળેલી આ શુભ શાન્તિનો લાભ લેઇને ત્યાંથી ધશમશી આગળ ચાલી ગઇ. થોડી ઝાડીવાળો એક રસ્તો હાથ આવ્યાથી તથા તે વખતે ચંદ્રોદય થવાથી તેના અજવાળે અજવાળે તે પૂર

વેગથી પ્રભાત થતાં સુધી ચાલી. તેટલામાં તે લગભગ પાંચ છ ગાઉનો રસ્તો વટાવી ગઇ હતી. તે છતાં તેને લગારે થાક લાગેલો જણાયો નહિ. પણ જ્યારે સૂર્યોદય થયો, ને એક મેદાનમાં જઇ પોહોચ્યા પછી તેના જીવમાં જીવ આવ્યો, ત્યારે તેને એક ડગલું પણ ભરી ન શકાય એવો થાક લાગેલો માલુમ પડ્યો. તેથી તે એક ઝાડ નીચે જરા વિશ્રામ લેવા બેઠી. બેઠાં બેઠાં તે મનમાં વિચાર કરવા લાગી કે વિલાસનગર કયી દિશામાં કેટલે છેટે હશે, તેની કાંઇ ગતાગમ હમણાં મને પડતી નથી. તેમ હરકોઇ વસ્તીવાળુ ગામ અહિથી કિયા માર્ગે જવાથી જલદી આવશે, તે પણ હું જાણતી નથી. ત્યારે અહિ કપોળે હાથ દેઇને બેસી રહેવાથી કાંઇપણ વળવાનું નથી. ને ઉલટી હેરાન ગતિમાં આવી પડીશ. નાશકારક જનાવરોનો ડર તો જાણે હવે કમી થયો ખરો. પણ ચોર લૂટારાના ભયનું વાદળ તો હજી મારા માથા ઉપર કાયમ છે. મારા પાસે લૂટી લે, તેવું તો આ પેહેરેલાં કપડાં શિવાય બીજુ કાંઈ નથી. કેમકે સાથે લીધેલા પૈસા અને ઘરેણાં વગેરે તો સર્વ સસરાજીના પાસે રહ્યું છે. તો પણ જંગલી લોકો મને નાહક હેરાન કર્યા વગર રહેશે નહિ. વળી પાણીની તરસ લાગશે, તે મટાડવાને તો અહિ ઇશ્વરની કૃપાથી પાણી ઠેકાણે ઠેકાણે નજરે પડે છે. પરંતુ જ્યારે ક્ષુધાની માગણી થશે, ત્યારે હું શું ખાઇશ? માટે ઉઠ જીવ, સુખે કે દુ:ખે હવે હિંડ્યા વગર કાંઇ સિદ્ધી નથી. એવો વિચાર કરીને તે ત્યાંથી ઉઠી ને એક માર્ગ પકડ્યો. પગે થાક અને શરીરે કાંટા વાગ્યાની પીડા મટી નહોતી. તોપણ મનમાં ધીરજ ધરીને ધીમે ધીમે ચાલવા માંડ્યું. ચાલતાં ચાલતાં જ્યારે બપોર ચડ્યા, ત્યારે એક નાના ગામને ગાંદરે જઇ પોહોચી. અહિ તેને કાંઇ આશ્રય મળવાની આશા બંધાઇ. પણ કહ્યું છે કે—'પારકી આશા સદાય નિરાશા.' એ કહેવત પ્રમાણે તેને પણ થયું. દુ:ખી માણસની આ-

શા કદાચિતજ ફળીભૂત થાય છે, એવું ઘણી વખતે બને છે. તેમાં તેના કર્મનોજ વાંક સમજવો. એ વિષે કહ્યું છે કે—

**દોહરો.**

વાંક નસીબના આંકનો, અન્ય તણો શો વાંક?
મળે ન રાજા રાંકને, ટાંક લખે નવટાંક.

કુંવરબાઇએ ગામમાં પેસીને એક બે સારે ઘેર જઇને ખાવા પીવા વગેરેની મદદ માગી. ત્યાંથી તેને જવાબ મળ્યો કે—તમારા જેવાં અજાણ્યાં પરદેશી માણસોને આંગણે ચડવા દેવાને પણ સરકારનો હુકમ નથી. માટે અહિંથી તમારે રસ્તે પડો. એ રીતે તે જ્યાં ગઇ ત્યાં તેની પુષ્કળ અવગણના થઇ. તેમાં એક સ્ત્રીએ તો વિવેક તજીને તેને કહ્યું કે "તારા જેવી ઠગણીઓ અહિં ઘણી આવે છે." આવા બોલ સાંભળવાથી કુંવરબાઇના મનમાં ઘણું માઠું લાગ્યું તેથી તે ખરા બપોરની વખતે ધક્ ધકતા તાપમાં ભૂખી ને તરશી એ ગામ છોડીને આગળ ચાલી. ને ત્રણ દિવસ સુધી લાગટ થાક, ભૂખ, તરસ, તડકો અને ઉજાગરો વેઠીને મહા મહા કષ્ટ પામતી, એક બીજા મોટા ગામને પાદરે જઇ પહોંચી. ત્યાં તેને રસ્તામાં એક પરમાર્થુ પુરૂષ મળ્યો. તેને દયા આવ્યાથી કુંવરબાઇને પોતાને ઘેર તેડી જઇને ખૂબ પેટ ભરીને ખાવા પીવાનું આપ્યું. અહિંઆં તેણે સમાચાર સાંભળ્યા કે—વિલાસનગર શેહેર તદન નાશ પામ્યું છે. ને તે આ ગામથી ઉત્તર દિશામાં ૪૦ ગાઉને છેટે છે. આ ખબર જાણીને કુંવરબાઇને ઘણુંજ કષ્ટ થયું, હવે તે તદન નિરાધાર થઇ પડવાથી તથા તેના મનમાં કાંઇક આશા ઉત્પન્ન થવાથી પેલા પરોપકારી પુરૂષનો ઉપકાર માનીને ત્યાંથી તે ગુજરાતના પાયતખ્ત શેહેર અમદાવાદ તરફ આવવા નીકળી. પણ માર્ગમાં તેના ઉપર એક અતિશય દુઃખદાયક આફત આવી પડી. તે એ કે આસપાસના ગામોનો એક

ગરાશીઓ વગડાની અંદર તેને સામો મળ્યો. તે કુંવરબાઈને જોઇ તેના ઉપર મોહિત થયો. પછી કાંઈપણ કહેવાનો કે આનાકાની કરવાનો વખત આપ્યા વગર એકદમ તેને ઓચિંતી ઉચકીને પોતાના ઘોડા ઉપર નાખીને ચાલતો થયો. ને પોતાને ઘેર લેઈ જઈ છુપાવી રાખી. બે ચાર દિવસ સુધી તો ઠાકોરે સરકારના ડરને લીધે તેને કાંઈપણ સંતાપી નહિ. પરંતુ પછી હળવે હળવે તેને પોતાની સાથે લગ્ન કરવાનુ કહેવા લાગ્યો. કુંવરબાઈએ વિચાર્યું કે-અહિંઆં પરવશ પડીને કાંઈપણ મિજાજ કરવાનું કામ નથી. પણ તેને યુક્તિથી એવો જવાબ આપવો કે તે એકદમ લજવાઇ જઇને લગ્ન કરવાની વાત છોડી દે. ઠાકોરના એક બે બોલ સહન કર્યા પછી તે બોલી:—

"રાણી જાયા રાજવંશી ઠાકોર! હું તમારી દીકરી છું, ગાય છું, ને તમે મારા ધર્મ પિતા છો. તથા ગૌ બ્રાહ્મણ પ્રતિપાળ છો. પિતા થઇને પુત્રી સાથે લગ્ન કરવાની ઇચ્છા કરે, એવા નર્કના અધિકારી અને દુષ્ટ પિતાઓ ઉત્પન્ન થાય, એવો હડ હડતો કળિયુગ હજુ વિશ્વમાં વાપ્યો નથી. તમે ગામ ધણી તે રામ ધણી જેવા કહેવાઓ છો; તે સત્ય છે. રામ ધણી કદી કુડાં કર્મ કરતો નથી. ને જો કરે તો પૃથ્વી પ્રલય જાય. તમે દેખાઓ છો તો ખરેખરા શાણા રાજપૂત્ર, પણ મને લાગે છે કે હમણાં હિંદમાં ડોકીયું કરતા કળિયુગનું મોં કદાપી તમારા જોવામાં આવી ગયું હશે. તેથી તમે હમણાં આવો અયોગ્ય વ્યવહાર આદર્યો છે. એ વિષે હવે તમને ખેદ થતો હશે. પણ કાંઈ ફિકર નહિ હું એટલી બધી મૂર્ખ નથી કે તમને એકદમ શ્રાપ દઈ જાઉ. સારૂ થયું કે હું નિરાધાર પડેલી અબળા જાત તેને તમે અહિ લાવીને સારી બરદાસ કરોછો. અને વળી આશા છે કે તમે મને યોગ્ય સાસરવાસો કરીને અહિંથી વિદાય કરશો. એમાં તો વળી શો સંદેહ? એ તો તમારી ઠકરાતની રુડી રીત

જ છે. તે કરીને તમે ખચિતજ શોભા લેશો. વળી તમે ખૂબ ઉંડો વિચાર કરી જોશો તો જણાશે કે તમે તમારી આશામાં ઠીક ઠગાયા છો. તમે તો મારા પિતા સમાન છો. પણ ગમે તેવો પર પુરૂષ હોય તોપણ શું થયું! જ્યાં સુધી મારા ઘટમાં પ્રાણ છે, ત્યાં સુધી હું મારૂ શિયળ કદી ભંગ થવા દેઈશ નહિ. હું કોણ છું ? તે કહેવાની કાંઈ જરૂર નથી. પણ ટુંકામાં સમજી લેજો કે મને છેડીને કોઈ કદી સારૂ ફળ પામનાર નથી. તમે ચતુર સુજાણ છો. માટે ઝાઝુ કહેવાની જરૂર નથી. પિતા! પરગજુ રાજ પિતા! હું તમારી આશિર્વાદની વાટ જોઉ છું. તે કૃપા કરીને મને આપો. હું તેના બદલામાં તમને શુભ દુવાનું વરદાન આપીશ."

કુંવરબાઇનું આ ભાષણ સાંભળીને ઠાકોર તો દિંગમૂઢ જેવો બની ગયો. ઘડી ભર ઝંખવાણો પણ પડયો. અને આ કોઈ સતી સ્રીના સંગે અવિવેકે વર્તિને તેને ન કહેવાનું વચન કહ્યાથી તે એટલો બધો તો લજવાઈ ગયો કે—જો હમણાં ધરતી માતા માગ દેતો તેમાં પોતે સમાઇ જાય, એવું તેના મનમાં લાગ્યું. થોડી વાર પછી તે શુદ્ધિ બુદ્ધિ ઠેકાણે લાવીને બે હાથ જોડીને બોલ્યોઃ—

"શાણી સતી દિકરી! મારા ધર્મની દિકરી! હું તારી સાથે અયોગ્ય રીતે વર્ત્યો છું. માટે મારો અપરાધ ક્ષમા કરો. જો તમે મને ક્ષમા નહિ કરો તો જૂવો, આ હું મારી ભ્રષ્ટ થએલી જીભને આટલેથી કાપી નાખુછું."

એમ કહીને એક હાથે જીભ પકડી ને બીજા હાથે કમ્મરમાંથી છરી કાઢીને જેવી જીભ ઉપર મૂકવા જાય છે, તેવી કુંવરબાઇએ આવીને તે ખૂંચાવી લીધી. અને બોલીઃ—બસ થયું હવે ધર્મપિતા! બસ થયું. તમારાથી અજાણપણે બોલી જવાયું, તેની કાંઇ ચિંતા ન કરો. તમને એ વિષે આટલો બધો ખેદ થાય છે, તે જોઇને હું ત-

મારો અપરાધ ક્ષમા કરૂં છું. અને ઇચ્છુ છું કે હવે તમારા દિલમાં સદ્બુદ્ધિ સદાય વસો. ઠાકોર આવા વચનથી ઘણો ખુશી થયો, અને કુંવરબાઈ ઉપર હવેથી પોતાની પુત્રી કરતાં પણ અધિક પ્યાર બતાવવા લાગ્યો. અહિઆં કુંવરબાઇને કોણ જાણે તેના મનમાં રહેલી ચિંતાએ કરીને કે અંગમાં કાંઇ વ્યાધિ થવાથી તેનું શરીર છેક સુકાઇ ગયું. ને ચાલવાની પણ શકિત રહી નહિ, તેથી તથા ઠાકોર અને તેના કુટુંબના તમામ માણસોનો સારો પ્રીતિભાવ ને આગ્રહ જોઇને લગભગ એક વર્ષ કરતાં પણ વધારે વખત સુધી એ ઠાકોરની સંભાળ હેઠળ રહેવાની તેને જરૂર પડી. તે પછી કુંવરબાઇને દેશાટણ કરવાનું મન થયાથી તેણે ઠાકોર પાસેથી જવાની રજા માગી. ત્યારે સૌનાં મન ઘણાં દીલગીર થયાં. કેમકે તે પોતે રહી તેટલી મુદતમાં પોતાની ઉત્તમ પ્રકારની બુદ્ધિ અને વર્ત્તણુંકથી સર્વની એટલી બધી મમતા અને પ્રીતિ સંપાદન કરી હતી કે-ઘણી એક આના-કાની કર્યાવગર તેને જવાની કોઇથી હા કહી શકાઇ નહિ. તેને જતી વખતે ઠાકોરે જોઇએ તે કરતાં પણ વધારે ખર્ચિના પૈસા તથા વસ્ત્રાભૂષણ વગેરે પુષ્કળ ધન આપીને વિદાય કરી.

વાહ! ધન્ય છે! કુંવરબાઈની હિમ્મતને તથા ધન્ય છે! તેની ચતુરાઇને! કે જેણે એક વિષયાશકત ઠાકોરના હાથમાં પકડાયા છતાં કાંઈ પણ ગભરાયા વિના અસરકારક વાણીવડે તેના અંધ હૃદયમાં સદ્બુદ્ધિનું બીજ રોપી દીધું. તેનાજ પ્રતાપવડે તે પોતાના પરમ પવિત્ર ધર્મનું રક્ષણ કરી શકી. એટલુંજ નહિ પણ પ્રથમ જે ક્રુરબુદ્ધિ ઠાકોર તેના પ્રિય ધર્મનું છેદન કરવાને તૈયાર થયો હતો, તેનાજ પાસેથી તેના ધર્મની દીકરી તરીકે સાસરવાસો લેઇને પોતે વિદાય થઇ. આહા! આ વખતે એક બંગાળી વાર્त્તામાં એક પ્રસંગે એક સાધ્વી સ્ત્રીએ પોતાના સસરા પ્રત્યે કહેલા બોલ યાદ આવ્યા વગર

રહેતા નથી. તે સ્ત્રી બોલી હતી કે.

" દેવીસિંહ અને ગંગાગોવિંદસિંહની કંઇ પણ મગદૂર નથી કે તેઓ મારો ધર્મ નાશ કરે. તમારા દિકરાએ મને કહ્યું હતું કે સ્ત્રિઓ પોતાની ઇચ્છાથી ધર્મનો માર્ગ નહિ છોડે તો જગત્માં એવો માણસ નથી કે જે તેઓના ધર્મનો નાશ કરી શકે. હું તે વેળાએ તેમની વાત ઉપર વિશ્વાસ રાખતી નહોતી. તેમની સાથે ઘણી તકરાર કરતી હતી. પરંતુ હવે હું સમજી છું કે તેઓ જે જે કહેતા હતા તે ખરૂં હતું, બાર વર્ષ સુધી ઘણી વિપત્તિ અને ઘણા પ્રકારનાં સંકટો પડ્યાથી હું હવે જોઉં છું કે સ્ત્રિઓની ધર્મ રક્ષાનો ભાર સ્વયં ભગવાને પોતાને હાથે લીધો છે. દુર્બલનું બલ એક માત્ર ઇશ્વર છે તેમાં કંઇ પણ સંદેહ નથી. હું પોતે ઇચ્છાથી જો ધર્મને વિસર્જન નહિ આપું તો કોણ મારા ધર્મનો નાશ કરી શકશે ? "

પ્રિય પાઠકો ! ઉપરના બોલની સત્યતા હમણાં કુંવરબાઇએ આપણને સિદ્ધ કરી આપી છે.

હવે કુંવરબાઈ ત્યાંથી નીકળીને ફરતી ફરતી પાટણ શેહેર તરફ જતી હતી, તેવામાં એક દિવસે રસ્તામાં તેને પાણીની ઘણી તરસ લાગવાથી થોડેક છેટે એક વડવાળો કુવો હતો, ત્યાં તે પાણી પીવા સારૂ ગઇ. કુવાના કાંઠે જઇને જેવી તે ઉભી રહે છે તેવીજ એક બચકી તેની દ્રષ્ટિએ પડી. તેથી તેણે આસપાસ નજર કરીને જોયું, તો કુવા ઉપરથી બે માણસ ગયેલાં તેમનાં પડી રહેલાં તાજાં પગલાં શિવાય કાંઈ પણ તેના જોવામાં આવ્યું નહિ. તેથી તેણે ધાર્યું કે—હમણાંજ કોઇ બે માણસ આ બચકી ભૂલીને અહિંથી નીકળેલા જણાય છે. પછી તેણે ઝટપટ પાણી પીને તે બચકી ઉપાડી લેઇ પેલા પગલે પગલે ઉતાવળી ચાલી. એવા વિચારથી કે તે માણસોને પોહોચી મળીને જો આ બચકી તેમની જણાય, તો તેમને

આપવી. કેટલેક દૂર ગઇ ત્યાં સુધી તો રસ્તો જરા રેતાળ હોવાથી પગલાં અણી શુદ્ધ દેખાયાં પણ પછી કઠણ પથ્થરવાળી જમીન આવવાથી તે દેખાતાં બંધ પડચાં. વળી એક વટેમાર્ગુ સામો મળ્યો, તેને પુછતાં પોતાને કોઇ પણ માણસ સામુ નહિ મળ્યાનું તેણે કહ્યું. તેથી તે નિરાશ થઇને પછી હળવે હળવે પોતાને જવાના પાટણને માર્ગે ચાલી. જ્યારે તે એક લીંબડાના ઝાડની શીતળ છાયા નીચે વિશ્રામ લેવા બેઠી, ત્યારે બચકીમાં શું શું બાંધેલું છે, તે તપાસી જોવા સારૂ તેણે તે છોડી જોઇ. તો તેમાંથી કેટલાક રૂપિઆ તથા સોના રૂપાનાં ઘરેણાં નીકળ્યાં તે જોઇને તે ઘણી ચકિત થઇ ગઇ. કારણ કે તેનાં જે ઘરેણાં તેના સસરાએ વિલાસનગરથી નીકળતી વખતે સાથે લીધાં હતાં, તેજ તે હતાં. તેણે તે તુર્ત ઓળખ્યાં, તથા તેના ઉપર પોતાનું અને પોતાના પતિનું લખેલું નામ--ઠામ પણ તેણે વાંચ્યું. હવે તેણે વિચાર કર્યો કે મારાથી વખૂટા પડેલા મારા સસરાજી આ રસ્તે થઇને જતાં તે કુવા ઉપર પાણી પીવા સારૂ આવ્યા હશે, ને તેઓ આ ઘરેણા તથા પૈસાની બચકી ભૂલી ગયા હશે, આ ઉપરથી તે પણ આ તરફ નજીકમાં હોયૃ, તેવું જણાયછે. પણ હવે હું શી રીતે તેમને શોધી કહાડીશ! રાત પડવા આવી છે, કિયા રસ્તે ગયા હશે, તેનો કાંઇ પણ ખબર પડતી નથી. માટે ઈશ્વર ઇચ્છાએ જેમ બને તે ખરૂં. પણ હવે તો મારે પાધરા પાટણ જવું, અને ત્યાં રહીને ખોળ કરવી. એવો વિચાર કરીને તે ત્રણ ચાર દિવશમાં પાટણ જઈ પોહોચી. ને એ નગરના લાલબિહારી કરીને એક નામિચા શાહુકારે બંધાવેલી ધર્મશાળામાં ઉતરવાને ઇરાદે ત્યાં ગઈ. રસ્તામાં લૂટાવાના ડરને લીધે હમણું તેણે અંગ ઉપર ફાટાં તુટા વસ્ત્ર વિના બીજુ કાંઇ પણ પેહેર્યું નહોતું. તેમજ તેનું શરીર નિર્બળ તથા નિસ્તેજ થઇ ગયેલું હોવાથી હમણાં તે ઓળખી પણ શ-

કાય નહિ તેવી દેખાતી હતી.

ધર્મશાળામાં જઇને કુંવરબાઇએ પ્રથમ દરવાજામાં ડોકીયું કરી જોયુ, તો સન્મુખ આવેલા શિવાલયમાં એક વૃદ્ધ આચાર્ય શિવાય કોઇ ઉતારૂ તેની નજરે પડયો નહિં. પેહેલાં તો તે જરા ખમચાઇને ઓશીઆળા જેવું મોં કરીને દરવાજાની વચ્ચો વચ મૂર્ત્તિની માફક કેટલીકવાર સુધી તટસ્થ ઉભી રહી. તેને જોઇને પેલો વૃદ્ધ આચાર્ય કે જે તે ધર્મશાળા તથા મહાદેવના દેવળનો રક્ષપાળ હતો, તેણે પુછ્યું.

"બેન, તમે કોણ છો ? ને કયી શુભ મન વાંચ્છના સફળ કરવાને અહિં સહચર્યા છો? તથા શા વિચારમાં એક પળવાર પણ પ્રાણવિનિમય કરીને મુનિવ્રત લેઇ સ્થંભિત થઇને ઉભાં છો?"

આચાર્યની આવી વિનય ભરેલી ઉત્તમ વાણી સાંભળીને કુંવરબાઇને જરા હિંમત આવ્યાથી તે બોલી:—

"મહારાજ ! હું વટે માર્ગુછું. ને મારે આ નગરમાં કોઇની સાથે ઓળખાણ પીછાણ નથી. તેથી રાતની રાત આ વિશ્રામશાળામાં મારે પડી રહેવું છે, તે વિષેના વિચારમાંછું. માટે મને સ્ત્રી જાતને અહિંઆં રાતવાસો વસવાની કાંઇપણ હરકત જેવું ન હોય, તો આ અંદરની ઓરડીમાં હું સુખેથી પડી રહીશ. જો આજ્ઞા હોય, તો પ્રવેશ કરૂં.

આચાર્ય—આ ધર્મશાળા વા દેવમંદિરની પવિત્ર જગો માત્ર તમારા જેવાં સજ્જન વટેમાર્ગુઓને વસવાની વિશ્રામભૂમિ છે. ને તેમાં સ્ત્રી–પુરૂષો નિર્વિઘ્ને સદા શાન્તિમાં નિવાસ કરી શકે છે. માટે જો બેન, તારે બીજે ઠેકાણે ઉતરવાની કાંઇપણ અનુકૂલતા ન હોય, તો અહિંઆં સુખેથી આવી વિશ્રામ કર. ને પેલા જળપાત્રમાં નિર્મળ જળ સર્વ યાત્રિને ખપતુ ભરેલું છે, તે પી. પછી શાન્ત થઇને

મને કહે કે–તેં કયી જશવંતી જનેતાની કુખને જેબ આપવા જન્મ ધર્યો છે? અને કિયા વલ્લભ જનને વરીને વિશ્વમાં તેનાં વખાણ કરાવ્યાં છે? તથા શાંશાં પરાક્રમ કરીને કિયા પિતાને પરમસુખ પમાડયું છે? જોકે તારા ઉપર ગમે તે પણ આપત ગુજર્યાથી હમણાં તારા શરીરની કાન્તિ ઝાંખી પડેલી જણાયછે. તોપણ જેમ:–

તારા કે તેજમે ચંદ છુપે નહીં, સૂર્ય છુપે નહિ બાદળ છાયા;
રાડ પડે રજપૂત છુપે નહીં, દાતા છુપે નહિ ઘેર મંગન આયા;
ચંચળ નારી કે નેન છુપે નહીં, પ્રિત છુપે નહિ પુંઠ દેખાયા;
કવિ ગંગ કહે સુન શાહ અકબ્બર, કર્મ છુપે ન બિભૂત લગાયાં.

તેમ તારા જેવી કુલીન કાન્તાની છબી પરિક્ષક પુરૂષોના આગળ છાની રહે તેવી નથી. જાણે તું કોઇ મહાભાગ્યશાળીની વછૂટી પડેલી વનિતા હોય, અને તારૂં વૃત્તાંત ઘણું વિચિત્ર હોય, તેમ લાગેછે. માટે હે બાઇ! તું મારે ધર્મની દિકરી જેવી છે, તો તારી સર્વ વાત સાચે સાચી કહે.

કુંવરબાઇ– (અંદર જઇ પાણી પીને બેઠા પછી) પુજ્ય પિતા સમાન પરમહંસ! તમે મારા વૃત્તાંતની શી વાત પુછોછો? તમારા જેવા ત્યાગી પુરૂષને મારી ગમે તેવી વિચિત્ર વાર્તા નિવેદન કરવાથી કદાં પણ કલ્યાણની આશા લાગતી નથી. કારણ કે જેમનાં મન વૈરાગ્ય પામ્યાં છે, તેમને સાંસારિક વાતો ઉપર સામાન્ય રીતે અભાવજ હોય છે. માટે મહારાજ કૃપા કરીને મારા કાળજા ઉપર પડેલા ઘાને ઉકેલી જોવાથી હું વધારે દુઃખી થાઉં, તેવી આજ્ઞા કરશો નહિં. એટલું કહેતામાં કુંવરબાઈની છાતી ભરાઇ આવી ને બંને આંખોમાંથી દુઃખનાં આંસુ અણધાર્યાં નીકળી પડયાં. તે જોઇને,

આચાર્ય–બાઇ! તમને સંસારનું એટલું બધું શું દુઃખ પડ્યું છે કે તે તમે મને કહી શકતાં પણ નથી! હું ત્યાગી છું ખરો, પણ

થોડાજ વખતથી સંસાર છોડીને આ માર્ગમાં આવ્યો છું. મે પણ સંસારમાં રહીને દુઃખ સુખના અનેક તડકા—છાંયડા જોયા છે. તેથી મને સંસારનો સારો અનુભવ છે. માટે મારાથી બનશે તેટલો શ્રમ વેઠીને તમારૂં દુઃખ નિવારણ કરવાની હું પેરવી કરીશ. માટે તમારા દુઃખની વાત મને વીગતે કહો.

આ પ્રમાણે વાત ચિત થતી હતી. એટલામાં ધર્મશાળા અને શિવાલયનો સ્થાપિક શેઠ લાલબિહારી અને તેની સ્ત્રી કિશોર સુંદરી બંને જણ મહાદેવનાં દર્શન કરવા સારૂ વાતો કરતાં કરતાં આવતાં દેખાયાં. લાલબિહારીને કિશોરસુંદરી કહેતી હતી કેઃ—

"આજના વર્તમાન પત્રમાં મેં એક જાહેર ખબર વાંચી છે, તેમાં લખ્યું છે કે—'સ્ત્રી ધર્મ નીતિદર્શક' નામના અપૂર્વ ગ્રંથની દશમી આવૃત્તિ છપાઇને થોડા વખતમાં બહાર પડશે. પુસ્તક ઘણું રસીક અને ઉપયોગી છે. તથા તેમાંના બધા વિષયો બોધકારક અને પાડે કરી રાખવા યોગ્ય છે. ઇત્યાદિ. મેં પણ ઘણા જણને મોઢે તેની પ્રશંસા થતાં સાંભળી છે. એ પુસ્તક વિલાસનગરના એક શ્રીમંતની કુંવરબાઇ કરીને વિદ્વાન પુત્રીએ રચેલું છે. જો તમારી આજ્ઞા હોય, તો તે પુસ્તકની એક નકલ મોકલવા વિષેનો હું પત્ર લખું."

આ વાત સાંભળીને કુંવરબાઈ તથા આચાર્ય બંને જણ પોત પોતાના મનમાં ઘણુંજ સાનંદાશ્ચર્ય પામ્યાં. કુંવરબાઈ સાનંદાશ્ચર્ય પામી, એ તો જાણે ઠીકજ હતું. પણ આચાર્યને તેવું કેમ થયું? તે વિષે હવે પછી વાંચનાર સમજી શકશે.

કિશોરસુંદરીએ માગેલી આજ્ઞાને અનુમતિ આપીને લાલબિહારી જેવો શિવાલયના પગથીએ પગ મૂકવા જતો હતો, તેવામાં તેણે તેમજ કિશોરસુંદરીએ આચાર્ય પાસે બેઠેલી કુંવરબાઇને બંને આંખે અશ્રુપાત કરતાં જોઈ. તેજ વખતે આચાર્ય શેઠને આવેલા જો-

ઇને તેમના પાસે જવા ઉઠયો, ને નજીકમાં ગયો. એટલે શેઠે તેને કહ્યું:-

'કેમ આચાર્ય મહારાજ આનંદમાં છો કે ?'

આચાર્ય—હાજી, ગુરૂની કૃપાથી હું સદા આનંદમાં રહું છું.

શેઠ અને શેઠાણીનું ચિત્ત એક અબળા (કુંવરબાઇ) ને રડતી જોઇને તેના તરફ ખેંચાવાથી તેઓ ઝટપટ મહાદેવનાં દર્શન કરી આવીને તેના તરફ આંગળી બતાવી આચાર્યને પુછયું:—

“મહારાજ ! આ બાઈ કોણ છે ? અને કિયા પ્રકારના પરીતાપને લીધે પોતાનું મન ગમતું મંદિર મૂકીને આ પવિત્ર જંગોમાં પરવરી પોતાનાં મણિ તુલ્ય પ્રિય ચક્ષુઓને પણ અળખામણાં કરીને વારંવાર જળ પ્રલયમાં ડુબાવી દે છે ! એ દેખાય છે તો કોઇ સુપાત્ર જન. ત્યારે શા સારૂ આવા ભિક્ષુકના જેવો કંગાલ વેષ ધારણ કરવો પડયો છે ? અને કિયા કારણથી પોતાની દેહ દહન કરીને તેને સૂકાવી નાખી છે ? તથા કેવા હેતુથી એકલી દેશાટણ કરતાં તેણે હમણાં આ ધર્મશાળાનો આશ્રય શોધ્યો છે ?

આચાર્ય—મહાજન ! હું પણ હમણાં એજ વાત પુછતો હતો, તેના જવાબમાં આંખે અશ્રુપાત કરીને તે કહે છે કે-તમારા જેવા વૈરાગી જનને મારી હકીકત કહેવાથી કાંઈ લાભ નથી. હવે આપને કાંઈ કહે તો તમે પુછી જૂવો.

પછી કિશોરસુંદરી કુંવરબાઇના પાસે જઇને સભ્યતાથી બોલી:—

“બેન, તમારી એવી શી વિપરીત વાત છે કે તમે આટલું બધું રુદન કરો છો ? જો તમારી વાત કદાપી જાહેરમાં કહેવા જેવી નજ હોય, તો તે મને એકાન્તમાં મળીને કહો.”

કુંવરબાઇ—સૌભાગ્યવંતી બેન ! મારી વાત વિપરીત છે ખરી. પણ તે છાનીરાખવા જેવી કાંઇ નથી. સાંભળો તે હું તમને કહું છું:—

"હું વિલાસનગરના રામશંકર પંડિતની પુત્રી છું. મારૂં નામ કુંવરબાઇ છે. તમે હમણાં જે પુસ્તકની વાત કરતાં હતાં, તેની કર્તા હું પોતે છું. મેં ગુજરાતી, ઇંગ્રેજી, તથા સંસ્કૃત ભાષાનો અભ્યાસ સારી પેઠે કર્યો છે. નવલપુર કરીને ગામના એક શ્રીમંત દિનમણિના દિકરા સાથે મારાં લગ્ન બાળપણમાં મારા પિતાએ અવિચારીપણે કર્યાં હતાં. તેથી જ્યારે હું સાસરે સ્વામિ સાથે રહેવા સારૂ ગઇ, ત્યારે પતિ વિદ્યાહીન તથા કુસંગતિમાં હોવાથી મારા સાથે તેમનો સ્નેહ બંધાયો નહિ. ને આખરે તેમનાજ દોષથી તેઓ મને તથા પુજ્ય પિતાજીને રઝળતાં મૂકીને પરદેશમાં છાનામાના જતા રહ્યા છે, તેને આજ ત્રણ વર્ષ વિતી ગયાં છે. અને ઘણો શોધ કર્યા છતાં કયાંઇએ પત્તો મળતો નથી. તોપણ હું તેમને ફરીથી મળવાની આશા રાખુછું, ને તેમનાજ નામનું નિત્ય સ્મરણ કરૂછું. મારા સ્વામીના નાસી જવા પછી હું અને પિતૃરૂપ સસરાજી બંને જણ વિલાસનગરમાં મારા પિતાની ઓથે જઇને વસ્યાં હતાં. ત્યાં સુમારે એક વર્ષ રહ્યા પછી વિલાસનગરનો સંહાર કરવા જ્યારે ગયા વર્ષમાં તેના ઉપર કાળચક્ર ઘુમટમી રહ્યું હતું, ત્યારે હું અને મારા સસરાજી બંને જણ બચી જવા સારૂ અંધારી મધ્યરાત્રિ હોવા છતાં શેહેર છોડીને નાસી ગયાં હતાં. પણ કમનસીબે-રાત અંધારી ને હું પગમાંથી કાંટા વીણતાં પાછળ પડી જવાથી બીજે માર્ગે ચડી ગઈ ને સસરાજીથી છેક વછૂટી પડીને એક મોટા અરણ્યમાં જઇ ભરાઇ હતી. ત્યાં પ્રાણઘાતક પશુઓ વગેરેના ત્રાસથી દમયંતી રાણીના કરતાં પણ અધિક પીડા પામી હતી. પછી ત્યાંથી હું ભૂખ, તરસ અને ઉજાગરો વેઠીને તથા અણધાર્યાં આવી પડેલાં વિઘ્નોને સરસ્વતી માતાની કૃપાથી દૂર કરીને રખડતી રઝળતી આ નગરમાં આવી છું. મારા પ્રાણપ્રિય પતિ હમણાં કયાં હશે? અને પુજ્ય સસરાજીનું શું થયું હશે? તેમજ

મારાં માતા પિતા અને સગાં વહાલાં તથા સખી મંડળ સૌ વિલાસનગરની આફતમાંથી બચી જવા પામ્યા હશે કે નહિ ? તેની પણ મને કાંઈ ખબર નથી. ને હવે તેમને ફરીથી મળવાની જરાએ આશા નથી. એ બધાં હેતસ્વીઓથી વછૂટી પડેલી હું વિજોગણીનું દુઃખ કેટલું બધું છે ! તે તમે વિચારી જૂવો. આટલું કહેતામાં કુંવરબાઇનું હૈયું ભરાઈ આવ્યું ને તેની આંખોમાંથી ફરીને આંસુની ધાર ચાલવા લાગી. તેથી કાંઇપણ તેનાથી બોલી શકાયું નહિ. તે જોઇને કિશોરસુંદરી તથા લાલબિહારી બંને જણે ઘણાજ દીલગીરી ભરેલે ચેહેરે આચાર્ય તરફ જોયું. તો તેની આંખોમાંથી વળી ચોધાર આંસુ ચાલતાં દેખાયાં. તેથી બંને જણને ઘણી નવાઈ લાગી. પછી લાલબિહારીએ પુછ્યું કે-આચાર્યજી ! તમે શાથી અશ્રુપાત કરો છો ? તે અમે સમજી શકતાં નથી.

આચાર્ય—રાજર્ષિ સજ્જન ! સાંભળો હું કહું છું. વાત ઘણી ચમત્કારી છે. વિલાસનગરની આફત વખતે વગડામાં અંધારી રાત્રે કુંવરબાઇથી છુટો પડી જનાર હું દુષ્ટ દિનમણિ પોતેજ છું. અને આ કુંવરબાઈ મારી કુલવધૂ છે. હું પણ વગડામાં ભૂલો પડવાથી મહા દુઃખ પામતો રખડતો રઝળતો કેટલેક દિવસે સિદ્ધપુરમાં આવ્યો હતો. વિલાસનગરથી નીકળતી વખતે ઉતાવળમાં કેટલાક પૈસા તથા દરદાગીના મેં પાસે રાખ્યા હતા, તે સર્વે વગડામાં ભયને લીધે બેભાનપણામાં આમથી તેમ નાસવા જતાં ક્યાંઇએ પડી ગયા. મારા કમનસીબની વાત હું કેટલી બધી કહું ! જ્યારે હું સિદ્ધપુરમાં હતો, ત્યારે ત્યાંની ધર્મશાળામાં મને એક મહાજ્ઞાની સંન્યાસીનો મેળાપ થયો હતો. તેમના સાથે વાતચિત થતાં મારા પાસેથી પડી ગયેલાં ઘરેણાં તથા પૈસા તેમને વગડામાંથી જડયાં હતાં. તે મારાં છે, એવી તેમને ખાત્રી થવાથી તે મને આપવા સારૂ ઉઠયા. ને જાણું તો

જે ઝોળીમાં તે મૂકેલાં હતાં, તેમાં માલુમ પડયાં નહિ તેથી તે વિષે તેમણે પોતાના શિષ્યને પુછતાં તેણે જણાવ્યું કે એક વડવાળા કુવા ઉપર પાણી પીવા બેઠા હતા, ત્યાં તે ભૂલી ગયો છે. એ પ્રમાણે જાણે મારા હાથમાં પાછાં આવેલાં ઘરેણાં ફરીથી ગુમ થઈ ગયાં. કેવું કમનસીબ! મારા પાસેથી ઘરેણાં તથા પૈસા એ રીતે ગુમ થવાથી મારે ભરણપોષણ કરવાનો એકે આધાર ન હોવાથી તથા પ્રિયતમ પુત્ર અને પુત્રવધુના વિજોગથી મને વૈરાગ્ય ઉત્પન્ન થયો અને સિદ્ધપુરમાં એક યોગી પુરૂષનો સમાગમ થતાંજ હું બ્રહ્મચારી, થઈને અત્રે આવી આપના આશ્રય નીચે રહ્યો છું. સંસાર ત્યાગ કર્યા પછી વિના કારણે પૂર્વસ્થિતિ યાદ કરવી મુનાસબ નથી. તેથીજ આજ સુધી મેં મારી પાછલી હકીકત આપને કહી નહોતી. વળી આ કુંવરબાઇના તથા મારા શરીરની સ્થિતિમાં ઘણો ફેરફાર પડી જવાથી હમણાં અમે એક બીજાને ઓળખી પણ શકયાં નહિ. તમે અહિઆં હમણાં આવતાંની વખતે કુંવરબાઇના પુસ્તક વિષે જે વાત કરતાં હતાં, તે મારા સાંભળવામાં આવ્યાથી મારી પાછલી હકીકત કહીને કુંવરબાઇના સસરા તરીકેની મારી ઓળખ તમને આપવા સારૂ મારૂં મન થયું હતું. પણ પ્રભુની કૃપાથી કુંવરબાઈ પોતેજ અહિ આવી મળી છે. તેથી મને ઘણો આનંદ થાય છે. વાહ! પ્રભુનિ શી અકળ કળા છે?

આ વાત સાંભળીને કુંવરબાઇ ઘણોજ હર્ષ પામી. પછી ઉઠીને પિતા સમાન પુજ્ય સસરાજીને પગે લાગી. દિનમણિએ તેને શુભ આશિર્વાદ દીધો. કુંવરબાઇએ પોતાનાં ઘરેણા તથા પૈસાની બચકી સસરાજીના આગળ મુકીને પોતાને જે કુવા ઉપરથી તે જડી હતી, તે વાત વીગતે કહી સંભળાવી. તેથી સિદ્ધપુરમાં દિનમણિને મળેલા સંન્યાસીએ ઘરેણાં સંબંધી કહેલી વાત ચોકસ રીતે મળતી

આવી. કુદરતના આ અજાયબ જેવા ચમત્કારની અતિ મનરંજન ક્રિયા જોઇને લાલબિહારી તથા કિશોરસુંદરી બંને જણુને ઘણો આનંદ થયો. તથા તેમના ઉપર ઘણું હેત આવ્યું. પછી કુંવરબાઇને પોતાને ઘેર લેઈ જઇને એક ઇલાયદા ઘરમાં ઉતારો આપ્યો. દિનમણિએ વૃદ્ધાવસ્થામાં જે દિક્ષા લીધી હતી, તે યોગ્યજ હતી. તેથી તેઓ મહાદેવના દેવળમાં પોતાના આશ્રમે જૂદા રહ્યા. અને પાસે આવેલી પુત્રવધુને ભવિષ્યમાં સુખી થયેલી જોવાનું ઇચ્છીને પૂર્ણ પ્રેમથી શિવની ભક્તિ કરવા લાગ્યા.

---

## પ્રકરણ ૯ મું.

### દોહરો.

દયા ધર્મકો મૂળ હે, પાપ મૂળ અભિમાન;
તુલસી દયા ન છોડીએ, જબ લગ ઘટમે પ્રાણ.

પાટણમાં લાલબિહારી અને કિશોરસુંદરીના આશ્રય નીચે કુંવરબાઇએ રહ્યા પછી પોતાનાં માબાપ તથા ઝવેરીના કુટુંબની ઘણી શોધ કરી. પણ તેમનો કાંઇ પત્તો મળ્યો નહિ. તેમ તેઓ સહીસલામત જીવતાં રહ્યાં છે કે આફતના ભોગ થઈ પડયાંછે, તેની પણ કાંઇ ખબર પડી નહિં. જે વખતે કુંવરબાઇએ વિલાસનગરને છેલ્લી સલામ કરી, ત્યારે ભયમાંથી બચવાને સૌના જીવ ઘણા ગભરાટમાં હતા. તેથી તથા તેને રહેવાના મકાનથી પંડિત તથા ઝવેરીનાં ઘર ઘણાં છેટે હતાં. અને આફત રાત્રે અકસ્માત આવી પડી હતી. તેથી તેવી વેળાએ કોઇ કોઇની સંભાળ લેઇ શકે તેવું નહોતુ. એટલે કુંવરબાઇ કોઇની પણ ખબર લેઇ શકી નહોતી.

એ રીતે કુંવરબાઇ બધી તરફથી દુઃખીઆરી થઇ પડી હતી. યોગ્ય

ઉમ્મરમાં પરણ્યાનો લ્હાવો મળ્યો નહિં, સાસરે ગયા પછી પતિના તરફનું કાંઇ સુખ દીઠું નહિ, ને છેવટે પતિ પણ નાસી ગયા; ત્યાર પછી પોતાની વ્હાલી સખી સીરીનબાઇને યૌવનપણામાં કુવારી રહેલી તેણે જોઇ, અને છેવટે તેનો તથા પોતાનાં વ્હાલાં માતા પિતાનો પણ વિજોગ પડ્યો. એમ એક પછી એક તેના દુઃખનો કાંઇ કાંઠો રહ્યો નહિ કોણ જાણે વિશ્વનિયંતા નાથનો કેવો અગમ્ય નિયમ છે કે જ્યારે માણસને માથે કાંઇ દુઃખ આવે છે, ત્યારે "પડ્યા ઉપર પાટું." એ કહેવતની માફક એક પછી એક એમ ઉપરા ઉપરી આવી પડે છે. બહારથી દેખાતો કુદરતનો એ કઠણ કાયદો જાણવા માણસની મગદૂર નથી. તે છતાં અજ્ઞાન લોકો એવા બનાવને પરમેશ્વરનો ગેરઇન્સાફ ગુજર્યાનું માનીને તેને નિંદે છે, અને તેમ કરીને ઉલટા મહા પાપમાં પડે છે. કુંવરબાઇ કાંઇ અણસમજુ કે કાચા હૈયાની નહોતી. પણ ચતુર અને ધીરજવાન હતી. તેથી તે કહેતી હતી કે—જે કાંઇ દુઃખ અણચિંતવ્યું આવી પડેછે, તે મહાપ્રભુની મરજી પ્રમાણે વાજબીજ હશે. માટે તે સુખ જેવું હો, કે દુઃખ જેવું હો, પણ ભોગવ્યા વગર છુટકો નથી. એવો સંતોષ પકડીને કાંઇપણ ગભરાયા વગર પોતાના નિત્ય નિયમમાં સાવધાન રહીને ઇશ્વર ભક્તિ તથા બને તેટલો પરોપકાર તે કરવા લાગી. આપણે પાછળ જોઈ ગયા છીએ, તેમ તેના પાસે પોતાનાં તેમજ પેલા ગરાશિઆ ઠાકોરનાં આપેલાં ઘરેણાં તથા પૈસા વગેરે હતું. અને અહિં પાટણમાં લાલબિહારીની તેને મોટી મદદ હતી, તેથી પોતાના ભરણ પોષણ ઇત્યાદિની તેને લગારે ફીકર નહોતી એટલીજ વાતની હમણાં તેના મનને પ્રભુએ નિરાંત આપી હતી. વળી તેના મનમાં એવી શ્રદ્ધા હતી કે—ગયેલી વસ્તુ હયાત હોય છે, તો તે નસીબના યોગે કરીને કોઈ વખતે પણ પ્રાપ્ત થવાનો સંભવ છે. એવા

દાખલા ઇતિહાસ ને અનુભવ ઉપરથી ઘણા મળેછે. માટે ઈશ્વર કૃપા હશે તો હું પણ મારા સ્વામિને પામીશ. અથવા માતાપિતા અને સખીને મળીશ. માતા પિતા અને સખીને મળવાની આશા તો ઘણી થોડી હતી. કેમકે અકસ્માત આવી પડેલી આફતમાં ઘણા માણસોનો ઘાણ નીકળી ગયો હતો. તેથી તેઓ જીવતાં રહ્યાં હશે કે નહિ, એજ ઘણું શક ભરેલું હતું. પણ તેના પતિને મળવાની તો સંપૂર્ણ ખાત્રી હતી. કેમકે તે જાણતી હતી કે—એક ઠગ જોગી સાથે પતિ નાસી ગયા છે. પણ તે જાતે ચંચળ બુદ્ધિના છેને દેશાટણ કરવાથી કોઇ સંત સમાગમ થતાં વારજ તેમની બુદ્ધિ પ્રકાશ પામે, અને તેના જ્ઞાને કરીને તે પાછા ઘેર આવે, એ ઘણી વાતે સંભવિત છે. એવી આશાએ તે પોતાના ગાન્ય ઉદ્યોગમાં સાવધાન રહીને દિવસ ગુજારતી હતી.

વાહ ! ધન્ય છે ! આ રમણિ તારી ધીરજ અને સહનશીલતાને ! રમણિમાં રહેલા આવા ઉત્તમ ગુણો વિષે એક બંગાળી પંડિત પોતાના પુસ્તકમાં† નીચે પ્રમાણે લખેછે.

"ધીરજ એ રમણિનો સર્વથી મોટો ગુણ છે. ધીરજનો સ્ત્રીઓ બાલ્યકાળથીજ અભ્યાસ કરેછે. આ ભયાનક સંસારનાં નાના પ્રકારનાં શોક દુઃખમાં, પીડામાં, યાતનામાં અને ભયાનક ઉદ્વેગમાં નારી ધીરજને ધારણ કરીને સંસારનાં કાર્યનો નિર્વાહ કરેછે. અસહ્ય શોકથી હૃદય દળાઈ જતુ હોય તો પણ તે છુપાવી હસતે મુખે સ્વામીની સેવા કરેછે. દુર્વહનીય પીડાને તુચ્છ ગણીને સ્નેહમયી માતા સયત્ને સંતાનનું લાલન પાલન કરેછે. સાંભળ્યું છે કે પ્રાચીનકાળમાં તપસ્વીઓ ઇંદ્રિય સુખને તુચ્છ ગણી આનંદથી હજારો યાતના સહન કરતા હતા. પરંતુ જ્યારે હું સંસારની તરફ નજર કરઊં, અને પ્રેમ મ-

† જીવન પ્રભાત.

યી આને હજારો યાતના, હજારો દુ:ખ, અને હજારો અપમાન સહન કરતાં છતાં પણ સ્વામીના પ્રત્યે તેને એક નિષ્ટાવાળી જોઉછું, માયાળુ માતા દારિદ્રય, પીડા અને સંસારનાં અસંખ્ય અને અસહ્ય દુ:ખ ઉમંગથી સહન કરી પુત્ર કન્યાઓનું સયત્ને લાલન પાલન કરતી જોઉછું ત્યારે હું તપસ્વીઓની વાત ભૂલી જાઉછું સંસારમાં ગૃહિણી તાપસીઓની સહનશીલતા જોઇને આશ્ચર્ય પામુછું."

ઉપરની વાર્તામાં કેટલી સત્યતા છે એ વિષે પ્રિય પાઠકોના અનુભવમાં ઘણી વેળાએ આવ્યુ હશે. અને હમણાં કુંવરબાઇના કર્ત્તવ્ય ઉપરથી પણ ખાત્રી થઇ હશે.

પાટણમાં રહેતાં કુંવરબાઇને કિશોરસુંદરી સાથે એટલી બધી પ્રીતિ બંધાઇ કે જાણે તેમને જુજવા જીવ નથી, એવું બંને જણ જાણતી હતી. કિશોરસુંદરી પણ સારૂ ભણેલી અને ડાહી સ્ત્રી હતી. તેને વિદ્યા વિનોદની વાતો કરવાનો ઘણો શોખ હતો: તે પૂરો કરવાને આજસુધી તેને મન ગમતી સખી મળતી નહોતી. તે હવે કુંવરબાઈ જેવી વિદ્વાન અને વિદ્યાવિનોદના તમામ કોડ પૂરા કરે તેવી સખી વિના પ્રયાસે આવી મળવાથી તે અત્યંત ખુશી થઈ.

લાલબિહારી પણ સારૂ ભણેલો અને ડાહ્યો પુરૂષ હતો. તેમ ઘરનો પણ તે ઘણો સુખીઓ હતો. તેનાં અને કિશોરસુંદરીનાં માબાપે તેમને વિદ્યાભ્યાસ કરાવીને યોગ્ય ઉમ્મર થયા પછી મળતા ગુણ–સ્વભાવ જોઇને પરણાવ્યાં હતાં. તેથી તેઓ સદા સંપીને સુખે વસતાં હતાં. તથા પતિપત્નીના ધર્મ પ્રમાણે બરોબર ચાલીને દંપતિ પ્રેમનું ખરેખર સુખ અનુભવતાં હતાં. તેમજ સંસાર વ્યવહારનાં કામ તેઓ ઘણા ઉમંગથી નિર્વિઘ્ને ચલાવતાં હતાં તેથી તેમનો સંસાર જાણે એક અતિ રમણિય બાગ જેવો દીપતો હતો. આવાં સુંદર સંસાર નાટકિઓના ઘરમાં લક્ષ્મીબાઈનાં પનોતાં પગલાં વગર આનં-

ત્રણે થતાં હતાં. તે જોઇને અજ્ઞાન જનોને ઘણી અજાયબી લાગી હતી. પણ ડાહ્યા માણસો તો સમજી લેતા કે—એતો જેમ લોહચુંબકનાજ ગુણે કરીને લોઢું તેના તરફ આપો આપ ખેંચાઇ જાયછે, તેમ તેમનાં શુભ આચરણ અને સત્ય ઉદ્યોગથી લોભાઇને લક્ષ્મી પણ પોતાનીજ મેળે ઘર પુછતી ત્યાં જાયછે. આવા લાયકીવાળા કુટુંબને જોઇને તથા તેમના સહવાસમાં રહીને કુંવરબાઇ ઘડીભર પોતાનું દુ:ખ ભૂલી જતી હતી.

એક દિવસે કુંવરબાઇ અને કિશોરસુંદરી બેઠાં બેઠાં વિનોદની વાતો કરતાં હતાં, તેવામાં એક વાત ઉપરથી બીજી વાત નીકળતાં કુંવરબાઇ પોતાની ગઇ ગુજરી હકીકત વિગતે કહેતી હતી. તે સાંભળીને કિશોરસુંદરી ઘણી દીલગીર થયેલી દેખાતી હતી. બધી હકીકત કહી રહ્યા પછી છેવટમાં કુંવરબાઇએ રડતે હૈયે કહ્યું કે—બેન, મારા દુ:ખમાં જાણે કાંઈ ઉણું રહ્યું હોય, તેવું વિધાત્રાએ વિચારીને મારાં પરમપુજ્ય માતાપિતા અને વહાલી સખી સીરીનબાઇનો પણ વિજોગ પડાવ્યોછે. તેથી મારી ધીરજ હવે રહેતી નથી. કોણ જાણે તે બધાં હમણાં ક્યાં હશે? અને તેમનું શું થયું હશે ! વહાલી સીરીન તો મારા જેવી દુ:ખીઆરીજ હતી. તે ઉમ્મર લાયક થયા છતાં તેમની જાતના કઢંગા ધારાને લીધે તે કુંવારી અવસ્થા ભોગવતી હતી. તોપણ અમારા સૌના શ્રમથી તે થોડા વખતમાં પરણવાને ભાગ્યશાળી થાત, એવો અમને પકકો ભરૂસો હતો. પણ પ્રભુની અવકૃપાથી એ સખીના લગ્ન સરીખા રૂડા અવસરનો લ્હાવો લેવાના કોડ અમારા સર્વના દીલમાં રહી ગયા. બેન, પ્રભુ કરે તેજ ખરૂ. એટલું કહીને કુંવરબાઇએ મોટો નિ:શ્વાસ નાખ્યો. તેને કિશોરસુંદરીએ દીલાસો આપીને કહ્યું કે—બાઇ, આ સંસારજ કોઈ મહા વિચિત્ર માયાના પાસથી બંધાયેલો છે. તેને લીધે માણસના મન ઉપર વિ-

જોગના દુઃખની લાગણી ઘણી ભારે થાયછે. તેથી તમને પણ તેવું થાય, તેમાં કાંઈ નવાઈ નથી. કવિએ પણ કહ્યું છે કેઃ—

છંદ (વિજય છંદ)*.

"ગામ ગરાસ ધરા ધન ધામતિ, ખોટનું દુઃખ ખરૂં પણ ખોટું,
સંતતિહીન, કુટંબ કુસંપનું, છાતી તણું દુઃખ તે પણ છોટું,
ક્રોડ રિપુ તણું કોણ ગણે, કહી ગોગાણું આવી ચઢી દુઃખ ચોટયું
મેં મનમાં અનુમાન કર્યું, દુઃખ મિત્ર વિજોગનું સર્વથી મોટું.

એ ખરી વાત છે. પણ માણસે ધીરજ ધરીને તે બધું સહન કર્યા શિવાય બીજો ઉપાય નથી. માટે તમારે પણ તે સહન કરવુંજ પડશે. કુંવરબાઇ તમે વિજોગની શી વાત કહો છો ? તમે જૂવો છો કે મને પરમેશ્વરની કૃપાથી અહિં બધી વાતનું સુખ છે. અને હું મારા મહિયરમાં મરજી પડે ત્યારે જઈ શકું તેવું છે, તે છતાં હમણાં કેટલોક વખત થયાં હું ત્યાં જઈ શકી નથી. તેથી મારાં માતા પિતા અને ભાઈઓનો તેટલા વખતનો વિજોગ પણ મારાથી તો ખમાતો નથી તો તમને કેવું થતું હશે?

કુંવરબાઈ—તમે ખરૂં કહો છો. તમારા સ્વામીને ઘેર તમે ઘણાં સુખી છો. તે છતાં તમને મહિયરમાં જવાની ઇચ્છા થાય, એ વાસ્તવિક છે. અને લોકો પણ કહે છે કે "સોનાના ચુડાવાળી અથવા સાત માળની હવેલીના જરૂખે બેસીને સુખ ભોગવનારી સ્રીને પણ મહિયર જવાનું મન થાય છે." તે વાત ખોટી નથી. માબાપ અને ભાઇ ભાંડુનો સ્નેહ કાંઇ ઓછો સમજવો નહિં. (આ વાત ચાલતી હતી તેટલામાં જોડેની મેડી ઉપર એક જુવાન સ્રી નીચે લખેલું ઘોળ સુસ્વરથી ગાતી હતી. તે સાંભળીને કુંવરબાઇ તથા કિશોરસુંદરી છાનાં રહ્યાં. અને તેમાં રસ પડવાથી તે પૂરૂં સાંભળવામાં તેમણે લક્ષ પરોવ્યું.)

---

* કવિશ્વર દલપતરામ ડાહ્યાભાઈ કૃત ફારબસ વિરહમાંથી.

## ધોળ*

કંકુ છાંટી કંકોતરી મોકલે, કોડે કહાવે સુભદ્રા બેહેન;
વીરા વેહેલા આવજો.
શ્રીકૃષ્ણ બળદેવ બે બંધવા, તમ આવ્યે થશે સુખ ચેન; વીરા—૧.
ભાઈ ભત્રીજો સરવે શોભાવે છે, પવિત્રપિતા વાસુદેવ; વીરા.
જગત જનેતા દેવકી ને રોહિણી, આવજો સરવે મળી તતખેવ. વીરા.

* * * * * *

વેદવંતા વિપ્ર સાથે લાવજો, બીજી વરણ ઉત્તમ તે અપાર; વીરા.
સંગે જાદવ સરવેને લાવજો, ભવજળના તારણ તરનીર. વીરા.
મેં તો પ્રેમેશું પગરણ માંડિયાં, રૂડો જગનરચ્યો રાજ સોય; વીરા.

* * *

તમ વગર મારે તો કોઈ નથી, ધર્મવંત ને ગુણના છો ધામ; વીરા.
વીરા વેગે વેલેરા પધારજો, તમ આવેથી સરશે કામ. વીરા.

* * * * * * *

મારા જેઠ આવ્યારે જેઠાણી સોતા, એક નાવ્યો માડી જાયો વીર; વીરા.
હું તો ઉંચી ચઢું ને હેઠી ઉતરૂં, હું તો જોઉ મારા વીરાની વાટ. વીરા.
વીરો ક્યાંરે ગાજ્યો ને ક્યાં ગડગડ્યો, ક્યાં વરસ્યો અસાડો મેહ; વીરા.
મારી નણદી તે મરગકાં બોલિયાં, ભાભી નાવ્યો તમારો વીર. વીરા.
મારો દિયર વધામણિ લાવિયો, ભાભી આવ્યો તમારો વીર; વીરા.
વીરો દ્વારકાં ગાજ્યો ને ગોકુળ ગરડ્યો, હસ્તિનાપુર વરસ્યો મેહ. વીરા.
હવે રણમાં તે ભાલા ઝળકીઆ, વળી ઝળક્યાં ધોરીડીનાં શીંગ. વીરા.
હવે ઝળક્યાં વીરા માથે મોળીઆં, હવે ઝળકી ભાભી માગે છાબ; વીરા.
વીરો આવ્યા ને વાડિયેરે ઉતર્યા, મારી બેહેનીને તેડવા જાઓ. વીરા.

કુંવરબાઈ—વાહ ! આ કેવો પ્રસંગને બળતો આવે તેવો

---

* કાવ્યદોહનમાંથી.

અણચિંતવ્યો દાખલો આવી મળ્યો! સુંદર બેન, સાંભળ્યું? હસ્તિનાપુર અથવા દિલ્લીના રાજા અર્જુનની રાણી સુભદ્રાએ પોતાના પુત્રના લગ્ન પ્રસંગે પોતાના ભાઇ દ્વારિકાના રાજા શ્રીકૃષ્ણ અને બળદેવ ઉપર મોકલેલી એ કંકોત્રી છે. વાહ! ભાઇના ઉપર બેહનની કેટલી બધી મમતા અને પ્રીતિભાવ છે! એ આ કંકોત્રી ઉપરથી સ્પષ્ટ સમજાય છે. ભાઈ બેહેન વચ્ચેનું હેતજ એવી પ્રકારનું છે. તેમાં પણ ભાઇના કરતાં બેહેનનો ભાઈ ઉપર જે નિર્મળ પ્રીતિભાવ છે, તેની તો પરિસીમા છે..

કિશોરસુંદરી—આ ધોળ સાંભળીને મારૂં મન તો પ્રીતિના રસમાં છેક ડુબી ગયું છે. પરમેશ્વરે ભાઈ બેહેનના હેતમાં કોઈ ઓરજ પ્રકારનો ભાવ મૂકેલો છે. (એટલામાં વળી પેલી સ્ત્રીને નીચે લખેલું બીજુ ધોળ ગાતાં સાંભળીને બંને જણે તે તરફ પાછુ ફરીને લક્ષ પરોવ્યું).

### ધોળ *

સાચી સમજણ બુદ્ધિને ખોટી રે લાગે,
સંત મનાવે તો મનાવું, હો લોલણી સાચી સમજણ
બુદ્ધિને ખોટીરે લાગે. ટેક.
શીલ સંતોષ કહો તો કલ્લાં ઘડાવું,
કરૂણાની કાંબિઓ પેરાવું; હો લોલણી સાચી૦
બિવેક વિચાર કહોતો વિછુંવા ઘડાવું,
હર્ષના ઘુઘરા બંધાવું; હો લોલણી સાચી૦
સાધન સંપતિ કહો તો ચૂડલો પેરાવું,
ક્ષમાની ચીપો મઢાવું; હો લોલણી સાચી૦
જ્ઞાન વૈરાગ્ય બાજુબંધ સોવરાવું,

* કાવ્યદોહનમાંથી.

શાંતિનું રતન જડાવું; હો લોલણી સાચી૦
પ્રેમનાં પુષ્પો ગળામાં નંખાવું,
લક્ષનો દોરડો પ્રોવરાવું; હો લોલણી સાચી૦
ટેક રૂપી કહોતો તુશિયો ઘડાવું,
દયાની દામણી બંધાવું; હો લોલણી સાચી૦
સત-સંગતરૂપી ધુલર ઘડાવું,
લગનનું લોળિયું પેરાવું; હો લોલણી સાચી૦
ભક્તિ રૂપી કહો તો વાળી ઘડાવું,
મુક્તિની ચૂનિયો મેલાવું; હો લોલણી સાચી૦
નેહનું નયણે કહો તો કાજળ સરાવું,
હેતની આડો કરાવું; હો લોલણી સાચી૦
શીધી સમજણ કહો તો સેંથો પૂરાવું,
જોગનો ચાંદલો ચોઢાવું; હો લોલણી સાચી૦
ધીરજ રૂપી કહો તો વેણો ગુંથાવું,
ગુરૂગમ ગોફણો લટકાવું; હો લોલણી સાચી૦
ચોખી ચાલની તમને ચોળી શીવડાવું,
ચૈતનની ચુંદડી પેરાવું; હો લોલણી સાચી૦
સાચી કરણીનો કહો તો કંચુવો સીવડાવું,
ભાવનું ભરત ભરાવું; હો લોલણી. સાચી૦
દાસ ગોપાળ કહે એ સમજણ સાચી,
દક્ષનો લક્ષ બતાવું; હો લોલણી સાચી સમજણ
બુદ્ધિને ખોટીરે લાગે.

કુંવરબાઈ—વાહ ! આ બીજુ ધોળ પણ કેવું મજાનું કહ્યું? દરેક સમજુ સ્ત્રીએ તે અભ્યાસ કરવા જોગ છે. માત્ર ઉપરથી જોનારને તો એમ લાગે છે કે એ તો બુદ્ધિને માટે શીખામણનું ધોળ

છે. પણ ખરૂ જોતાં તો હમણાં આપણા દેશની કેટલીક અણસમજુ બાઇઓ હઠ અને કંકાસ કરીને પોતાના સ્વામી પાસે ગજા ઉપરાંત ખર્ચ કરાવીને ઘરેણાં-લુગડાં પેહેરવામાં ઘણી મોટાઇ અને આનંદ માને છે, તેમના માટે એ શીખામણ છે. અનિશ્ચિત ઘરેણાં લુગડાને બદલે સ્ત્રીઓના ખરા શૃંગાર કિયા કિયા છે, તે વિશે એમાં ઘણો સારો બોધ કર્યો છે. ખરૂ છે કે ધાતુનાં ઘરેણાંને બદલે સદ્‌ગુણ રૂપી ઘરેણાંથી સન્નારીઓના શરીર વધારે શોભે છે. સંપત્તિ પ્રમાણે જરૂર જોગ ઘરેણાં-લુગડાં પેહેરવાની મરજી થાય, તેમને પેહેરવાની કાંઈ હરકત નથી. પરંતુ કરજ કરીને કે તંગાશ વેઠીને સ્વામીનું મન દુઃખી કરીને તેવાં ઘરેણાં-લુગડાં પેહેરવાની ઇચ્છા કદી પણ કરવી જોઇએ નહિ. આ ધોળમાં જે જે સદ્‌ગુણ રૂપી શૃંગાર વર્ણવ્યા છે. તે હરકોઈ સાધ્વી સ્ત્રીને જેબ આપે તેવા છે. (એટલામાં વળી "મોમેરૂ મોંઘા મૂલનું." એવા રાગનું ત્રીજુ એક ધોળ નીચે પ્રમાણે ગાતાં સાંભળ્યું.)

સુણો સમજુ સકળ નર નારિયો,
મોટો શીઅળ તણો મહીમાય. શીઅળ પાળો સ્નેહથી.
જે કોઇ શીઅળ સારી રીતે સાચવે,
સરવે સુફળ મનોરથ થાય. શીઅળ. ૧
સોના રૂપાની શોભા ન સમજીએ,
સોભા સરસ શીયળ શણગાર; શીઅળ.
જેવાં નકટાંને ભૂશણ નાખીઆં,
તેવાં શીઅળ વિના નરનાર. શીઅળ. ૨
વધે લાજ અધિક ઠીક લોકમાં,
પરલોકમાં મુગતી પમાય; શીઅળ.
સુખ સંપતી શીઅળથી સેવીએ,

રીઝે જગ કરતા જગરાય. શીઅળ. ૩
માટે શિયળ સરવ વીધે સાચવો,
તજો કામી હરામીનો સંગ; શીઅળ.
જરીએ ડરીએ ન મરણનો ડર ધરી,
ભારે ડરીએ શીઅળ થતાં ભંગ. શીઅળ. ૪
તજી લાજ એ અદબી ન બોલીએ,
નહીં ડોલીએ મદ છક માંય; શીઅળ.
નીચી નજરે સરળ ચાલે ચાલીએ,
હાંસી મશકરી કરીએ ન કાંય. શીઅળ. ૫
કાટી આંખે ફરે જે કોઇ ફાતડા,
તેનુ ડાટીએ માટીમાં મુખ, શીઅળ.
તજવી તજવી સોબત નીત્ય તેહની,
જેણે લજવી જનેતા કુખ. શીઅળ. ૬
ભણવું ગણવું તો તેહનું ધન્ય છે,
જેણે કુળને લગાડયો ન ડાઘ, શીઅળ.
ભણી ગણીને જે શીઅળ ન સાચવે,
એના ભણતરમાં ઉઠી આગ. શીઅળ. ૭
હેયાફુટા બોલે બોલ હાંસીએ,
દેખી ફાંસી ને નાસીએ દૂર; શીઅળ. ૮
શીક્ષા સુંદર દલપત રામની,
જાણી કામની શીખો જરૂર. શીઅળ પાળો સ્નેહથી.*૮

કિશોરસુંદરી—અરે ! વાહ ! આ તો એક એકથી ચડે તેવાં ગીત કોઇ ગાનારી રસીયણ જાણે મારૂં દુઃખ ભૂલવવાને માટેજ

* દલપત કાવ્યમાંથી.

હમણાં પ્રસંગ જોઇને ગાવા મંડી ગઈ હોય, તેમ એક પછી એક ગાય છે. તેથી સુંદર બેન, મારા હૈયામાં હર્ષ માતો નથી. શીઅળ પાળવા વિષેની શીખામણનું આ ઘોળ પણ ઘણુંજ સરસ ગવાયું છે. શિયળ એ સાધ્વી સ્ત્રીના માથાનો મુગટ અને હૈયાનો હાર છે. શિયળ વગરની સન્નારીના બીજા ગમે તેવા સદ્ગુણો સૂર્ય વગરના ગ્રહમંડળ સમાન છે. તેથીજ પ્રાચીન કાળમાં સતી સ્ત્રીઓએ પોતાના શિયળનું જીવની પેઠે જતન કર્યું હતું. તેનાં અનેક દ્રષ્ટાંતો અસલી ગ્રંથોમાંથી આપણને મળી આવે છે. સીતા સરખી સુકોમળ સન્નારીએ શિયળનું સંરક્ષણ કરવા માટેજ લંકાના રાજા રાવણનો અતિશય ત્રાસ સહન કર્યો હતો. એ આપણે સારી પેઠે જાણીએ છીએ.

કુંવરબાઇ—વાહ ! બેન, તમે ઘણો સારો ખુલાસો કર્યો. તેથી મને ઘણો આનંદ થાય છે. બેન, હવે રસોઈ કરવાની વેળા થઈ છે, માટે હું જાઉ છું.

કિશોર સુંદરી—વારૂ બેન જાઓ. પણ જમીને વેહેલાં આવજો કેમકે સ્ત્રી કેળવણીની વૃદ્ધિને માટે એક "સરસ્વતી મંદિર." આ શેહેરમાં સ્થાપવા વિષે મારે તમારા સાથે વિચાર કરવાનો છે. તેમજ આપણે જે "સ્ત્રી સમાજ." સ્થાપ્યો છે, તેના વહીવટ માટે કેટલાક ધારા ઘડીને તૈયાર કરવાના છે. વળી સીતા અને દમયંતીનાં આખ્યાન લખવાનું અધુરૂ રહેલું કામ પૂરૂ કરવાનું છે. માટે તમે જરૂર આવજો. પણ તમારે જે કાંઇ જણસભાવ જોઇતી હોય, તે સુખેથી મંગાવી લેજો. તમે લગારે કષ્ટ વેઠશો નહિ. અહિં ભગવાનની કૃપા છે. ને તમોને આપ્યાથી કાંઈ ખોટ જાય તેવું નથી. મારાથી બનશે તેટલું તો હું તમને વગર માગે આપતી રહીશ. તે છતાં તમને જે વસ્તુની અગત્ય હોય, તે મંગાવી લેજો.

કુંવરબાઈ—બેન, હું જમીને તુર્ત આવીશ. મારે કોઇપણ વસ્તુ

માગવી પડે, તેવું તમે રાખ્યુંજ નથી. જે જોઈએ તે બધુ વગર માગે તમે આપેલુંજ છે. તે છતાં પણ કાંઈ જોઇશે, તો તે હું મંગાવી લેઇશ. અમે આ શેહેરમાં માત્ર તમારીજ માયા અને મેહેરબાની હેઠળ વસ્યાં છીએ. અમારે મોટો આધાર તમારો કે શ્રીભગવાન શિવાય હમણાં તો બીજા કોઈનો નથી. તમે અમારી ઘણી સારી બરદાસ રાખો છો, ને સાચા સગા કરતાં પણ વધારે પ્રીતિભાવ દર્શાવો છો. તમારો આવો મોટો ઉપકાર અમે શી રીતે વાળી શકીશું? તેની કાંઈ સૂઝ પડતી નથી. તોપણ તમારા જેવાં સજ્જનના ભાવનું કૃપાદાન સ્વિકારવા શિવાય બીજો ઇલાજ નથી. માટે બેન, અમારા ઉપર જેવો દયાભાવ છે, તેવો નિત્ય રાખજો.

કિશોર સુંદરી—કુંવરબાઈ, તમ ઉપકાર અને દયાભાવની શી વાત કરો છો! તમે ક્યાં નથી જાણતાં કે આ જગત્માં આપણો મનુષ્ય માત્રનો મેળાપ માત્ર પક્ષીઓના મેળા જેવો છે! ક્યાંથી આવીને અહિંઆં એકઠાં થયાં છીએ? ને પાછાં ક્યાં જઈશું? તેની કોઇને પણ ગતાગમ પડતી નથી. ઇશ્વરની કૃપા વડે માણસ સર્વ કામ કરી શકે છે. માટે ફલાણું કામ હું કરૂ છું, એવું કહેવાનું અભિમાન કેવળ મિથ્યા છે. વળી આ જગત્માં જન્મ પામીને માણસે સારૂ નામ અથવા કીર્ત્તિ શિવાય બીજી શી શ્રેષ્ઠ વસ્તુ સંપાદન કરવાની છે? બીજી એક પણ નથી. ત્યારે દરેક માણસે તે અમૂલ્ય વસ્તુ અવસ્ય વોહોરવી જોઇએ. પણ તે પુન્ય તથા પરોપકાર ર્ક્યા વગર વોહોરી શકાતી નથી. માટે કીર્ત્તિના લોભી જનોએ બની શકે તેટલુ પુન્ય તથા પરોપકાર કર્યા વગર રહેવું નહિ. દરેક માણસે એમજ માનવું જોઇએ કે—'હું જગત્માં પ્રાણી માત્ર ઉપર પરોપકાર કરવાને માટેજ અવતર્યો છું.' નહિ તો નિરાધાર પશુ પક્ષીઓ પણ પોતાનું પેટ તો સુખેથી ભરી શકે છે. માટે મારી શાણી દુ:ખીઆરણ બેન! આવ, આવી આવ, હું તને હેતનું

એક ચુંબન કરી લેઉ. તારા જેવું સુપાત્રે દાન દેવાનું સ્થળ મારા સુભાગ્ય શિવાય મને મળેજ ક્યાંથી ? તમે વિદ્વાન અને વળી સુપાત્ર જન છો. તમારી ઉત્તમ બુદ્ધિનો પ્રસાદ પામવાનો અવસર પ્રભુએ કૃપા કરીને મને આપ્યો છે, તેથી હું પોતાને મહાભાગ્યશાળી સમજુછું. તમારી પાસેથી દરરોજ મને નવું નવું શિક્ષણ મળેછે, તેથી હું તમારી અત્યંત આભારી થતી જાણુછું. તમે તમારાં માબાપને ઘેર ઘણાં સુખાઆં હતાં. ને હમણાં પતિ વગેરેના વિજોગને લીધે દુઃખમાં આવી પડયાં છો. તેથી તમને અમારો ઉપકાર વધારે લાગતો હશે ખરો, પણ અમે તો તમારા માટે કાંઈ પણ વિશેષ કરી શકતાં નથી. અને પરમેશ્વરની કૃપાથી જેટલું બની શકે છે, તેટલું જે કરીએ છીએ, તે કરવાની તો અમારી ફરજ છે. દુઃખી માણસને બની શકે તેટલી મદદ કરવી, એ માણસ માત્રનો ધર્મ છે. અથવા ઇશ્વરની એવી આજ્ઞા છે. તમારે અહીંઆં કોઇ પણ પ્રકારની ચિંતામાં રહેવું નહિ. કામકાજ હોય તે મને જરૂર કહેજો. આ ઘર તમારૂંજ છે, એવું ખચિત માનજો. તમારા સરખુ સુપાત્ર માણસ અમારે ઘેર હોયજ ક્યાંથી ? આતો વાની મારી કોયલ આવીછે કે આવશે. પૂર્વના સુયોગે કરીને તમારો અમારો મેળાપ થયોછે, અમારાં તો એ પૂર્ણ ભાગ્યછે. માત્ર તમે વખાનાં માર્યા અહિ આવ્યાંછો, ને પતિ વિજોગનું મહાદુઃખ તમારે માથે છે, એજ અમને તો મોટા સંતાપની વાત લાગે છે. પણ બેન, કાંઇ ફીકર ન રાખો. જગતનો બળવાન બેલી મહાદયાળુ અને કદરદાન છે. માટે તમારી સાચી ભકિત અને શ્રધ્ધાનું ફળ વેહેલું કે મોડું તે આપશે. કેવી રીતે આપશે? તે કાંઈ કહી શકાતું નથી. પણ તે ઘણું સંતોષકારક આપશે. એવું ભવિષ્ય સુચવેછે માટે તમે સુખેથી અહિં રહો. તમારા વૃદ્ધ સસરાજીની પણ તમે કાંઈ ચિંતા કરશો નહિ. તેમના ઉપર અમારી મૂળથીજ ઘણી પ્રીતિ છે. ને

હવે તમારા અહિં આવ્યા પછી તો વિશેષ વધી છે.

કુંવરબાઈ—તમે મને આપેલા દીલાસાની તો મહા અવધીછે! મને તેથી ઘણી ધીરજ મળીછે, અને તમને જોઇને ખચિત હું ઘડીભર મારૂં દુઃખ ભૂલી જાઉંછું. તમે મારા કરતાં પણ ઘણાં બુદ્ધિશાળીછો. તમે મારાં જે વખાણ કર્યાં, તેને હું લાયક નથી. તોપણ તમારો સંપૂર્ણ પ્રીતિભાવ જોઇને મને ઘણો આનંદ થાયછે.

એ રીતે કેટલીક વાતો કર્યા પછી બંને સખીઓ છુટી પડી. કુંવરબાઇએ પોતાને આશ્રમે જઇને વિચાર કર્યો કે આ અજાણ્યા શેહેરમાં મને આટલી બધી ઓળખાણ થશે, અને આશ્રય મળશે, એવી બીલકુલ આશા નહોતી. પણ પરમેશ્વર મહાદયાળુ અને નોધારાનો આધાર છે માણસને ગમે તેટલું દુઃખ ચારે તરફથી ઘેરી લે છે, તોપણ તેના હૃદયમાં એકાદ નાનો સરખો શાન્તિનો ઝરો પ્રગટ કરેછે. તેણે કરીનેજ માણસ પોતાની દેહ ટકાવી શકેછે. એ પણ ઈશ્વરના દયાભાવની એક મોટી નિશાની છે.

ત્યારપછી કુંવરબાઇએ કિશોરસુંદરીની મદદથી પાટણ શેહેરની સ્ત્રીઓના ભારે મેળાવડા કરીને તેમના સમક્ષ નીતિ તથા સ્ત્રી કેળવણીની અગત્યતા વિષેનાં છટાદાર ભાષણો આપીને સર્વેના મગજ ઉપર સુનીતિની છાપ પાડવા માંડી. શેહેરમાં કેટલીક સમાજો સ્થપાઈ. તથા વિદ્યાશાળાઓ પણ ઉઘડી. ત્રણ ચાર વર્ષમાં કુંવરબાઈની અથાગ મેહેનતને લીધે પાટણના દરેક માણસના મનમાં નીતિ તથા સ્ત્રી કેળવણીના ફાયદાની વાત વસી ગઈ, અને ઘેર ઘેર સરસ્વતી માતાને વધામણાં દેવાયાં. બધી વર્ણના લોકો પોતાની બેહેન—દીકરીઓને વિદ્યાની કેળવણી ઉમંગ પૂર્વક આપવા લાગ્યા. સ્ત્રીઓની ઘણી ખરી નીતિરીતીઓ સુધરી ગઇ. એ બધું માન કુંવરબાઈ તથા કિશોર

સુંદરીને મળ્યું. હવે કુંવરબાઈ પાટણના લોકોમાં ઘણી જાણીતી અને માનીની થઈ પડી. તેની જોડે કિશોરસુંદરીની પણ બધે નામના થઈ, અને માન મળ્યું.

એ પ્રમાણે કુંવરબાઇ પાટણ શેહેરમાં પોતાનો સત્ય ઉદ્યોગ ચલાવીને તેનાં મિષ્ટ ફળ નગરવાસીઓને ખવાડવાના કામમાં મચી રહી હતી. તે છતાં પતિનુ અને માતા પિતા વગેરેનું સ્મરણ તેના હૃદયમાંથી ખસ્યું નહોતું. હમણાં તેના સ્વામી સુખદેવને નાસી ગયે સાત વર્ષ પૂરાં થયાં હતાં.

એક દિવસ મહાયોગી પુરૂષ કાશી તરફથી આવીને પાટણની ધર્મશાળામાં ઉતર્યો હતો. તેણે લોકોના મોઢેથી કુંવરબાઇની પ્રશંસા સાંભળી. તે ઉપરથી તેના વિષેની હકીકત પુછતાં તેના સ્વામી સુખદેવના નાસી ગયાની વાત પણ તેણે જાણી. તેથી વધારે પુછપરછ કરતાં કાશીમાં દીઠેલા સુખાનંદનું તેને સ્મરણ થયું. ને કેટલીક હકીકત મળતી આવ્યાથી તે યોગીએ જાહેર કર્યું કે કાશીમાં સત્યાનંદ નામના એક સંન્યાસી પાસે સુખાનંદ કરીને એક શિષ્ય આજ છ સાત વર્ષથી રહે છે. તેજ સુખદેવ હોય, એવી મારી ખાત્રી થાય છે. આ વાતની કુંવરબાઇને ખબર પડતાં વાંતજ તે જાતે ખાત્રી કરવા સારૂ તુરત તે યોગી પાસે ગઈ. ને સઘળી હકીકત ચોકસ રીતે પુછી લીધી. તે ઉપરથી સુખદેવની ભાળ વિષે તેની પણ ખાત્રી થઈ. પછી તેણે કિશોરસુંદરીને મળીને વિચાર કર્યો કે— મારા પતિનો પત્તો મળ્યો તો ખરો. પણ હવે તેમને પાછા સંસારમાં લાવવા, એ કામ ઘણું કઠણ છે. કેમકે આટલાં બધાં વર્ષ સુધી તેઓ બ્રહ્મચારી તરીકે રહ્યાથી હવે સંસાર સંબંધી તેમના વિચાર કેવળ ઉલટાજ થઈ ગયા હશે. અગર તેઓ બીજા કોઇ ધર્મમાં દિક્ષિત થયા હશે. તેથી તેઓ પાછા આવે એ વાત ઘણી દુર્લભ દે-

ખાય છે. કેટલીએક વાર સુધી એવા સંકલ્પ વિકલ્પ કર્યા પછી તેણે ફરીથી મનને ધીરજ આપીને કહ્યું કે—સુંદર બેન, કાંઇ ફીકર નહિ. ઇશ્વરની કૃપાવડે સરસ્વતી મને સહાય છે, તેથી આ કામ હું ઠીક પાર ઉતારીશ. તેઓ એકવાર છતા થયા છે, તો હવે સૌ સારાં વાનાં થશે. પછી મનમાં કેટલીક યુક્તિ પ્રયુક્તિઓ રચતાં છેવટ નક્કી કર્યું કે—મને તેઓ ઓળખે નહિ, તેવી રીતે કોઇ બીજાજ વેષમાં પ્રથમ તો મારે તેમને જાતે જઇને મળવું. અને તેમની સાથે અજાણપણે વાતો કરીને તેમના વિચાર કેવા છે; અને શું કરવાથી તેઓ પાછા સંસારમા આવી શકશે, એ વગેરે હકીકત જાણી લેવી. અને પછી યોગ્ય જણાય તેવા ઉપાય કરીને તેમને અહિ લાવવા. એવો મનસુબો કરીને કિશોરસુંદરી વગેરેની સલાહ લેઇને સત્વર કાશી તરફ જવા નીકળી.

---

## પ્રકરણ ૧૦ મું.

### ગીતિ.

માત પિતા પદ પૂજી, સેવા તે શુભ ગુણી જનો ગણજો;
નિવડે શ્રવણ સરીખા, જનની એવા સુતો ભલા જણજો. ૧

ભારત વર્ષમાં કાશી હિંદુઓના તિર્થનું પરમ પવિત્ર ધામ છે. તેમ ત્યાંની ગંગા નદીનું પાણી પણ પવિત્ર ગણાય છે. "ગંગાજળ." એ શબ્દમાંજ પવિત્ર પાણીના અર્થનો સમાસ દરેક હિંદુ કરી લે છે. અને ભાવિક ભક્તો તે જળનું પાન કરીને તથા તે ધામનાં દર્શન પામીને પોતે શુદ્ધ થયેલા માને છે. ગમે તેમ હો, પણ એટલું તો ખરૂં છે કે—એ જગો સૃષ્ટિના સૌંદર્યની અલૌકિક લિલાભૂમિ છે. તેથી

તેની ભેટ લેનારા હરકોઇ ધર્મના યાત્રાળુઓના મન ઉપર સારી અસર થયા વગર રહેતી નથી, તો પછી શ્રધ્ધાળુ માણસોને થાય, તેમાં નવાઇ નથી. હિંદુઓના પૂર્વજોએ એવી અપૂર્વ જગોનો મહિમા વધારવામાં ઘણીજ દિર્ઘ દ્રષ્ટિ વાપરેલી છે. એમાં તો કાંઇ સંશય જેવું નથી.

કાશીમાં ગંગાનદીને કાંઠે સાધુજનોને સઘળી શાન્તિમાં રહીને સ્નાન સંધ્યાદિ ખટકર્મ એકાગ્રહ ચિત્તથી કરવાને બની આવે, તેટલા સારૂ કેટલેક ઠેકાણે એકાન્તમાં એક સુંદર જગો પર ઇલાયદો "ઋષિઘાટ." બાંધેલો હતો. ત્યાં વસંતઋતુમાં એક દિવસે સુખાનંદ સવારમાં ઉઠીને સ્નાન-સંધ્યા કરવા સારૂ ગયો હતો. તે વખતે પ્રભાતની પૂર્ણ શાન્તિનો વખત હતો. તેથી એ રમ્ય ઘાટ ઉપર પ્રભુની મનોહર લિલાનું દર્શન થતાંજ મનમાં ભવ્ય ભક્તિભાવ આપોઆપ પ્રગટ થતો હતો. ઘાટ ઉપર પ્રથમ પ્રવેશ કરતાં સુખાનંદે એ લિલાથી એક જુદીજ લિલા નદીની તેડમાં થતાં જોઇ. એક અતિ રૂપવાન તરુણી ગંગાનદીમાં સ્નાન કરીને, ભગવાં લુગડાં ધારણ કરી, શરીરે ભસ્મ ચોળી, માથાના કેશ છુટા મુકી, દર્ભના એક આસન ઉપર બેસીને, મોંઢા આગળ પુજાની સર્વ સામગ્રી મુકીને, ઇશ્વર ભક્તિમાં તલ્લીન થઈ ગયેલી, એવી સંન્યાસિનીના વેષમાં દીઠી. તેજ પ્રમાણે તે સ્ત્રીએ ભગવાં વસ્ત્રવાળા આ તરુણ સાધુને આવતો જોઇને મધુર સ્વરથી તાણીને નીચે પ્રમાણે એક શ્લોક બોલવા મંડી ગઇ.

(પ્રભુની અથવા પતિની સ્તુતિ વિષે દ્વિ અર્થી.)

શાર્દૂલવિક્રીડિત છંદ.

રે પ્યારા પ્રભુ પ્રાણના પતિ તમે,
સાચા સગા સ્નેહિ છો;
જાણુંછું તમને જરૂર ઉરમાં,

આ દેહના દેહિ છો;
છોજી ગુમ રહ્યા, દિશો ન +દૃગથી.
ક્યાં શોધ જોઇને કરૂં;
ઝાલો હેતથિ હાથ નાથ વિનતિ,
ઉંચે સ્વરે ઉચ્ચરૂં. ૧

સુખાનંદ એ લાવણ્યમયી યુવતીની ભૈરવી મૂર્ત્તિ જોતાંજ જાણે કલોરોફાર્મ સુંઘ્યું હોય, તેમ તે દિગમૂઢ જેવો બન્યો. પણ અંતરનું ભાન રહેવાથી સંન્યાસિનીએ કહેલો શ્લોક તે બરોબર રીતે સાંભળી તથા સમજી શક્યો. એટલુંજ નહિ પણ એવી દીસાયમાન જગો ઉપર વસંત ઋતુના પ્રભાતની શાન્તિના વખતમાં એક જુવાન અબળાના તેજસ્વી કંઠ યંત્રમાંથી રસીક ભાષાના સુંદર સરોદ સાંભળતાં એકાએક તેનું શરીર વગર વિજળીએ હાલવા માંડ્યું. પ્રખ્યાત અમેરિકન યંત્રશાસ્ત્રી મિ૦ એડીસન વિજળીની મદદથી ઘણા અજાયબ સરખા પ્રયોગ કરી બતાવી જગતને હેરત પમાડે છે. તેનાથી પણ આવો કુદરતી પ્રયોગ તો થઇ શકવાનો નહિ. શ્લોક પૂરો થઇ રહ્યા પછી કેટલીક વારે સુખાનંદ પૂર્ણ શુદ્ધિમાં આવ્યો. તે વખતે એ તપસ્વીનીને પોતાના કામથી આરોપતાં તેણે જોઇ. બાદ વિચાર કર્યો કે—મેં વૈરાગ્ય ધારણ કર્યા પછી સંસારની અનેક પ્રકારની લાલચોમાં લપટાવાના ઘણાક પ્રસંગ મને પડ્યા છે અને હજુ પણ પડે છે. તોપણ એવી લાલચોને જીતવા હું અટળ ભાવથી ટકી રહ્યો છું. અને કદી પણ મન ડગાવ્યું નથી. તે છતા કોણ જાણે શા કારણથી હમણાં એક દેવી જેવી દેવીને જોતાંજ મારા મનમાં લગારવાર પણ સંસાર ભાવ ઉત્પન્ન થવા પામ્યો! તે હું સમજી શકતો

---

+ આંખથી.

નથી. હશે, ગમે તેમ હો; પણ હવે મારે કેવળ શુદ્ધ ભાવથી એ બાઇ પાસે જઇને તેના વિષેની કાંઇક હકીકત જાણી લેવી જોઇએ. એવું વિચારીને સુખાનંદ તેની પાસે ગયો. અને દેવી તરીકેનું તેને માન આપીને તે બોલ્યોઃ—

"ભગવતિ! આપના ચિત્તને હમણાં અનુકૂલ હોય તો હું થોડીક વાત કરવાની રજા લેઉછું. આપ કોઈ મહા સંન્યાસિની કે સાક્ષાત ભવાનીના અવતાર જેવાં દેખાઓ છો. પણ જાણે હમણાંજ સંસાર છોડીને આ માર્ગમાં દિક્ષિત થયાં હો, તેવું લાગેછે. તો આટલી તરુણાવસ્થામાં શા કારણથી સંસાર છોડીને સંન્યસ્ત લેવું પડ્યું છે? એ વગેરે હકીકત કહેવાને કાંઇ અડચણ જેવું ન હોય, તો તે કૃપા કરીને મને કહેશો. તે જાણવાથી મને કાંઇક બોધ મળશે. અને બોધ આપવો એ તો તપસ્વિજનોનો ધર્મ છે."

સંન્યાસિની—સાધુ પુરૂષ! હું દેવી નથી, કે ભૈરવી નથી. પણ માનવીનાજ અવતારમાં સંન્યાસિનીના જેવી દેખાઉછું. એ વાત ખરી પરંતુ મને મોટું આશ્ચર્ય લાગેછે કે હું સંન્યાસિનીછું, એવું તમે મગર જાણે એકદમ શી રીતે ધારી શકયા?

સુખાનંદ—આપનું ખટકર્મ તથા વેષ જોઇને મેં ધાર્યું કે—તમે બીજુ કોઇ નહિ, પણ સંન્યાસિનીજ હશો.

સં—આવો વેષ તથા ખટકર્મ તો આ કળીયુગના વખતમાં કેટલાક વેષ ધારીઓ પણ લેઇ બેસેછે. ત્યારે એ ઉપરથી તમે શું! એવું ધારશો કે તે સઘળા તપસ્વિઓ છે!

સુ—ના. એવી રીતે હું મારી ઉમ્મરમાં માત્ર એકજવાર ઠગાયેલ છું. તેમાં જબરી ઠોકર ખાધા પછી હવે ફરીગી ઠગાઉ એમ હું ધારતો નથી. આપ પોતાને માટે ગમે તેવું કહેવાને માટે મુખત્યાર

છો. પણ આપના જેવાં દેવાંશીને હું વેષધારી કહુ, અથવા એ વાત મનમાં પણ લાવું તો આપનો અપરાધી થાઉં.

સં—માણસ એકવાર ઠગાયા પછી ફરી નહિજ ઠગાય, તેની તમારી પાસે શી સાબેતી છે?

સુ—કાંઈ નથી.

સં—ત્યારે હું વેષધારી છું, એવું ધારવામાં પણ અપરાધ માનનારે કોઇનો અપરાધ નહિજ કર્યો હોય, એમ હું માની શકીશ નહિ.

સુ—(મનમાં ઘણો શંકાશીલ થઇને.) આપને એવું કહેવાની કેમ જરૂર પડી? તે કૃપા કરીને મને કહો.

સં—કાંઇ નહિ. એ તો મેં એક સાધારણ દ્રષ્ટાંત તરીકે કહ્યું તે તમને માઠું લાગ્યું હોય તો મને ક્ષમા કરજો. કોણ જાણે શાથી આજ હું મારો વિવેક તજીને વધારે બોલી ગઇ! તે કાંઇ સમજી શકાતું નથી.

સુ—કાંઇ હરકત નહિ. મને લગારે માઠું લાગ્યું નથી. તમે તો ઘણી ડહાપણની વાત કહી છે.

સં—મેં જાણે તમને અગાઉ જોયા હોય, એવું લાગે છે. પણ હમણાં તમે કોણ છો; તે હું જાણતી નથી. કેમકે માણસનો ફક્ત વેષ જોઇને તેની પદવી પારખવાનો તમારી માફક મને મહાવરો નથી. માટે તમે કોણ છો? ને તમારૂં નામ-ઠામ શું છે? તે મને વિગતવાર કહો.

સુ—આપને પૂર્વે મળ્યાનું મને કાંઇ સ્મરણ નથી. હું બ્રહ્મચારી છું. અને મારૂં નામ સુખાનંદ છે. અહિંઆં સત્યાનંદ નામે એક મહા જ્ઞાની સંન્યાસી રહે છે, તેમના પાસે હું છ સાત વર્ષથી રહીને વિદ્યાભ્યાસ કરૂ છું.

સં—તમે કેટલો વિદ્યાભ્યાસ કર્યો છે? અને કિયા ધર્મમાં દિક્ષિત થયા છો?

સુ—મેં ન્યાય, અલંકાર, સ્મૃતિ, વ્યાકરણ અને ભાષા દર્શનના ગ્રંથોનો અભ્યાસ કર્યો છે. અને મહા સમર્થ શંકરાચાર્યે સ્થાપેલો બ્રાહ્મણ ધર્મ પાળું છું. તે શિવાય હજુ કોઇપણ માર્ગની દિક્ષા મેં લીધી નથી. પરંતુ હવે થોડા વખતમાં હું સંન્યસ્ત ધારણ કરનારછું.

સં—વાહ! તમે પણ મહાજ્ઞાની દેખાઓ છો. હવે તમારી પૂર્વ હકીકત કેવી છે; તથા તમે એકવાર શી રીતે ઠગાઇને જબરી ઠોકર ખાધી હતી; તે વાત મને કહેશો કે?

સુ—ના. હું તેમાંની કાંઇપણ વાત તમારી આગળ કહી શકતો નથી. મને માફ કરજો.

સં—ત્યારે તમારી હકીકત કાંઇક વિચિત્ર હશે. પરંતુ જ્યારે તે કહેવાની તમારી મરજી નથી, ત્યારે તે આગ્રહ કરીને કહેવડાવવાની મને કાંઇપણ અગત્ય નથી. અને તમારે પણ મને પુછેલા પ્રશ્નનો ઉત્તર મળવાની હવે આશા રાખવી નહિ.

સુ—એથી તો હું ઘણો દીલગર થવાનો.

સં—દીલંગીર કર્યાપછી દીલગીર થવું, એ તો કુદરતનો ધારો છે.

સું—ત્યારે આપનું નામ—ઠામ શું છે? એટલું પણ કહેવા કૃપા કરશો કે?

સં—હા, હું એટલું તો કહીશ કે-મારૂં નામ નવલકિશોરી છે. અને મોક્ષપદ પામવા માટે મને જે વસ્તુની જરૂર છે, તે એકવાર મળ્યા પછી કોણ જાણે પરભવના તપની ખામીને લીધે કે બીજા કોઈ કારણથી મારા હાથમાંથી ગુમ થઈ ગઇ છે! તે ફરીને મેળવવા હું પરમેશ્વરની ઘણી ભક્તિ કરૂ છું. ને તેજ વસ્તુનું રટણ મારા ઘટમાં નિરંતર થયાં કરેછે. તોપણ તે મળતી નથી. માત્ર હું

યોગ વિદ્યાની અભ્યાસિની છું. તેથી તેની સાધના વડે તે વસ્તુનાં મને નિત્ય પરોક્ષપણે દર્શન થાય છે. મારી આ હકીકત જાણીને એક ત્રિકાળદર્શી મહાયોગી પુરૂષે તે વસ્તુની પ્રાપ્તી માટે આ પવિત્ર સ્થળે આવવા મને માર્ગ દર્શાવ્યો હતો. તે પ્રમાણે ખરેખાત જાણે આ પવિત્ર જગોમાં કાંઈ પરાક્રમ છે, કે બીજુ કાંઇ! પણ અહીં આવી પગ મૂકયાને ઘણી વાર થઇ નથી, તેટલામાં તો તે વસ્તુનાં મને પ્રત્યક્ષ દર્શન થઇ ચૂકયાં છે! હવે માત્ર તે વસ્તુ પ્રાપ્ત થવીજ બાકી છે. અને તે પણ પ્રભુની કૃપા હશે, તો મળશે એવી આશા છે.

સુ—કુદરતની ઘણી અજાયબ ખૂબીઓના પ્રદર્શનવાળી આ જગો પવિત્ર છે ખરી, અને અહિઆં અમે ઘણા સાધુઓ સ્થાયી વસીએ છીએ, પણ તમારા જેવી મનવાંચ્છના તત્કાળ કોઇની ફળી હોય, એવું મને સાંભરતું નથી. માટે કાંતો તમારી યોગ વિદ્યાનું કે કાંતો એ વિદ્યાના તથા આ પવિત્ર ભૂમિના સમાગમનું ભેગું પરાક્રમ હશે. તેથી તમારી આશા ફળીભૂત થઇ છે. પણ મને પ્રશ્ન પુછવાનું મન થાય છે, કે તમે મોક્ષપદ પામવાનો આ માર્ગ પકડયા છતાં વળી મોક્ષપદની બીજી કયી વસ્તુ ઇચ્છો છો? તે હું સમજી શકતો નથી.

સં—એ વિષે હું તમને કાંઇ પણ કહીશ નહિ. પણ તમારા ગુરૂજીને મારી આ બધી હકીકતથી વાકેફ કરીને પુછવાથી તે તમને ઘણી સારી રીતે સમજાવી શકશે, એવી મને ખાત્રી છે. વારૂ, તમારા ગુરૂજીનો મેળાપ મને થશે કે નહિ?

સુ—તેઓ હાલ અહિ નથી. કામ પ્રસંગે બંગાળ તરફ ગયા છે. આપ અહિ થોડા દિવસ રહેશો, તો તેટલા વખતમાં તેઓ આવી પોહોચશે.

સં—મારાથી અહિ ઝાઝો વખત રહેવાને બને તેવું નથી.

માટે હવે હું પંથે પડું છું. તમારા નિત્ય નિયમમાં વિલંબ કરવાને આજ હું કારણભૂત થઇ છું. માટે મને માફ કરજો.

સુ—આપનાં દર્શનથી હું પાવન થયો છું. તમારા જેવાં યોગિનીનાં દર્શન હવે ફરીથી થવાં દુર્લભ છે. માટે મારા ઉપર કૃપા રાખજો.

સં—તમારા અને મારા સુદ્ધાં સૃષ્ટિનાં સઘળાં પ્રાણિઓ ઉપર કૃપા રાખનાર શ્રી પરમેશ્વર છે. તમે મને ફરીથી મળવાની ઇચ્છા રાખો છો, ને તમારો ભાવ છે તો હું થોડા વખતમાં તમને ફરીથી મળીશ. પણ તે એવી સરતે કે—મારૂં તમને બીજી વાર મળવું થાય, ત્યાં સુધી તમારે સંન્યસ્ત અથવા બીજા કોઇ પણ માર્ગમાં દિક્ષિત થવું નહિ. કેમકે મારી શક્તિ પ્રમાણે મારે તમને મોક્ષ માર્ગ વિષે કાંઇક ઉપદેશ આપવાનો છે. હમણાં તો મને ઘણી ઉતાવળ છે, તેથી જાઉંછું. પણ જ્યારે પ્રત્યક્ષ વા પરોક્ષપણે આપણું મળવું થાય, ત્યારે આજના મેળાપની વાતચિત તમે ધ્યાનમાં રાખજો. ભૂલશો નહિ.

સુખાનંદ આ સંન્યાસિનીને ખરેખર કોઇ મહા જોગ માયા જાણીને તેના બોલવાનો મર્મ કાંઈ પણ પારખી શકયો નહીં. ઉલટું તે એવું સમજ્યો કે દેવી મારા ઉપર પ્રસન્ન થઇને મને કાંઇ વરદાન આપવા સારૂ ફરીથી મળવાનું કહી જાય છે. તેથી તે ઘણો ખુશી થઇને બોલ્યો:—

"દેવી! આપનું વચન હું માથે ચડાવું છું. અને આપે કૃપા કરીને મને ફરીથી દર્શન જરૂર આપવાં. આપના ફરીથી મળવા અગાઉ હું કોઇ પણ માર્ગની દિક્ષા નહિ લેઉં."

એ રીતે ઉપર મુજબ વાતચિત થયા પછી સંન્યાસિની જાણે અલોપ થઈ ગઇ હોય, તેવી ત્વરાથી કયાંઇએ જતી રહી.

પ્રિયતમ પાઠકો ! સંન્યાસિની કોણ હતી, તે જાણવાને બ્રહ્મજ્ઞાનમાં ડુબીને સંસારની વાતો ભૂલી જનાર સુખાનંદની માફક તમે પણ અત્યાર સુધી એ વિષે અજ્ઞાન રહ્યા નહિજ હશો. કારણ કે કુંવરબાઇ કોઇક જૂદાજ વેષમાં છુપી રીતે સુખદેવ (સુખાનંદ) ને મળીને તેની સાથે વાતચિત કરવાનો વિચાર કરીને કાશી તરફ જવા સારૂ નીકળ્યા પછી એક સંન્યાસિનીને સુખાનંદની સાથે ઉપર પ્રમાણે મર્મ વચનોમાં વાતો કરતાં સાંભળીછે. તે ઉપરથી એ સંન્યાસિની બીજુ કોઇ નહિ, પણ સતી કુંવરબાઇ હતી, એમ વગર શંકાએ તમે માની લીધું હશે ને અમે પણ તે કબુલ રાખીએછીએ. કુંવરબાઇએ કાશીમાં જઇને પ્રથમ સુખદેવ વિષે છુપી બાતમી મેળવી હતી. પછી જે ઋષિઘાટ ઉપર તે હમેશાં પ્રાતઃકાળે સ્નાન–સંધ્યા કરવા સારૂ જતો હતો, ત્યાં તે સંન્યાસિનીનો વેષ લેઇને "નવલકિશોરી" એવું નામ ધારણ કરીને આગળથી જઇ બેઠી હતી. તેની સાથે સુખદેવે ભોળે ભાવે ઉપર મુજબ વાતો કરી હતી.

સુખાનંદ સ્નાન–સંધ્યાદિ કરીને ગંગાનદી ઉપરથી પાછો પોતાને આશ્રમે ગયો. ત્યાં ગયા પછી સંન્યાસિનીએ કહેલી વાતો ફરીથી તેના મનમાં પુનરુક્તિ પામીને ઘોળાવા માંડી. જેમ જેમ તે વિચાર કરતો ગયો, તેમ તેમ તેના મનમાં કંઈ કંઈ તુરંગ ભરાવા માંડયા, કંઇ કંઇ શંકાઓ ઉત્પન્ન થઇ, તેમ તે પાછી સમી પણ ગઇ અને છેવટે મોક્ષપદ પામવાની આશાના મેહેલ ઉપર વગર સીડીએ ચઢવા લાગ્યો. પ્રથમ તો એ મહાદેવી ક્યાંથી ને શી રીતે ત્યાં આવી હશે? તેને ત્યાં આવવાનું શું પ્રયોજન હશે? ફરીથી ક્યારે દર્શન દેશે? મને તે શું વરદાન આપશે ? તથા કેવો ઉપદેશ કરશે? વળી મારા મનની વાતો જાણે તે જાણતી હોય, મારી પાછલી હકીકત જાણવાનું જાણે તેને કાંઇ કારણ હોય, મારી તરફ કટાક્ષ કરીને જાણે તે

જોતી હોય, અને મારૂં મન જાણે ડગ્યું હોય, એમ મને લાગતું હતું. તે માણસના આવતાર રૂપે કોઇ મહાદેવી હશે, કે ખરેખર માનવીજ હશે ! મને કોઈ ઠગવા તો આવ્યું નહિ હોય ? નહિ નહિ આ તો બધી હું ખોટી શંકાઓ કરૂંછું, અને ઉલટો દોષમાં પડુંછું. એ તો નક્કી દેવીજ હતી. નહિ તો માણસ–તેમાં પણ સ્ત્રી જાતમાં એટલું બધુ બુદ્ધિબળ અને પરાક્રમ ક્યાંથી હોય? મારૂં પણ ધન્ય ભાગ્ય કે તાકડે હું ત્યાં જઇ ચડયો. તેથી તેનાં મને દર્શન થયાં. હવે તે મને ફરીથી મળીને કાંઇ પણ વરદાન આપશે એ રીતે એક પછી એક એમ ઘણા વિચાર સુખાનંદના મનમાં થયા, બાદ છેવટે દેવીના કહ્યા પ્રમાણે સઘળી યથાસ્થિત વાત ગુરૂજી આવે કે તુર્ત કહીને ખુલાસો મેળવવાનું નકકી કર્યું.

કલકત્તામાં "ધી બંગાળ સોશિયલ કૉન્ફરન્સ." નામે સંસાર સુધારાની મંડળી મળી હતી. તેમાં ઉપદેશ આપવાના હેતુથી સત્યાનંદ સ્વામી ત્યાં ગયા હતા, ત્યાંથી થોડા દિવસ વિત્યા પછી પાછા કાશીમાં પોતાને આશ્રમે આવ્યા. તેમને સુખાનંદે સંન્યાસિની વિષેની વાત અથથી તે ઇતિ સુધી કહી સંભળાવી. સ્વામી તેથી ઘણા સાનંદાશ્ચર્ય પામ્યા. અને કહ્યું કે–મારા આવતાં સુધી તે સંન્યાસિનીને અત્રે હરેક ઉપાયે રાખી હોત તો, ઘણું સારૂ.

સુખાનંદે કહ્યુ કે મહારાજ ! મેં ઘણો આગ્રહ કર્યો, પણ અહિં રહેવા તેમની લગારે ઇચ્છા થઇ નહિ. તેથી હું તેમને વધારે કાંઇ કહી શકયો નહિ. પણ મને ફરીથી મળવાનું તેમણે વચન આપ્યું છે. તેથી જરૂર અહિ આવશે ખરાં. તેમણે મારા સાથે જે જે વાતો કરી, તે વિષે મેં તેમની પાસેથી કેટલોક ખુલાસો માગ્યો. ત્યારે તેમણે કહ્યું કે–આ બધી વાત તમારા ગુરૂજીને કહેશો તો તેઓ ત-

મને બધું સમજાવશે. માટે મહારાજ, આ વાતોમાં કાંઇ નવીન ચમત્કાર જેવું હોય, તો તે કૃપા કરીને મને કહો.

સ્વામી—સુખાનંદ ! હું તને શું કહું ? આ વાત સાંભળીને મારૂં મન એક રીતે આનંદ અને બીજી રીતે ક્ષોભના ઉભરાથી હમણાં ઘેરાઇ ગયું છે, બચ્ચા માન ન માન, પણ તું મને સારી પેઠે ઠગ્યો છું. પણ ધીરજ રાખ, ગભરાઇશ નહિ. તેં મને ઠગીને કાંઇપણ નુકશાન કર્યું નથી. ને જે થયું છે, તે સારાનેજ માટે. હવે મારા જાણવામાં આવ્યું કે—તેં મને પ્રથમથી જણાવ્યા પ્રમાણે તુ જન્મનો વૈરાગી નથી, પણ સંસારી છે. અને એ સ્ત્રી કોઇ સંન્યાસિની નથી, તેમ દેવી પણ નથી, પરંતુ એ તારી ધર્મપત્ની છે. હું મારી અટકળમાં કદાપી ભૂલતો હોઉં તો તુ યાદ કર, કે તારી ધર્મપત્ની મહા ચતુર અને વિદ્યાની ઉપાસક હતી કે નહિ ? અને હતી, તો તુ જાણ કે—તેજ આવો અદ્‌ભૂત ચમત્કાર તને બતાવી ગઈ છે. તેનાં કહેલાં આ દરેક વાક્યમાંથી જણાઈ આવેછે કે—તેને તુ મૂકીને નાસી આવેલો છું. જો પ્રથમ તેણે કહ્યું કેઃ—

"હું દેવી નથી કે ભૈરવી નથી. પણ માનવીનાજ અવતારમાં સંન્યાસિની જેવી દેખાઉં છું." એટલે કે—હું સંન્યાસિની નથી પણ મેં તેવો વેષ ધારણ કર્યો છે. બીજુ—

"ત્યારે હું વેષધારી છું, એવું ધારવામાં પણ અપરાધ માનનારે કોઇનો અપરાધ નહિજ કર્યો હોય, એમ હું માની શકીશ નહિ." મતલબ કે—મને વગર કારણે રઝળતી મૂકીને નાસી આવી મારોજ તમે મોટો અપરાધ કર્યો છે. ને વળી હવે મને વેષધારી માનવામાં પાપ ગણીને એટલું બધુ શાહુકાર શાનું બતાવો છો ?

"કોણ જાણે શાથી આજ હું મારો વિવેક તજીને વધારે બોલી ગઇ ?" એટલે—તમે મારા સ્વામી છો. માટે કોઇ પરિજનના

સાથે બોલવાના વિવેક કરતાં જૂદીજ રીતે સ્વભાવિક બોલી જવાયું.

"મેં જાણે તમને અગાઉ જોયા હોય, તેવું લાગે છે." એટલે તમે મને ભૂલી ગયા છો, ને ઓળખી શકતા નથી. પણ હું તમને ભૂલી ગઇ નથી.

"દીલગીર કર્યા પછી દીલગીર થવું, એ તો કુદરતનો ધારો છે." મતલબ કે–તમે મને તરછોડીને ઘણીએ દીલગીર કરી છે. તેથી હવે તમને તેમ થવું પડે, તેમાં કાંઈ નવાઈ નથી.

"મારૂ નામ નવલકિશોરી છે." એટલે–મેં નવું નામ ધારણ કર્યું છે.

"મોક્ષપદ પામવા માટે મને જે વસ્તુની જરૂર છે, તે એકવાર મળ્યા પછી કોણ જાણે પરભવના તપની ખામીને લીધે કે બીજા કોઇ કારણથી મારા હાથમાંથી ગુમ થઇ ગઇ છે! તે ફરી મેળવવા હું પરમેશ્વરની ઘણી ભક્તિ કરૂંછું. અને એજ વસ્તુનું રટણ મારા ઘટમાં નિરંતર થયાં કરે છે; તોપણ તે મળતી નથી માત્ર હું યોગ વિદ્યાની અભ્યાસિની છું, તેથી તેની સાધના વડે તે વસ્તુનાં મને નિત્ય પરોક્ષપણે દર્શન થાય છે. મારી આ હકીકત જાણીને એક ત્રિકાળદર્શી મહાયોગી પુરૂષે તે વસ્તુની પ્રાપ્તી માટે આ પવિત્ર સ્થળે આવવા મને માર્ગ દર્શાવ્યો હતો. તે પ્રમાણે ખરેખર જાણે આ પવિત્ર જગોમાં કાંઇ પરાક્રમ છે, કે બીજુ કાંઈ! પણ અહિ આવી પગ મૂકયાને ઘણી વાર થઇ નથી, તેટલામાં તો તે વસ્તુનાં મને પ્રત્યક્ષ દર્શન થઈ ચૂકયાં છે. હવે માત્ર તે વસ્તુ પ્રાપ્ત થવીજ બાકી છે. અને તે પણ પ્રભુની કૃપા હશે, તો મળશે એવી આશા છે." સંન્યાસિનીની આ વાતમાં બીજી બધી વાતોનો ખુલાસો સ્પષ્ટ રીતે થઇ જાય છે. અને એવી ખાત્રી થાય છે કે–એ સર્વ તારા વિષેજ કહેલું છે. કારણ કે મોક્ષપદ પામવાની વસ્તુ ગુમ થયાનું

તેણે કહ્યું; પણ આને મોક્ષપદની વસ્તુ તેના સ્વામી શિવાય બીજી કોઈ છેજ નહિ. વળી તેણે કહ્યું કે–મને અહિં આવતાં વાંતજ તે વસ્તુનાં દર્શન થયાં છે. તે માત્ર તનેજ દેખીને કહેલું છે. એ બધા ઉપરથી તેણે જે કહ્યું છે તેની મતલબ એ છે કે–મારાં મોક્ષપદની વસ્તુ ! ( મારા સ્વામી ) તમે મારી સાથે રહ્યા પછી તમારો કાંઇ પણ અપરાધ મેં કર્યો નથી. તે છતાં કોણ જાણે કિયા કારણથી તમે મને તરછોડીને નાસી ગયા ! તમને શોધી કહાડવા મેં ઘણી મેહેનત કરી છે. અને તમારા નામનું સ્મરણ મને નિત્ય થયાં કરેછે. તોપણ તમે આવતા નથી. તે છતાં તમારૂં આબેહુબ સ્વરૂપ મારા મનમાં કલ્પીને અથવા ધારીને તેનાં દર્શન હું રોજ કરી શકું છું. અહિઆં તમારી બાળ મને એક યોગી પુરૂષે બતાવી હતી. હું અત્રે આવી કે તુર્તજ તમારાં દર્શન મને થયાં છે. હવે મારી સાથે તમે આવો, એટલીજ વાર છે. મને આશા છે કે તમે કૃપા કરીને મારી સાથે આવશો. ઇત્યાદિ.

વળી તેણે કહ્યું કે–"તમે મને ફરીથી મળવાની ઇચ્છા રાખો છો. ને તમારો ભાવ છે, તો હું ફરીથી થોડા વખતમાં મળીશ. પણ તે એવી સરતે કે–મારૂં તમને બીજી વાર મળવું થાય, ત્યાં સુધી તમારે સંન્યસ્ત અથવા બીજા કોઇ પણ માર્ગમાં દિક્ષિત થવું નહિ." આના જવાબમાં તેં સન્યાસિનીને શું કહ્યું હતું ?

સુખાનંદ—મેં કહ્યું હતું કે–દેવી ! આપનું વચન માથે ચડાવું છું.

સ્વામી—વાહ ! વાહ ! ત્યારે તો તેના કહેવા પ્રમાણે સઘળું કરવાને તેં સ્વિકાર્યું છે. જો વળી તેણે એ પણ કહ્યું છે કે–"પ્રત્યક્ષ વા પરોક્ષ રીતે આપણું મળવું થાય, ત્યારે આજના મેળાપની વાત ચિત તમે ધ્યાનમાં રાખજો." મતલબ કે–હું ફરીથી તમને જાતે

મળ્યુ, અથવા કાગળથી મળ્યુ, તો આજના મેળાપની વાત ચિત ધ્યાનમાં રાખજો. કે જેથી તમે મારા સાથે આવવાને કબુલ કર્યું છે તે ભૂલી જાઓ નહિ. વળી તને દેખીને તે જે શ્લોક બોલી હતી, તે દ્વિઅર્થી છે, એ શ્લોક પ્રભુ પ્રત્યે નહિ પણ તારા પ્રત્યે તેણે કહેલો છે. સુખાનંદ! જો, એ પ્રમાણે તેની દરેક વાતમાં અર્થ ઉંડો છે, પણ હમણાં તું કેવળ બ્રહ્મજ્ઞાનમાં ડુબેલો છે. તેથી સંસારના વિષયોની વાત સમજી શક્યો નહિ. પણ હવે તું મને સાચે સાચુ કહે કે—મારો આ ખુલાસો કેટલો ખરો છે?

જો, કહ્યું છે કે—

**सत्येन धार्यते पृथ्वी सत्येन तपते रविः**
**सत्येन वाति वायुश्च सर्वं सत्ये प्रतिष्टित.**

માટે તું સત્ય વાત કહી દે.

સ્વામીએ કરેલા ખુલાસાથી ગભરાઇને સુખાનંદે વીલે મોંઢે જવાબ આપ્યો કે—મહારાજા! શેવકનો અપરાધ ક્ષમા કરો. આપે જે ખુલાસો કર્યો, તે બધો સત્ય છે. હવે હું મારી ખરી હકીકત આપને નિવેદન કરૂછું.

"હું નવલપુર ગામનો રહીશછું. મારૂં ખરૂ નામ સુખદેવ છે. મારા પિતાનું નામ દિનમણિ છે, મે મારી સ્ત્રીનું નામ કુંવરબાઇ છે. મારી માતા ગુજરી ગઇછે. આપના પ્રવાસ વખતે જે ઘરેણાં વગડામાંથી આપણને જડયા હતાં, તે મારી સ્ત્રીનાં વા મારી પોતાની માલેકીનાં હતાં. તેના ઉપર લખેલું નામ "સુખદેવ" તે મારૂંજ હતુ. સિદ્ધપુરની ધર્મશાળામાં જે વૃદ્ધ બ્રાહ્મણે આપની પાસે આવીને યાચના કરી હતી, તથા તે ઘરેણાંના માલેક તરીકે ઓળખાયો હતો, તે મારા તિર્થરૂપ પિતા દિનમણિ હતા. મારા મનને ઘણાં કઠણ લા-

જેલાં કેટલાંક કારણોને લીધે એ બધી હકીકત મેં આપના આગળ પ્રગટ કરી નહિ. મારા બાપ દિનમણિ નવલપુરમાં એક આબરૂદાર શ્રીમંત હતા. હું શ્રીમંતનો લાડકવાયો છોકરો તેથી બાળપણનો બધો વખત રમતમાં તથા કુસંગતિમાં ગુમાવ્યો હતો. તેથી તથા મારાં લગ્ન બાળવયમાં થયાં હતાં, તેથી લગ્નના પવિત્ર કોલ હું કાંઈ પણ સમજી શક્યો નહોતો. બાળવયમાં લગ્ન થયાથી તથા ખરાબ સોબતને લીધે હું વિદ્યાભ્યાસ સારી પેઠે કરી શક્યો નહોતો. પણ મારી સ્ત્રી ઘણુંજ ભણેલી ને ચપળ બુદ્ધિવાળી હતી. તે મારે ઘેર આવ્યા પછી તેના જેવી વિદ્વાન સ્ત્રી સાથે શી રીતે બોલવું ચાલવું, તે વિષે મને કાંઈ પણ ગમ ન પડયાથી હું મનમાં દરરોજ ઘણું મુઝાયાં કરતો હતો. ને છેવટે અકળાયાથી સંસાર છોડીને ક્યાંઇએ જતો રહેવાની તક હું ખોળતો હતો. તેવામાં મને એક વેષ ધારી ઢોંગી જોગી મળ્યો. તેની સાથે હું ઠગાઇને ઘરબાર છોડી નીકળી પડયો હતો. અમે બંને જણ છેક નેપાળના મુલકમાં જઇ પોહોચ્યા હતા. ત્યાં એ ઢોંગી જોગીના ઢોંગની વાત મારા જાણવામાં આવ્યાથી તેને છોડીને હું બંગાળામાં નાસી આવ્યો હતો. પણ પાછા ઘેર જવાની કાંઈ પણ સુઝ ન પડયાથી હું સાધુના વેષે ફરતો હતો. તેવામાં દૈવયોગે આપનો મેળાપ મને થવાથી આપની પાસે હું રહ્યો છું. મે આપના આગળ જૂઠું બોલીને હું પોતે રમતારામ સાધુછું, તથા મારૂં નામ સુખાનંદ છે, એવી ખોટી ઓળખાણ આપને આપી હતી. મહારાજ ! એવી રીતે હું સર્વનો અપરાધી થઇને મહા પાપના કુપમાં પડયોછું. તેમાંથી મને તારીને બહાર ક્હાડનાર આપના જેવા સામર્થ ગુરૂજી સિવાય મારે બીજુ કોઇ નથી.

સ્વામી—સુખાનંદ, તુ કાંઈ ગભરાઇસ નહિ. હજુ તે ઘણું ગુમાવ્યું નથી. તેમ તુ દુઃખમાં પણ આવી પડયો નથી. હજુ તારે

દોષમાંથી મુક્ત થવાના કેટલાક માર્ગ રહ્યા છે. મારી આગળ જુઠુ બોલીને તેં મને કાંઇપણ નુકશાન કર્યુ નથી. તેથી એ વિષે હું તને ક્ષમા કરીશ. માત્ર તારી સાધ્વી સ્ત્રી અને પુજ્ય પિતાજીને એટલો બધો વખત તેં વિયોગ વગેરેના દુઃખમાં રાખ્યાં, એ દોષ ખરો, પણ તું જ્યારે મારી પાસે પ્રથમ આવ્યો, ત્યારે તુ છેક અજ્ઞાન જેવો હતો. તેથી તારી વિદ્વાન સ્ત્રીને તથા તારા પિતાને જોઇએ તેવું સુખ અને સંતોષ આપી શકત નહિ. પણ હવે તો તું મારી પાસે ભણીને બહુ જ્ઞાની થયો છું. તેથી તેમને તુ જે પરમ સુખ અને શાન્તિ આપીશ, તેનાથી તેમને પડેલા દુઃખનો બદલો કેટલેક દરજ્જે મળશે. તેથી તેઓ તને શુભ દુવા દેશે, ને તું પાપમાંથી મુક્ત થઇશ. માટે બેહેતર છે કે—જેમ બને તેમ કરીને તુ અહિથી પાછો ઘેર જઇને તારી પત્ની સાથે રહી ગૃહસ્થાશ્રમ માંડ. અને તારા વૃદ્ધ પિતાજીને શોધી કહાડીને તેમની સેવા ચાકરી કર. શાસ્ત્ર પ્રમાણે ગૃહસ્થાશ્રમ પૂરો કર્યા બાદ તારી મરજી પડે તો વાનપ્રસ્થમાં રહીને પછી આ છેલ્લા માર્ગમાં તુ દાખલ થજે. એ પ્રમાણે કરીશ, તોજ તું પાપમાં-થી છુટીને મોક્ષપદ પામીશ. નહિ તો તારી સ્ત્રી પ્રત્યેના તારા પત્ની ધર્મનું તથા તારા પિતાની સેવાનું મોટું ઋણ તારે માથે રહ્યાથી પ્રભુના દરબારમાં તારી ગણના થશે નહિ. ને ઘણો તીરસ્કાર પામીશ; અપરાધી ગણાઇશ; અને છેવટે શિક્ષાને માત્ર પણ થઇશ. માટે તું પાછો ઘેર જા.

સુખાનંદ—મહારાજ! આપે કૃપા કરીને જે જે કહ્યું; તે સર્વ સત્ય છે. ને તેથી મને ઘણી ધીરજ મળી છે. પણ હવે સંસારની માયામાં પાછા જઇને પડવું, એ મને તો ઘણુંજ ભયંકર લાગેછે.

સ્વામી—બ્રહ્મજ્ઞાન પામીને વૈરાગ્ય બુદ્ધિ થયા પછી તને એવું લાગતું હશે ખરૂં. પણ હવે તારે પાછા ગયા સિવાય છુટકો નથી.

એટલામાં ટપાલવાળો આવ્યો. તેણે એક બીડેલો કાગળ સ્વામીના હાથમાં આપ્યો. તે ફોડીને તેમણે વાંચી જોયો. પછી જાણે તે ઘણા સાનંદાશ્ચર્ય પામ્યા હોય, તેવા ચેહરે સુખાનંદ તરફ જોઇને કહ્યું કે—લે, જો આ કાગળ વાંચ. હવે મારે તને વધારે કહેવું પડશે નહીં. પછી સુખાનંદે કાગળ લીધો, ને નીચે પ્રમાણે વાંચ્યોઃ—

પાટણ તારીખ.—

પંડિત મહાશય સત્યાનંદ સ્વામીજીની મારફત,

તેમના પરમપ્રિય શિષ્ય સુખાનંદ જોગ.

પ્રાણવલ્લભ !

યાદ કરો ગંગા નદીના તટ ઉપર ઋષિઘાટને ઓવારે પેલી સંન્યાસિનીના સાથે કરેલી વાતચિત અને તેને તમે આપેલું વચન! એ સન્યાસિની બીજુ કોઇ નહિ, પણ તમને ચહાનાર તમારી અર્ધાંગનાજ હતી. એ નવલકિશોરી નહિ પણ હું કુવરબાઇ પોતેજ હતી હવે હું પ્રગટ રીતે તમને પુછુંછું કે–કિયા અપરાધની શિક્ષા તમે મને કરોછો? તેની કાંઈ ખબર પડતી નથી. સ્વામીનાથ ! સંસારને ઠેકાણે સ્મશાન વસાવીને જતા રહેવાનો બોધ તમને કોઇ ગુરૂએ કર્યો છે કે તમારી પોતાનીજ સમજણે ચાલ્યા છો ? જો તમે પોતાનીજ અક્કલે ચાલ્યા હો, તો હવે તમારા ગુરૂજીને પુછી જોજો કે–મને અને વૃદ્ધ પિતાજીને રઝળતાં મૂકીને વૈરાગ્ય ધારણ કરવામાં પરમ લાભ છે કે નહિ ? જો તેઓ હા કહે, તો પછી અમે કપાળે હાથ દેઇને તમારા લાભની ખાતર અમે તેવું દુઃખ ભોગવવાને પણ તૈયાર છીએ.

સુખદેવ મટીને સુખાનંદ થવામાં તમે કિયો મોટો લાભ જોયો ? જો તેમાંજ વધારે લાભ મળતો હોત, તો તે મેળવવા જગતના બધા લોકોનું મન થાત. ત્યારે પછી જગત્ શી રીતે ચાલી

શકત ? એ વિષે જરા વિવેક બુદ્ધિ વાપરીને, તમે વિચારી જોશો, તો માલુમ પડશે, કે પરમ લાભ (મોક્ષપદ) નો માર્ગ એ નથી.

તમે ઘરબાર તજીને અહિંથી ગયા પછી અમને દુઃખ પડવામાં કાંઈ પણ બાકી રહ્યું નથી. નવલપુર છોડીને વિલાસનગરમાં જઈ વસવાની અમને જરૂર પડી હતી. તમે જાણ્યું તો હશે કે—એ સોહામણી નગરી કાળચક્રના ઘેરાવામાં આવી જવાથી જાણે તે અલોપ થઇ ગઇ હોય તેમ તેનો અંત આવ્યો છે. હું અને પુજ્ય પિતાજી બંને જણ દિર્ઘાયુષ્યને લીધેજ તેમાંથી બ-ી જવા પામ્યાં છીએ. તો પણ અમે વખૂટાં પડીને અતિકષ્ટ વેઠયા પછીજ આ પાટણ શેહેરમાં અકસ્માત એકઠાં થયાંછીએ. ને અહિ રહીને અમારા દુઃખના દિવસ પૂરા કરીએ છીએ. મારાં માતા પિતા અને ઝવેરી કુટુંબનો વિલાસનગરની આફતમાં અમને વિજોગ પડયા પછી તેમની હયાતી વિષેના કાંઇ પણ સમાચાર અમે સાંભળ્યા નથી. પાટણમાં પરગજુ શ્રીમાન લાલાબહારી અને તેમનાં ધર્મ પત્ની સૌભાગ્યવંતાં કિશોરસુંદરી શિવાય હવે આ સંસારમાં હમણાં તો અમારૂં કહીએ તેવું કોઇ નથી. મારે માથે જે મહા મહા દુઃખ આવી પડયાં છે, તે બધાં આ લેખનીએ લખી શકાતાં નથી. પ્રાણનાથ ! મારા માથા ઉપર દુઃખનાં ઝાડ ઉગવાં માત્ર બાકી રહ્યાં છે. વૃદ્ધ પિતાજી તમારા વિજોગને લીધે વૈરાગ્ય પામીને સંસાર ત્યાગ કરી સાધુના વેષે રહ્યા છે. તોપણ હજુ તમને ઘણું ઝંખે છે. મારાથી બની શકે છે, તેટલી હું તેમની સેવા ચાકરી કરૂછું. તોપણ તેમને ઘરડપણમાં પુત્ર વિજોગનું મહા દુઃખ ઘણું સાલેછે. માટે જો એટલી પણ દયા તમારા દિલમાં વસેલી હોય, તો તમે અમને જલ આવી મળજો. જો સંસારમાં પાછા આવવા તમારો વૈરાગ્ય તમને રોકતો હોય, તો વિદ્યારૂપી તમારી તીક્ષ્ણ ધારવાળી કટાર વડે તેને

સંહાર કરજો. જો તમારૂં મન પક્ષપાતી થઇને તમને અવળે માર્ગ દોરતું હોય, તો તેને તમે ન્યાયના પવિત્ર મંદિરમાં ધકેલી મુકજો. અમને રઝળતાં રાખીને વૈરાગ્યમાં જ પરમ લાભ છે, એવું જો તમે કોઈ પુસ્તકમાંથી જાણ્યું હોય, તો તેને ગંગા નદીનાં ઉંડા જળમાં ઝબોળજો.

પ્રિય! ઘરબાર નારાજ કરીને જંગલોમાં ભટકવું, એ જોગીઓનું કામ છે. તમે સંસારમાં પાછા આવીને તમારા લાયકનું કામ કરી કીર્ત્તિ અમર કરો. મારાથી બનશે તેટલી મદદ હું તમને કરીશ. તમારી અળખામણી અર્ધાંગનાની દયા જો તમને નજ આવતી હોય, તો ખેર. પણ તમારે પરમપુજ્ય પિતાજીની સેવાની ખાતર તો જરૂર આવવું જોઇએ. જો તમે કોઈપણ રીતે આવવા ના પાડતા હો, તો તમે મને ગંગાના ઘાટ ઉપર આપેલું વચન ફરીથી યાદ કરો અને તે પાળો.

તમે મહા જ્ઞાની છો. તમારા ગુરૂજીનો પ્રતાપ ઘણો મોટો છે. માટે વધારે લખવાની કાંઈ જરૂર નથી. આટલું લખેલું તમારા જેવા જ્ઞાનીને માટે તો ઘણું છે. વળી હું અબળા જાત વધારે શું લખું? આ લખ્યું છે, તેમાં પણ કાંઈ અવિવેક જેવું મારાથી લખાઈ જવાયું હોય, તો તે કૃપા કરીને મને માફ કરશો. એવી આપના ચરણકમળની રજસમાન અર્ધાંગનાની વિનય પૂર્વક પ્રાર્થના છે.

લી૦

**તમને મળવાને ટમટમી રહેલી**

તમારી આજ્ઞાંકિત દાસી

**કુંવરબાઇ.**

ઉપર પ્રમાણે સુખાનંદે કાગળ વાંચ્યો. સરસ્વતી જેને પ્રસન્ન છે, એવી એક લાગણી લલનાના લખેલા પત્રમાં શી મણા હોય? તેમજ સંસ્કૃત જેવી ઉંચી વિદ્યાની ઉપાસક સુખાનંદના શુદ્ધ સંસ્કારી મન ઉપર તેની રૂડી અસર થાય, તેમાં શી નવાઈ! પત્ર વાંચી રહ્યા પછી સુખાનંદ ઘડીભર સ્થંભિત થઈ રહ્યો; તેના શરીરનાં તમામ રોમ ઉભાં થઈ ગયાં; વૈરાગી મન એકદમ પાસુ ફેરવીને સંસારી થઈ ગયું; તેના હૃદયમાં વેહેતો પ્રીતિનો ઝરો દિશા બદલીને કુંવરબાઈ તરફ પ્રબળ વેગથી વેહેવા માંડ્યો; અને છેવટે બંને આંખોમાંથી ખેદ અને આનંદનાં આંસુ મિશ્ર થઇને પૃથ્વી ઉપર પડ્યાં. પવિત્ર ધરતી એવાં આંસુની મારફતે પોતાને પોહોચેલી ફરીઆદ એક ઘડી પણ સહન કરી શકી નહિ. તુર્ત તેણે પોતાના આકર્ષણની દોરી એકદમ તોડી નાખીને સુખાનંદને છુટો કર્યો. તેથી તેના શરીરમાં એટલી બધી શક્તિ આવી કે જો તેને પાંખો હોત તો તેજ વખતે ઉડીને કુંવરબાઇને જઈ મળત. સ્વામીએ જોયુ કે તેના મન ઉપર હવે જોઇએ તેવી સારી અસર થઇ ચૂકી છે. તેથી તેને વધારે શરમાવવો એ ઠીક નહિ. હવે માત્ર તેને દીલાસો આપી શીખ દેઇને વિદાય કરવો જોઇએ. પછી તે બોલ્યા:—

"સુખાનંદ! જો, મેં કરેલા ખુલાસા પ્રમાણે બધી વાત મળી ખરી? તુ હવે કાંઇપણ ગભરાયા વગર સુખેથી તારે ઘેર જા. ને મેં તને આપેલી વિદ્યાનું ભૂષણ વિશ્વમાં વધાર. તથા તારી ધર્મપત્નીને આનંદ આપીને તારા વૃદ્ધ પિતાજીની પરમભાવથી સેવા કર. માતપિતાની સેવાનું ફળ ઘણું શ્રેષ્ટ છે. માણુસ માત્રને પોતાના માબાપની સેવા કરતાં વધારે પુન્યનું કામ બીજુ એકે નથી. શ્રવણ નામના પુરૂષે પોતાનાં અંધ માબાપની ઉત્તમ સેવા કરીને જગત્માં પોતાનું નામ અમર કર્યું છે. જો શ્રવણે એક પ્રસંગે તેનાં માતાપિતા પ્રત્યે કહ્યું હતુ કે—

## ઇંદ્રવિજય છંદ.*

પૂત ન સેવત માતપિતા પદ, પુત કપુત તેં જન્મ ધર્યો કાં?
પૂતનો પ્રેમ ન માતપિતા પદ, પુત કપુત જીવ્યો જનમી કાં?
પૂત જો માતપીતા ન ભજ્યો તવ, પુત ન પથ્થર પેટ પડયો કાં?
પૂત ન સેવત માતપિતા તવ, ફોકટ ભાર વહયો જનની કાં?

વળી બીજા પ્રસંગે શ્રવણે પોતાની સ્ત્રી સાવિત્રીને કહ્યું હતું કે:-

## કવિત મનહર છંદ.*

જેણે માત તાત તણો પ્રેમરસ પીધો નહીં,
પ્રભુ તણો પ્રેમરસ પીધો તે શા કામનો;
પ્રસન્ન કર્યા ન માત તાતને પુજન કરી,
રહ્યો ન આ દેહ પછી કોડી તણા કામનો;
મેળવ્યો ન ભાવ માત તાત તણો ભલી ભાતે,
કામનો ન ભાવ મળ્યો જગત તમામનો;
માત તાત પ્રસન્ન કર્યાં ન તેણે મેળવ્યો ન,
જગતમાં જીવી લાભ ફુટીરે બદામનો. ૧
જેણે માત તાત તણી પ્રાર્થના પ્રિત્યે ન ગાઈ,
પ્રભુ કેરી પ્રાર્થના જે ગાઈ તે ન ગાઈ છે;
ચાહી નહીં માત તાત તણી પુજા ચિત્ત માંહી,
પ્રભુ તણી પુજા ચિત્ત ચાહી તે ન ચાહી છે;
જેણે માત તાત તણી આંતરડી ઠારી નહીં,
અન્ય તણી આંતરડી ઠારી તે ન ઠારી છે;
ચાખી ન પ્રસાદી માત તાત તણી મન કરી,
પ્રભુની પ્રસાદી ચાહી ચાખી તે ન ચાખી છે. ૨

---

* આર્ય વેદપ્રકાશ પુસ્તક. ૮ સને ૧૮૭૯.

જ્યારે શ્રવણનાં માબાપને તિર્થ યાત્રા કરવાની ઇચ્છા થઇ, ત્યારે તેમને કાવડમાં બેસાડીને તે કાવડ શ્રવણ પોતાની ખાંધે મુકીને અહિ લેઇ આવ્યો હતો. તે વખતે એક પરમહંસના પુછવાથી તેને કહ્યું હતું કેઃ—

## સવૈયા.*

માત પિતા પદ સો સબ તીરથ, માત પિતા નવ ભાતિ નિધી હૈ;
માત પિતા ગુરૂ, માત પિતા સુર, માત પિતા વ્રતદાન વિધી હૈ;
માત પિતા પદ કલ્પતરૂ, અરૂ માત પિતા પદ-રેતું રિધી હૈ;
સાધન. સિદ્ધિ ન—શોધતહો કહુ, મેરે તો માત પિતાસુ સિધી હૈ.

એજ પરમહંસે એવાં અપંગ અને અંધ માબાપની સેવા છોડી દેવા જ્યારે શ્રવણને કહ્યું, ત્યારે તેણે નીચે પ્રમાણે કહ્યું હતુંઃ—

## સવૈયા.

ધ્રુવ ચળી ધરણીજ ઢળે, કદી સૂર્ય ઉગે જઇ પશ્ચિમ પાસે;
મેરૂ ડગે ધરતી પરથી, કદિ સાગરથી મરિયાદ મૂકાશે;
આધિ અને વળી વ્યાધિ તણીજ, ઉપાધિ વધી ભલે પ્રાણજ જાશે;
તો પણ માત પિતા ન ચુકુ, મુજ વૃત્ત થનારૂ હશે ત્યમ થાશે

એક બીજા પ્રસંગે વળી શ્રવણ પોતાની સ્ત્રી સાવિત્રીના પાસે જતાં નીચેનું કવિત મોઢે બોલતો હતો.

## ઇંદ્ર વિજય છંદ.

માત તણા ઉપકાર બરાબર, અન્ય મહીં ઉપકારજ એકે;
માત તણી મમતાની બરાબર, અન્ય તણી મમતા કુણ લેખે!
માત તણા ઉપકારની કિંમત, રાજ તણી રિધથી અધકી છે;
માત તણી મમતા તણી કીમતથી, અવધી અવધી અવધી છે!

---

* બુદ્ધિપ્રકાશ

એ રીતે માબાપની સેવાનું મહાત્મ શ્રવણે કહ્યું છે, તે ખરે-ખાત યોગ્યજ છે. વાહ! ધન્ય છો શ્રવણ જેવા પુત્રને તથા ધન્ય છો એની જનેતાનો કે જેણે એવા સત્કર્મિ પુત્રને જન્મ આપ્યો! સુખાનંદ! તું હવે જા, અને તારા તિર્થ રૂપ પિતાની પવિત્ર સેવામાં પ્રવૃત થા. મારી પાસેથી તેં વિદ્યાદાન લેઇને ઘણું જ્ઞાન મેળવ્યું છે. તેથી મને આશા છે કે તું તારો ગૃહસ્થાશ્રમ ઘણોજ રૂડી રીતે ચલાવી શકીશ. જા, હું તેની ખુશાલીમાં તારો અપરાધ ક્ષમા કરૂં છું. અને આશીર્વાદ આપું છું કે તું અને તારી સ્ત્રી જગત્માં સારાં કામ કરીને કીર્ત્તિવંત થજે.

સુખાનંદના મન ઉપર સારી અસર તો કુંવરબાઇનો પત્ર વાંચ્યા પછી થઇજ હતી. ને વળી ગુરૂજીના ઉપર મુજબના મહાન ઉપદેશ અને દિલાસાથી કેટલી બધી અસર થઇ હશે? તેનો ખ્યાલ તો વાંચનાર સજ્જન પોતાની મેળેજ કરી લેશે. તોપણ અમે એટલું તો કહીએ છીએ કે—જેમ જવાહિર જડેલા મંડપમાં દીવો મૂક્યાથી તેજનો અંબાર પ્રગટ થાય, તેમ તેના શરીરમાં કોઇ જૂદાજ પ્રકારની હિંમત આવી. તેથી તુર્ત તેણે આનંદ ભરેલે ચેહેરે ગુરૂજીના પાસે જઇને તેમને દંડવત પ્રણામ કર્યો. અને આજ્ઞા માગીને તેજ વખતે પાટણ જવા સારૂ નીકળ્યો.

—o—

## પ્રકરણ ૧૧ મું.

## समयवर्तें सावधान.

ઓગણીશમી સદીના ઉતરતા અમલમાં જગત ઉપર જે નગરો શ્રેષ્ઠ પદવી ભોગવે છે, તેમાંનું એક નગર હમણાં નિસ્તેજ પડી ગયેલા આ હિંદના લલાટમાં આકાશના સૂર્યની પેઠે પ્રકાશે છે. તે મું-

બાઇ શેહેર છે. એ નગર હિંદુસ્થાનની પશ્ચિમે કોકણ પટીના કિનારા ઉપર આવેલું છે. તેની આસપાસ દરિઓ છે. તેથી જાણે સમુદ્રમાં છુપી રહેલી લક્ષ્મી બહાર તરી આવી હોય, એવું લાગે છે. એ શેહેરમાં એક રળીઆમણી જગો ઉપર વિલાયતી ઢબનું એક નાનું પણ શોભિતુ ઘર બાંધેલું હતું. એ ઘરને બે માળ હતા. તેની આજુ બાજુએ રવેશોવાળી સુંદર અગાશી રાખેલી હતી. નીચે તથા ઉપરના માળમાં સુવાના, બેસવાના, જમવાના અને કપડાં પેહેરવાના એમ જૂદા જૂદા ઓરડા રાખેલા હતા. અને તે બધા ખપની તથા શોભિતી વસ્તુઓથી શણગારેલા હતા. વળી એક તરફ રસોઇ કરવાનો, સીધુસામાન ભરી રાખવાનો અને નહાવાનો એવા ઓરડા પણ ઘણા સફાઇદાર હતા. સૌથી જે મોટું દિવાનખાનું હતું, તેમાં તરેહવાર જાતનાં નાનાં મોટાં ઝુમરો, રંગી બેરંગી કાચના ગોળા, હાંડી, તખ્તા, લેમ્પસ અથવા વાલસેટો, (દીવા) ઘડીઆળો, ખુરસીઓ, કોચ, છત્રપલંગ, મેજ–ટેબલો, કબાટો, શેત્રંજીઓ અને ગાલિચા ઇત્યાદિ ઘણી પ્રકારના ફર્નિચર (સામાન) થી શણગારેલું હતું. અને તે સર્વ જોવાથી મનને ઘણો આનંદ થતો હતો. ઘરની આસપાસ મોટો કમ્પાઉંડ (વાડો) હતો. તેમાં ઘણી જાતનાં ફુલફળાદિનાં ઝાડ વાવીને એક નાનો સરખો પણ ઘણો રમણિય બાગ બનાવેલો હતો. કમ્પાઉંડની હદ ઉપર આસપાસ લોઢાના સળીઆની વાડ કરી લીધેલી હતી. આગળની બાજુએ એક સુંદર નકસીદાર મેહેરાપ વાળો દરવાજો શોભા આપતો હતો. એ દરવાજા ઉપર બેઉ બાજુએ મોર પક્ષીની બે હસ્તકૃત મૂર્ત્તિઓ બેસાડેલી હતી. તે એવી તો આબેહુબ દેખાતી હતી કે–જાણે એ જીવતા મોર હમણાં ઉડી જશે, એવો ભ્રમ ર રાખવામાં ઘણા જણ ઠગાતા હતા. દરવાજાની અંદર પેસતાં જમણા હાથ ભણી એક સુંદર ચોક હતો. તેની વચમાં પાણીનો ફુ-

વારો નિરંતર ઉડયાં કરતો હતો.

એવી રીતનું એ ઘર શોભિ રહ્યું હતું. તેમાં વસનાર વધારે માતબર તો નહીં, પણ વચલા વર્ગની સુખ-સંપત્તિ વાળો ગૃહસ્થ હશે, એવો ખ્યાલ જોનારના મનમાં થતો હતો. એક સમે વસંત ઋતુમાં સૂર્યનારાયણ પોતે પૃથ્વી ઉપર પાથરેલી સોનેરી ચાદર લેઇ લેવાની તૈયારીમાં હતા, તેવામાં નગરવાસીઓ હમેશના રીવાજ મુજબ હવા ખાવા માટે બહાર જૂદે જૂદે સ્થળે નીકળી પડ્યા હતા. ત્યારે સદરહુ ઘરના બીજા મજલાના દિવાનખાનામાં એક તરુણી આરામ ખુરસી ઉપર પડી પડી 'સ્ત્રી ધર્મ નીતિ દર્શક' નામની "ચોપડી" વાંચતી હતી. એ સ્ત્રી ઘણી જુવાન હતી. પણ વધારે સુખ શાન્તિમાં ઉછરેલી હોવાથી ઊમ્મરના પ્રમાણમાં જોઇએ તે કરતાં પણ તેનું અંગ વધારે ખીલેલું દેખાતું હતું. શરીરનો ઘાટ ઘણો સુંદર અને નાજુક હતો. તથા તેની ચામડીનો રંગ બહુ ગોરો નહિ, પણ ઘહું વર્ણો હતો. મૂખની કાન્તી એવા તો રૂપાળી હતી કે-તેને એક વાર જોયા પછી ફરીથી જોવાનું મન થતું હતું. તેના બોલવામાં ઘણીજ મીઠાશ હતી. અને તે જ્યારે ગાતી ત્યારે દુઃખી માણસો પણ ઘડી ભર પોતાનું દુઃખ ભૂલી જતા હતા. એવી તેના રાગની માધુર્યતા હતી. જાણે ઇશ્વરે સ્ત્રી જાતની ખૂબસુરતીનો નમુનો પોતાનેજ હાથે ઘડ્યો હોય, એવું તેનું રૂપ હતું. પણ હમણાં તો જાણે દીલમાં કોઇ પ્રકારની ચિંતાને લીધે તેનું શરીર જરા ઉતરી ગયેલું હતું. જેવી તે રૂપાળી હતી, તેવીજ તે ગુણવાળી પણ હતી. તેણે શરીરે જે કપડાં અને જુજ ઘરેણાં પેહેરેલાં હતાં, તે તેની સંપત્તિ અને નાતના રીવાજ પ્રમાણે ઠીકજ હતું. એક ગુલાબી રંગની રેશમી સાડી કે જેની કોર ઉંચી જાતના ચીની ભરતવાળી હતી; તે તેણે પેહેરી હતી. સાડીની અંદર એક રેશમી ઇજાર પેહેરેલી હતી, પણ તે બહાર દેખાતી ન-

હોતી. બારીક મલમલનો સફેદ સદરો અંગ ઉપર પેહેર્યો હતો. પણ તેના ઉપર કમખાને ઠેકાણે એક સુંદર ભાતીલા રેશમી કપડાનો વાસ્કુટ (અદન) પેહેરેલો હોવાથી ફક્ત તેનો નીચેનો ઝુલતો ભાગ કમ્મર આગળથી દેખાતો હતો. તે પણ એકલી જમણી બાજુએજ. કારણ કે ડાબી તરફનો ભાગ સાડીની અંદર ઢંકાયેલો રહેતો હતો. ઉનના ઝીણા શ્વેત દોરાથી ગુંથેલી એક કસ્તી (જનોઇ) મંત્ર ભણીને કમ્મરે બે વાંટા વાળીને સદરાના ઝુલતા ભાગ ઉપર બાંધેલી હતી. માથાના વાળ ઠીક કરીને અંબોડો વાળેલો હતો. અને તેના ઉપર એક સફાઇબંધ ધોળા કપડાનું માથાબાનું બાંધેલું હતું. પગે મોજાં પેહેરેલાં હતાં, અને હમણાં બુટ ચડાવેલા નહોતા, પણ ઉચ્ચ જાતના મખમલના કવર વાળી સપાટો ખુરસી આગળ પડેલી હતી. ઘરેણાંમાં—તેણે બંને કાને હીરાનાં એરીંગ લટકાવ્યાં હતાં, અને ગળામાં સાચાં મોતીની માળા પેહેરેલી હતી. જમણા હાથની આંગળીએ એક હીરા જડિત્ર વીંટી તથા બંને હાથનાં કાંડાં ઉપર સોનાની બંગડીઓ ઘાલી હતી. એ સઘળાથી તેની ખૂબસુરતીમાં અજાયબ જેવો વધારો જણાતો હતો.

વાંચતાં વાંચતાં અધવચથી તેણે હાથમાંની ચોપડી એક બાજુએ મૂકી દીધી, મોં ઉદાસ થઇ ગયું, કપોળે હાથ દીધો, અને જાણે ઓચિંતું તેને કાંઇ દુઃખ સાંભરી આવ્યુ હોય, તેમ તે ઉંડા વિચારમાં પડી. અને એકદમ ઉદાસ થઇને શા વિચારમાં પડી.

એ તરુણી કોણ હતી, તે વાંચનાર સજ્જનોએ જાણ્યું તો હશેજ. તેને મળ્યાને હમણાં લાંબી મુદત વીતિ ગઇ છે; તોપણ ઉપર કરેલા વર્ણનથી તે ઓળખાઇ આવી હશે. તે બીજુ કોઇ નહિ, પણ આપણા માણેકશાહ ઝવેરીની પુત્રી સીરીનબાઇ હતી; અને તે જે પુસ્તક વાંચતી હતી, તે તેની પ્રિય સખી કુંવરબાઇનું બનાવેલું હતું.

તેથી આ વખતે સખીનો વિયોગ યાદ આવ્યાથી તે એકદમ દીલગીર થઇને વિચારમાં પડી ગઇ હતી. જે વખતે વિલાસનગર શેહેર ધરતી કંપથી નાશ પામ્યું હતું તે વખતે ઝવેરી પોતાની ચાલાકીથી પોતાના કુટુંબ સહીત નીકળી જઇને બચી ગયા હતા. અને વિલાસનગર છોડયા પછીનો કેટલોક વખત બીજે સ્થળે ગુજાર્યા બાદ હમણાં ચારેક મહિનાથી મુંબાઇમાં આવીને તેઓ વસ્યા હતા.

ઘરમાંના એક ચાકરે આવીને સીરીનબાઇને કહ્યું કે—બાઇ, પેસ્તનજી શેઠને ઘેરથી એક આયા તમને તેડવા સારૂ આવી છે. ને તે નીચે ઉભી છે. પેસ્તનજી શેઠનું નામ સાંભળતાંજ તેને યાદ આવ્યું કે—નવી ઓળખાણવાળા એ શેઠનાં ધણીઆણી ધનબાઇને મેં કહી રાખ્યા પ્રમાણે તેમની દીકરી માણેકબાઇ તેના મામાને ઘેર ગઇ હતી. ત્યાંથી તે આજ આવી હશે. તેમણે મને અત્યારે તેડું મોકલ્યું હશે. એમ ધારી તેને મળવાની ઉલટમાં ઉઠીને પોતાની માતુશ્રી રતનબાઇ પાસેથી રજા લેઇને ત્યાં ગઇ. પેસ્તનજી શેઠનું ઘર તેના ઘરથી થોડેક છેટે હતું, તોપણ સેહેજસાજ કોઇ ઠેકાણે જવાનું હોય, ત્યારેપણ ગાડી જોઇએ, એવા વિચાર કેટલીક મોટા ઘરની નાજુક બાઈઓના હોય છે તેવી તે નહોતી; તેથી તે ચાલીનેજ ગઇ. રસ્તામાં આયાને પુછતાં માણેકબાઈ આવ્યાની ખાતરી થવાથી તેના હર્ષમાં વધારો થયો. જે માણેકબાઇને તે મળવા જાય છે, તેને પોતે ઓળખતી નથી, કોઇ વખત જોઇપણ નથી, અને હમણાં તો તેને માત્ર નામથીજ ઓળખતી હતી. તે છતાં આટલી બધી ઉલટ તેને શાથી થઇ? તેનું કારણ આપણે તપાસીએ. અગર જો પેસ્તનજી શેઠના ઘર સાથે તેમને હમણાં નવીજ ઓળખાણ થઇ હતી, તોપણ ધનબાઇના કહેવાથી તેણે જાણ્યું હતું કે—'તેમને માણેકબાઇ કરીને એક દીકરી છે. તે ઘણી માયાળુ અને સારા સ્વભાવની છે. ને હમણાંજ તે બી. એ.

ની પરિક્ષામાં પાસ થઇ છે. નવરાશની વખતે જ્ઞાન અને ગમત આપે તથા લે એવી સરખી ઉમ્મરની બેહેનપણી પાડોસમાં કોઇ ન હોવાથી તે એક માસ થયાં તેના મામાને ઘેર ગઇ છે, તે હવે થોડા દિવસમાં અમારે ઘેર પાછી આવશે.' આટલી વાત ઉપરથી માણેકબાઇ પાસેથી નવી પ્રીતિનો પ્રસાદ પામીશ એવી આશા સીરીનબાઇના મનમાં બંધાઇ હતી. એજ તેની ઉલટ અને હર્ષનું કારણ હતુ. અને તેથીજ હમણાં એ પ્રીતિની રસીયણ જેમ પોતાની આગમીતી સખીને મળવા જતી હોય. તેવા આનંદમાં ગઈ. જેની આંખે કમળો થયો હોય, તે સઘળું પીળુંજ દેખે છે. તેમ આ પ્રીતિના લોભમાં લલચાયેલી તરુણી હર્ષ ઘેહેલી બની હતી તેથી તેણે એટલુ પણ ન વિચાર્યુ કે માણેકબાઇ મારી સાથે સ્નેહ બાંધવાને રાજી હશે કે નહીં? અથવા મારા બ્હેટલો તેને પણ આનંદ થતો હશે કે નહીં? જો કે માણેકબાઇએ પોતાનીજ ઉલટથી તેને તેડવા સારૂ આયાને મોકલી હતી. તોપણ એ વિષે તેને પૂછવું વટીક તે ભૂલી ગઇ હતી. તે તો એમજ ધારતી હતી કે નવી પ્રીતિમાં જોડાવાને માટે મારી માફક માણેકબાઇને પણ ઉલટ તથા હર્ષ થતો હશે. આવી ધારણા હમેશાં ખરી પડતી નથી. તેથી માણસ ઘણી ખરી વખતે ઠગાય છે. તોપણ આનંદની વાત છે કે સીરનબાઇને તેમ થયું નહિ. અને ઉલટું તે ધારતી હતી, તે કરતાં પણ તેને વધારે પ્રીતિ અને માન મળ્યું. માણેકબાઇને ઘેર આવતાં વાંતજ તેની માતાએ આ નવી ઓળખાણવાળા કુટુંબથી વાકેફ કરી હતી. એટલુંજ નહિ પણ 'તને જેવી જોઇતી હતી, તેવીજ ભણેલી અને ગુણીઅલ સખી ખોદાએ મેળવી આપી.' એવાં વખાણ કરીને તેનું મન હર્ષિત બનાવ્યું હતુ તેથી હમણાં તેણે નવરાશનો વખત જોઇને આયાને તેડવા સારૂ મોકલી હતી. અને પોતે નવી સહિયરને આવકાર દેવા સારૂ મેડી

ઉપરથી હેઠળ આવીને ઘરના એક આગલા બારણા વચ્ચે આતુરતા પૂર્વક રાહ જોઇને ઉભી હતી. એટલામાં સીરીનબાઈ આવી પોહોચી. માણેકબાઇએ તેને ઘટતો આવકાર આપીને બોલાવી. બાદ ખુશીના આવેશમાં તેનો હાથ પકડીને, ઉમંગભેર વાતો કરતી કરતી મેડી ઉપર લેઇ ગઈ. ને એક વિશ્રામભવનમાં બંને જણ બેઠાં. પ્રથમ આનંદી મૂખકે નવી પ્રીતિ સંબંધી થોડીક હાસ્યવિનોદની વાત ચિત કર્યા પછી માણેકબાઇના પૂછવાથી સીરીનબાઇ બોલી:—

"મારૂં નામ સીરીનબાઇ છે. મારાબાવાજીનું નામ માણેકશાહ છે. તેઓ 'ઝવેરી' ખાનદાનના નામથી જાણીતાછે. અને તેમનો ધંધો પણ ઝવેરીનોજ છે. મારા માયજીનું નામ રતનબાઈ છે. મારે એક ભાઇ કે બેહેન નથી. અમે વિક્રમ નગરમાં રહેતાં હતાં, કે જે શેહેર થોડાજ વખત ઉપર નાશ પામ્યુંછે. એ શેહેર ઉપર ગયાં કેટલાંક વર્ષથી જાણે ખોદાની અવકૃપા ચાલતી હોય, તેમ આગ, રેલ અને દુકાળ એમ અનુક્રમે આફતો આવી પડવાથી તે નિર્ધન થઈ ગયું હતું. તોપણ ત્યાંના કેટલાક માતબર વેપારીઓને લીધે તેની કાંઇક તેજી જળવાઇ રહી હતી. જે જે આફતો આવી પડવાની દેહેશત હતી, તે દરેક આવી ગયા પછી હવે એ નગરની દશા કાંઇક વળશે, એવી આશા રાખવામાં આવતી હતી. પણ એ ધારણામાં સૌ ઠગાયાં. અને ભારે આફતને લીધે એ શેહેર જાણે ચાલોપ થઈ ગયું હોય તેવી રીતે તેનો નાશ થયો. એ સર્વ સમાચાર તમે પણ ન્યુસપેપરો (વર્ત્તમાનપત્રો)ની મારફતે જાણ્યા હશે. તોપણ એ આફતનો ટુંકો હેવાલ હું તમારી આગળ કહુંછું કારણકે એ બીના અમારા પાછલા વૃત્તાંતની સાથે જોડાયેલીછે. અને વળી તે જાણવાથી તમને કેટલુંક જ્ઞાન અને ગમત મળશે.

ચાર મહિનાની વાત ઉપર એક રોજ રાત્રે માણસો ખાઇ પીને

ને નિશ્ચંતે સૂતેલાં હતાં. તે વખતે ઘડીઆળમાં બરોબર બાર વાગ્યા હતા. તેવામાં એકાએક મોટા અવાજ સાથે ધરતી કંપના જેવા આચકા થવા માંડ્યા. તેને લીધે ઘરના છાપરા ઉપરનાં નળીઆં ખડખડવા લાગ્યાં. થોડીકવાર એવું થયા પછી તે બંધ પડ્યું. સર્વ જાણે જાણ્યું તો ખરૂં કે એ ધરતી કંપના આચકા થયા. તેથી ઘણા ખરા જણે એ વિષે કાંઇપણ દરકાર કરી નાહં. પણ કેટલાક ખંતિલા માણસોએ ઉંચા ઘરોની અગાશીઓ ઉપર ચઢીને આસ પાસ જોયું, તો પશ્ચિમ દિશા ભણી થોડેક છેટે આવેલા આબુના પહાડોમાંથી આગના તણખા અને અગ્નિથી રતાશ મારતા આકાશ ભણી ધુંમાડાના ગોટે ગોટ જતા દીઠા, અને નાના મોટા અવાજ થતાં પણ સાંભળ્યા. એ ઉપરથી સૌની ખાત્રી થઇ કે—એ પર્વતોમાં કોઇ જવાળા મુખી પહાડ ફાટેલો જોઇએ. જો કે વિલાસનગરથી ચાર—પાંચ ગાઉ જેટલે છેટે દેખાતા હતા, અને આગળ કેટલાંએક વર્ષો ઉપર એવા બનાવ બનેલા, તેનાથી કાંઇ નુકશાન થયેલું નહિ. માટે આ વખતે પણ કાંઇ ડર રાખવાનું કારણ નથી, એવો વિચાર ઘણા ખરા લોકોનો હતો. તોપણ વિલાસનગર જેવા શેહેરમાં કાંઇ બધો ગાડરીઓ પ્રવાહ નહોતો. એકના વિચારે બધા ઉતરી પડે તેવું નહોતું. કેટલાક અગમ બુદ્ધિના માણસો પણ હતા. તેમણે વધારે વખત સુધી નિરીક્ષા કરીને જાહેર કર્યું કે—અગાઉના વર્ષો કરતાં હાલનો આફતનું જોર વધારે અને નજીકમાં દેખાય છે, માટે રૂખેને તેથી નગરને કાંઇક ધોકો પોહોચે. વળી તેમણે ભાર મૂકીને એમ પણ કહ્યું કે આ નગરના ગ્રહ વાંકા ચાલે છે, તેથી કાંઇ નવા જૂની બનશે. માટે બેહેતર છે કે નગરમાં ઢંઢેરો પીટાવીને નગર વાસીઓને ખબર આપવી કે—તેઓ આફતમાંથી બચવાને માટે તૈયાર થઇ રહે. આ સલાહ થોડાક ડાહ્યા જનો શિવાય ઘણા ખરા લોકોને પસંદ પડી નહિં; ને

સલાહ આપનારાઓને હસી કહાડયા. આવા જ્વાળામુખી પહાડોના ફાટવાથી ઘણે દૂર સુધીનાં શેહેરોનું સત્યાનાશ વળી ગયેલું, એવી કેટલીક વાતો મેં ઇતિહાસનાં પુસ્તકોમાં વાંચેલી તે મને યાદ આવ્યાથી મારા બાવાજીને કહી સંભળાવી. તેઓ પણ એવી વાતો જાણતા હતા, ને વળી મેં કહી તેથી તેમના વિચારને પુષ્ટિ મળી. તેથી તુર્ત તેમણે બીજું કાંઇ નાહં તો પોતાના ધંધાને સારૂ કેટલાંક કીમતિ ઝવેરો ખરીદેલાં હતાં, તે તથા સરકાર ચલણી નોટો વગેરે મળીને આશરે બે લાખ રૂપિઆની મતા તીજોરીમાંથી બહાર કહાડીને એક નાની પેટીમાં ભરી. તેટલા વખતમાં મેં અને મારાં માયજીએ અમારાં કપડાં ઘરેણાં વગેરે જે કીમતિ વસ્તુઓ અમને યાદ આવી તેટલીની બે ગાંસડીઓ ઝટપટ બાંધી લીધી. એટલામાં વળી પ્રથમથી વરધી આપ્યા પ્રમાણે ગાડી વાળો ગાડી જોડીને આવ્યો. એટલે તુર્ત અમે સામાન લેઇને ગાડીમાં ચઢી બેઠાં અને બાવાજી પણ ઘરને બારણે તાળું દેઇને ગાડીમાં બેઠા. પણ હવે એટલી રાત્રે કયાં જવું? કે જેથી અમારો બચાવ થાય. એ વિષે બાવાજી સુદ્ધાં અમે મોટા વિચારમાં પડયાં. પણ એટલામાં મીઠો કરીને અમારો એક નિમકહલાલ અને વિશ્વાસુ ચાકર હતો, તે બોલી ઉઠયો કે—શેઠજી, શો વિચાર કરો છો? ચાલો ગાડીને મારી પાછળ આવવા દો. અહિંથી ઉગમણી દિશામાં ચાર પાંચ ગાઉ ઉપર એક ગામમાં મારૂ ઘર છે, ત્યાં આપણે જઇને રહીશું. અને આફતની બીક મટયા પછી પાછા અહિં આવીશું. આ શેહેર અને તે ગામની વચ્ચે ઘણા ઉંચા ટેકરા તથા ડુંગરીઓ આવેલી છે. તેથી ગમે તેવું આફતનું જોર હોય, તોપણ આપણને ત્યાં ઉની આંચ પણ આવે નહિ, એવી તે જગો છે. કાંઈ પણ આનાકાની કર્યા વગર અમારે તે ભલા ચાકરની સલાહ સોના મોહોર જેવી માનીને સ્વિકારવી પડી. કેમકે રાતનો વખત હતો, અને આ-

રતના ભાણુબાસ હજે પાસે આવેલા ભગુભા હતાં. ભારે તેમ કર્યા વગર બીજો એકે સારો ઉપાય અમને સુઝ્યો નહિ. તેથી અમે તેની પાછળ નીકળી પડયાં. શેહેર છોડીને અમે થોડે એક ગયાં, તેટલામાં તો અમારી પાછળ કાને બેહેર મારી જાય, એવા મોટા ધડાકા તેમજ ઘણી ભયંકર ચીસો અને હોકારા થતાં સાંભળ્યા. અમે જાણ્યું કે ધરતીકંપના આચકાથી ઘેરો તૂટી પડતાં હશે, અને તેની અંદર માણસો ચગદાવાથી એવી ચીસો સંભળાય છે અને હતું પણ તેમજ. અમે ખોદાની પરવશીથી હમણાં તો બચેલાં હતા તોપણ અમને જોયા તેવો ગભરાટ નહોતો. વિલાસનગરનો વૈભવ છોડીને એટલી અંધારી રાત્રે વગડાની અંદર મુસાફરી કરવી, એ કામ અમને ઘણું કઠણ ને દુઃખદાયક હતું. અને મોટું દુઃખ તો વિલાસ નગરમાં લાખો પ્રાણીનાં અકાળે મૃત્યું નીપજ્યાની દેહેશતનું હતું. રાત અંધારી હતી, રસ્તો દુરસ્ત નહોતો, ને ઉતાવળ હતાં જો કે મીણબત્તી સાથે રાખવાની સરત રહેવાથી તે રાખી હતી, પણ દીવાસળીનું બાકસ (પેટી) લેવાનું ભૂલી ગયાં હતાં, તેથી ગાડી ઉતાવળી ચલાવતાં અમને કેટલીક અડચણ નડી. તોપણ અમે જે ગામ જવાનાં હતાં, તેનાથી એક ગાઉ જેટલે છેટે જઈ પોહોચ્યા હવે અમને આશા બંધાઇ કે અમે ગામમાં સહી સલામત જઇ પોહોચીશું. એથી સ્વાભાવિક રીતે અમારા મનને જરા ઠીક લાગવા માંડ્યું. પણ થોડીક વારમાં તો પાછું એ બધુ અમને જાણે દુઃખીના સ્વપ્ના જેવું દેખાયું. અમે એક ઝાડીવાળી વિકટ જગોમાં જઇ ભરાયાં. એટલુંજ નહિ પણ અમે જે મોટી દેહેશત રાખતાં હતાં, તે અમારી નજર આગળ આવીને ઉભી રહી. કેટલીક વાર સુધી તો એ બધુ અમને આળ પંપાળ જેવું દેખાવા માંડયું. પણ સેહેજ વારમાં અમારી ખાત્રી થઇ કે—અમારી સામે બીજુ કોઈ

નહિ પણ વગડાઉ પશુ જેવા બે ભીલ લૂટારા આવીને ઉભા રહ્યા છે. અને તેમની સાથે અમારો નિમકહલાલ મીઠો બાથ ભીડવાને તૈયાર થઇ ગયો છે. અમે તુર્ત સાવધ થઇ ગયાં તો ખરાં, પણ હવે શું કરવું ? તે કાંઇ સુઝ્યું નહિ. બંને લૂટારા પાસે હથિઆર હતાં, પણ સરકારના કાયદાને માન આપનાર અમારા જેવાં પાસે તો હથિઆર હોયજ શાનાં? વધારે નહિ તો એકાદ હથિઆર અમારી પાસે આ વખતે હોત, તો અમે ચોરોને ફાવી શકીએ તેવું હતું. કારણ કે મીઠો જુવાન અને જોરાવર હતો. ગાડીવાન જરા બુઢ્ઢો હતો, પણ તે રડતી સુરત નહોતો. બાવાજી જોકે લડવૈયા નહોતા, તોપણ તેઓ જ્યારે કોલેજમાં ભણતા હશે, ત્યારે કસરતના ઘણાક દાવ પેચ રમેલા તેથી તેમનું અંગ ઘણું કસાયેલું હતું, તેઓ ફકત ગાડી સંભાળી અમો મા-દીકરી બંનેનું રક્ષણ કરત. અને મીઠો તથા ગાડીવાન બંને જણ પેલા હરામખોરોને ઠેકાણે પાડી દેત. પણ કહ્યું છે કે–સાધન વગરનો શૂરો શુ કરે ? તે પ્રમાણે અમને પણ થયું. આ વખતે અમને હથિઆરની ખરેખરી જરૂર જણાઇ. તે હોત તો અમે તે લૂટારાઓ ઉપર સંપૂર્ણ ફતેહ મેળવીને સહીસલામત ગામમાં પોહોંચી જાત. પણ લાચાર! તેમ બન્યું નહિ. આ વખતે વિદ્યા તદ્દન નિરપયોગી તો નહિજ પણ તે હથિઆરની ગરજ સારી શકે તેમ નહોતું. મોંઢાનો ઉપદેશ કે દેહેશત એ રાની લોકો ઉપર અજમાવવાં એ કેવળ નકામો વખત ખોવા જેવું હતું. અમારી પાસેથી કાંઇ પણ દ્રવ્ય આપીને તેમને પાછા વાળવાની તજવીજ કરવી, એ અમારી અજ્ઞાનતા બતાવવા જેવું હતું. તેમજ મીઠો અને ગાડીવાન બંને જણ ચોરોની સાથે રગઝક કરતા હતા, તેમની મદદે બાવાજીએ વગર હથિઆરે કૂદી પડવું, એ હાથે કરીને જીવ આપવા જવા જેવું હતું. ચારે પાસ વેરાન જંગલ હતું. તેથી

અમારી બૂમ પણ કોઈ સાંભળે તેવું નહોતુ. ત્યારે હવે અમારે કરવું શું ? અમને બધાને મારી નાખીને અમારી પાસેનું તમામ વિત્ત નિર્વિઘ્ને લેઇને તેઓ જતા રહેશે, એ શિવાય બીજી કાંઇ આશા હવે અમને રહી નહિ. તેથી હું અને માયજી બંને ગભરાટમાં પડી ગયાં. પણ તુર્ત અમને મેવાડની બહાદુર રજપુત-સ્ત્રીઓનાં ચરિત્ર વાંચેલાં યાદ આવ્યાથી અમને ઘણી હિંમત આવી. તેથી પાછાં સાવધ થઈ ગયાં. અગર જો એ બાહાદુર સ્ત્રીઓના જેવું પરાક્રમ અમારાથી તો થઇ શકે તેવું નહોતુજ, તોપણ એકાએક આવી પડેલા સંકટની વખ્તે સમયસૂચકતા વાપરવાનો દાવ ગભરાટમાં ભૂલી જવાય છે; તેવું અમને થાય નહિ, એ લાભ મોટો હતો. અલબત ! અમે ગભરાયાં નહિ ને સાવધ રહ્યાં, તો એ લાભ અમને મળ્યો પણ ખરો. અમારા બહાદુર માણસોનું પાણી જોઇને પેલા હરામખોર જમના દૂતોની એકદમ હથિઆર ચલાવવાની તો હિંમત ચાલી નહિ. તેથી પ્રથમ તો તેઓ વચ્ચે કેટલીક રગઝક અને ધક્કા મુક્કી ચાલી; તેમ કરતાં કરતાં અમારી ગાડીથી જરા દૂર એક મોટા જાળા સુધી તેઓ ગયા. પછી તે જાળાના ઓઠાનો જરાક અમને લાભ મળતાંજ અમે બીજુ બધું રહેવા દેઇને ફક્ત ઝવેરાતની પેટી હાથમાં પકડીને હળવે રહી ગાડીમાંથી ઉતરી ત્રણે જણ રસ્તે પડ્યા. અમારા મીઠાએ પ્રથમ કહેલું તેથી અમે જાણતા તો હતાંજ કે એ રસ્તે આગળ જતાં અર્ધાક ગાઉ ઉપર સરકારી સ્વારોની ચોકી રહેછે, તેથી અમે ત્યાં જઇ પોહોચવા ઘણી ઝડપથી દોડવા માંડ્યું. બાવાજીનું શરીર તો કસાયેલું હતુજ. તેમ અમે પણ અવાર નવાર ચાલવાનો મહાવરો રાખ્યો હતો તથા ઘરની અંદર અંગ મેહેનતનાં કામ કરીને શરીર ખૂબ કસી રાખ્યું હતું તે આ વખતે અમને ઘણુંજ કામ આવ્યું. કેટલાક ગૃહસ્થ લોકોની

બાઇડીઓને સેહેજ સાજ થોડેક છેટે જવું હોય, તોપણ ગાડી વગર તેઓ જતાં નથી. અને ઘરની અંદર બીજુ કામ તો શું, પણ રસોઇ જેવા ઘણીજ અગત્યના કામની પણ તેઓ બીલકુલ કાળજી કરતાં નથી. એવું જો અમે પણ કર્યું હોત, ને શરીરને કાંઇપણ કસરત આપીને કસી રાખેલું ન હોત, તો હું ખચિત કહુંછું કે–અમારાથી સો કદમ પણ ભાગ્યેજ ચાલી શકાત. ને પરિણામ ઘણું વિપરીત આવત.

અમે ખૂબ ઝડપથી ચાલીને થોડીવારમાં ચોકી આગળ જઈ પોહોચ્યાં. અને ચોકીવાળાને ખબર આપવાથી તેઓ એકદમ ઘોડેસવાર થઇને અમે કહ્યું તે તરફ દોડી ગયા. પણ તેઓ ત્યાં જઇ પોહોચે, તે પેહેલાં તો તેમના ઘોડાના પગની પડઘી સાંભળીને ચેતી જવાથી પોતાની જાતના રાની ખવાસ પ્રમાણે મીઠાના ઉપર ઘા કરીને તેઓ ત્યાંથી નાસી ગયા. તેમનો પીછો તે સ્વારોએ લીધો તો ખરો, પણ અંધારી રાત્રે એવા વિકટ જંગલમાં તેમનો કાંઈ પત્તો લાગ્યો નહિ. કેટલીક વારે અમારો મીઠો અને ગાડીવાળો ગાડાં સહીત અમારી પાસે ચોકી ઉપર આવી પોહોચ્યા. અમે જોયું કે મીઠાના હાથ ઉપર તલવારનો એક જખમ વાગેલો, તે શિવાય બીજુ કાંઈ નુકશાન અમને થયું નથી. ખોદાની મેહેરબાનીથી અમે બચ્યાં તો ખરાં. પણ અમારા ભલા ચાકરના જખમની અમને મોટી પીડા થઈ પડી હતી. જો કે ઘા તો તેને જબરો વાગેલો હતો, પણ તેની સહનશિલતા અને ચાલાકીને લીધે અમે તે વખતે પારખી શક્યાં નહિ. તોપણ તેની સારવાર (દવાદારૂ) માટે એક મોટા ગામની હાસ્પીતાલમાં તેને અમે લેઈ ગયાં અને ત્યાં કેટલાક દિવસ સુધી રહીને અમારાથી બની શકે તેટલી તેની બરદાસ કરી. તે છતાં આરામ થવાને બદલે તેનું દર્દ વધતું ગયું. અને કોણ જાણે પરવરદેગારને ઘેર

તેની શી ખોટ પડી, કે તેને અધુરા પ્રવાસે અહિથી પોતાની હજુર-માં બોલાવી લીધો. એ રીતે એક નિમકહલાલ ચાકરે ધણીને વા-સ્તે પોતાનો જીવ ખોયો. એ વાત ન્યુસપેપરોમાં પ્રગટ થતાંજ જ-ગતે તેની ઘણી તારિફ કરી, પણ અમને તો એક અમૂલ્ય હીરો ગુમાવ્યા જેટલું દુઃખ લાગ્યું. હજુ પણ તે અમારા દીલમાંથી વી-સરતો નથી. અને ઘણાં વર્ષ સુધી તે સાંભરશે. નેક ઇમાનદારી સભ્યતા, સાચાપણું અને ધણીનું કામ સારૂ કરવાની કાળજી ઇત્યાદિ ચાકર લોકમાં જેવા જોઇએ તેવા બધા ગુણ તેનામાં હતા. તેના મ-રી ગયા પછી બાવીજીએ તેના માબાપને બોલાવીને પૈસાની કેટલીક મદદ કરી દીલાસો આપ્યો હતો. તથા તેનો એક નાનો ભાઈ હીરો જે હાલમાં અમારે ઘેર છે, તેને તેની જગાએ રાખ્યો. જો કે તે જરા થોડા અનુભવવાળો છે, પણ તેના ભાઇની માફક તે ડાહ્યો, ખંતિલો અને ચંચળ બુદ્ધિનો છે. તેથી આશા છે કે તે પણ તેના ભાઇના જેવો લાયકી વાળો થશે.

ચોકી ઉપરથી મીઠાને જ્યારે અમે હોસ્પીતાલમાં લેઈ જતા હતાં, ત્યારે જે માઠામાં માઠા સમાચાર સાંભળવાને અમે તૈયાર હતાં, તે અમને ત્યાંજ મળ્યા. અમને ઘણી તરફથી ભરૂસાદાર ખબર મ-ળી કે—ધરતી કંપથી ઘણાંક ઘર તુટી પડયાં, ને બાકીનાં તમામ ઉ-ની રાખમાં ડટાઈ ગયાં, તથા લાખો માણુસ અને પશુઓ મરી ગયાં. આ સમાચારથી અમારી દીલગીરીનો કાંઈ પાર રહ્યો નહિ. પણ શું કરીએ ? દૈવકોપ આગળ કોઇનો પણ ઉપાય ચાલતો નથી. વિ-લાસનગર શેહેર તદ્દન નાશ પામ્યું. અને હજુ આફતનું જોર વધતું-જતું હતું. તેથી હવે અમારે કયાં જઇને વસવું, તેના ઉંડા વિચારમાં અમે પડયા. મીઠાના મરી ગયા પછી તો એ વિચાર નક્કી કરવા-ની અમને ખરેખરી જરૂર પડી. કેટલાક મનસુબા કર્યા પછી મારા

બાવાજી અને માયજીએ મળીને નક્કી કર્યું કે હવે અમારે મુંબાઇ જઇને રહેવું. તે પ્રમાણે ચારેક મહિના ઉપર અમે આ શેહેરમાં આવીને એક હૉટલ (વીસી) માં ઉતર્યાં હતાં. ત્યાં ચાર પાંચ દિવસ રહ્યા પછી એક ભાડાનું ઘર લેઇને રહેતાં હતાં. ત્યાંથી હમણાં અમે રહીએ છીએ તે ઘર વેચાતુ લેઇને પંદર દિવસથી તેમાં આવી વસ્યાં છીએ. તે વખતથીજ તમારા સરખા આબરૂદાર અને લાયકી વાળા ઘરનાં અમે ઓળખીતાં કહેવડાવવાનું માન પામ્યાંછીએ. અને વળી ભવિષ્ય સુચવેછે કે થોડા વખતમાં અમને એક વ્હાલા કુટુંબની ગરજ તમારાથીજ પુરી પડશે. મારા બાબાજી પણ પ્રથમ મુંબાઇનાજ રેહેવાસી હતા, એમ કહીએ તોપણ ચાલે. કારણ કે મુંબાઇમાં તેમનો જન્મ થયા પછી મોટા બાવાજી રોજગારના અર્થે કુટુંબ સહિત વિલાસનગરમાં જઇ વસ્યા હતા. તે છતાં બાવાજી મુંબાઇમાંજ પરણ્યા હતા. તેથી હું મમાઇને ઘેર કેટલીક વખતે આવી હતી. ચાર પાંચ વર્ષથી મમાઇ ગુજરી ગયાં છે, અને તેમને દિકરો ન હોવાથી મુંબાઇમાં અમારો આવર જાવર ત્યારથી બંધ પડ્યો હતો."

એ પ્રમાણે સીરીનબાઇએ પોતાની હકીકત માણેકબાઈ આગળ કહી સંભળાવી. સીરીનબાઇની સભ્યતા અને વાત કરવાની ચપળતા જોઇને માણેકબાઈ તો છક થઇ ગઇ, અને આવી ચતુર તથા શાણી નવી સખી સાથે એકદમ પાકુ સહીપણું કયી રીતે બાંધી દેઉ, તેને શી રીતે ખુશી કરીને તેની મમતા મારા તરફ ખેંચી લેઉ, હું કેવી ભાગ્યશાળી કે મને આવી સખી આવી મળી! હવે મારા સુખ અને આનંદનો શો ટોટો રહ્યો? એ રીતે તે મનમાં કંઇ કંઇ વિચાર કરવા લાગી, કંઇ કંઇ સુખ અનુભવવા લાગી, અને છેવટે મનમાં ને મનમાં તેને હેતનાં ચુંબન કરવા લાગી.

થોડીકવારમાં માણેકબાઇએ આનંદનો ઉભરો સમાવીને સીરીનબાઇને તેના વિદ્યાભ્યાસ વિષેની હકીકત કહેવાની ઇચ્છા જણાવ્યાથી તેણે કહ્યું કે–ગુજરાતી તથા ઇંગ્રેજી ભાષા હું સારી પેઠે જાણું છું. તેમજ આપણા જરથોસ્તિ ધર્મ પ્રમાણે ખોદાની બંદગી કરીને તેનો અર્થ સમજી શકું તેટલી ઝંદ ભાષા પણ શીખી છું. આ દેશમાં હમણાં સ્ત્રીઓને જે ધોરણે કેળવણી આપવામાં આવેછે, તેવી રીતની કેળવણી મેં લીધી નથી. પણ વિલાસનગરમાં "ધી ફીમેલ એજ્યુકેશન સોસાઇટી" નામે એક વગવાળી મંડળીએ આ દેશની સ્ત્રીઓને માફકની કેળવણી આપવા સારૂ નવાજ ધોરણ ઉપર એક મોટી પાઠશાળા સ્થાપિ હતી. ત્યાં મેં મારો વિદ્યાભ્યાસ પૂરો કર્યો છે. ને એ કૉલેજમાં "પી. એફ. ડી." ની ડીગ્રી મેં મેળવી છે. એ કૉલેજમાં અપાતી કેળવણી ખરેખર તારીફ કરવા લાયક હતી. એ વિષે સઘળી વાત હું તમને બીજે પ્રસંગે કહીશ. પણ હમણાં તો હું મારા એક મોટા દુઃખની વાત તમને કહું છું. તમે પણ તે સાંભળીને ખચિત દીલગીર થશો. પણ તે કહ્યા વગર મારાથી રહેવાતુ નથી. કૉલેજમાં અભ્યાસની વખતે મારા જ્ઞાનબળમાં વધારો કરવાને તથા ગમત આપવાને ખોદાની પરવશીથી મને એક અમૂલ્ય સાધન મળ્યું હતું. તે બીજુ કાંઈ નહિ, પણ કુંવરબાઈ કરીને મારી એક હિંદુ બેહેનપણી હતી. તમને કહેતાં મને ઘણી દીલગીરી થાય છે કે–મારી એ વ્હાલી સખીનો મને જન્મ સુધીનો વિજોગ પડ્યો છે. કારણ કે વિલાસનગરની આફતમાંથી તે ભાગ્યેજ બચી જવા પામી હશે. તેણે પણ મારી પેઠે વિદ્યાભ્યાસ કરીને 'પી. એફ. ડી." ની પદવી મેળવી હતી. પણ બુદ્ધિબળ અને વિદ્વતામાં તે મારા કરતાં પણ ઘણી ચઢીઆતી હતી. રામશંકર કરીને તેના બાપ સંસ્કૃત ભાષાના પંડિત હતા. અને તેની દેવબાઈ પણ એ ભાષામાં ઘણી

પ્રવિણ ને વિદ્વાન હતી. તેની પાસેથી કુંવરબાઇએ પણ સંસ્કૃત ભાષાનું સંપૂર્ણ જ્ઞાન મેળવ્યું હતું. તેથી નવરાશની વેળાએ એ ભાષાનાં નીતિનાં પુસ્તકો વાંચી સંભળાવીને મને કેટલાક રસ તેણે ચખાડયો હતો. ત્યારથી સંસ્કૃત ભાષાની પ્રૌઢતા મારા જાણવામાં આવી છે. વાહ ! શી એ ભાષાની મધુરતા અને ખૂબી છે ! મને તો એ ભાષાનો એવો રસ લાગ્યો કે પછી દરરોજ અમારા વિદ્યાવિનોદમાં સંસ્કૃતમાંથી એકાદ વિષયની વાત કુંવરબાઇ પાસે કહેવડાવ્યા વગર હું રહેતીજ નહિ.

કુંવરબાઇનાં લગ્ન તેની નાતના ખરાબ રીવાજને લીધે બાળપણમાં થયાં હતાં. તે પણ નવલપુર કરીને એક ગામના ગૃહસ્થના ખરાબ સંગતમાં ઉછરીને અભણ રહેલા છોકરાની સાથે થયાં હતાં. તેથી તથા બીજાં કેટલાંક કારણોને લીધે બંને ધણી ધણીઆણીને મળતી રાશ ન આવ્યાથી છેવટના પરિણામમાં તેને મૂકીને તેનો વર કોઇ ઠગ જોગીના સાથે ક્યાંઇએ જતો રહ્યા હતો. તેથી તે અને તેનો સસરોજી બંને જણ વિલાસનગરમાં આવીને રહ્યાં હતાં.

કુંવરબાઇ સાથે મારે નાનપણથી પ્રીતિ થઇ હતી. કારણ કે મારા બાવાજી તથા તેના પિતાને ઘણી દોસ્તી હતી. જ્યારે મારા મોટા બાવાજી મુંબાઇથી વખાના માર્યા વિલાસનગરમાં જઇ વસ્યા હતા, ત્યારે પંડિતના પિતાએ તેમને ઘણો આશ્રય આપ્યો હતો. તથા બીજા પણ કેટલાક ઉપકાર કર્યા હતા. અમારા વચ્ચે ઘણા ગાઢા સંબંધનું એ પણ એક કારણ હતું. વિલાસનગરમાં અમારે બીજા ઘણા માણસો સાથે ઓળખાણ અને માયા પ્રીતિ હતી. પરંતુ પંડિતના ઘરના જેટલો સંબંધ કે માયા પ્રીતિ બીજા કોઈ જોડે નહોતી. તેઓ હિંદુ છતાં અમે જાણે બધાં એકજ કુટુંબનાં હોઇએ એમ લાગતું હતું.

જ્યારે આફતની વખતે વિલાસનગરમાંથી રાત્રે અમે નીકળ્યાં

ત્યાંરે કુંવરબાઇનું તથા તેના પિતા રામશંકર પંડિતનું ઘર ઘણે વેગ-
ળે હોવાથી એવી નાસભાગની વખતમાં તેમની ખબર અમે લેઇ શ
ક્યાં નથી. તેઓ ગમે તેવી હાલતમાં પણ આરોગ્ય હોય, તો ખોદા
તેમનું આયુષ્ય હજાર વર્ષનું કરજો. પણ અમને તો નથી લાગતું કે
તેઓ આફતમાંથી બચીને જીવતાં રહ્યા હોય. તેમના વિજોગથી આ-
જે અમારા દીલમા જેટલું લાગે છે, તેટલું બીજા કશાથી લાગતું ન
થી. અને સાચું કહું છુ કે—મારી વ્હાલી કુંવરબાઇ (નામ દેતાંજ તેનું
હૈયું ભરાઇ આવ્યું.) ના વિયોગથી મારૂં શરીર પેહેલાંના કરતાં હ-
મણાં અડધું પણ નથી. કોઇને પણ બેહેનપણી હોય તો કુંવરબાઇના
જેવીજ હોજો. માણેકબાઇ, વાહ ! શી તેની લાયકી અને મળતાવ-
ડાપણું ! તેની બુદ્ધિનાં હું કેવી રીતે વખાણ કરૂં ? કેવી રીતે તેના
ગુણ હું ગાઇ બતાવું ? અને કેવી રીતે તેના હસતા વદન વાળુ સ્વ-
રૂપ ચિત્રીને તમારી આગળ ખડુ કરૂ ? એ બધુ કહેવાની મારી શ
ક્તિ નથી. અને હોય, તો પણ તેની વાત હવે વધારે કરવાથી મા-
રા રડતા હૃદયને વધારે રડાવવા શિવાય બીજુ કાંઇ પણ ફળ તમે જો-
નાર નથી. તમે શાણાં છો માટે આટલા ઉપરથીજ તેની યોગ્યત
જાણી લેશો.

એ પ્રમાણે સીરીનબાઇએ પોતાની વાત સંક્ષેપમાં કહી સં-
ભળાવી તે ઉપરથી માણેકબાઇના મન ઉપર કેવી અસર થઇ હશે?
તેનો વિચાર પ્રિય વાંચનાર તમારે કરી લેવો જોઇએ. જો કે હમણાં
રાતનો જમવાનો વખત થઇ ગયો હતો. તે છતા પ્યારમાં લદી પ-
ડેલી આ નવી સખીઓને તુર્ત જૂદાં પડવુ ગમ્યું નહિં. તેથી જરા
વધારે વાર સુધી બેઠી; અને સંસારિક તથા બીજી સામાન્ય બાબ-
તોની થોડીક વાતો કરીને છેવટ આવત્તે કાલે મળવાના, વિનોદની વા-
તો કરીને એક બીજાને જ્ઞાન આપવા તથા લેવાના અને સ્ત્રીકેળવ-

ણી તથા દેશોન્નતિનાં કામ કરવાના, એમ કંઇ કંઇ કામો કરવાના ઠરાવ કરીને વિદ્યાના બળથી જ્ઞાન સિંધુમાં વગર નાવે તરતી તરુણીઓ ઘડી પછી શું થશે, તે વાત ખોદા જાણે; એવું સારી પેઠે સમજેલી હોવા છતાં હમણાં સ્વાભાવિક આશાવૃત્તિને આધીન થઇ. અને મનમાં કલ્પેલા ભવિષ્યના સુખમાં પોતે સુખ માનીને આનંદની લેહેરમાં મરજી ઉપરાંત ડુબી ગયેલા પડી.



## પ્રકરણ ૧૨ મું.

**उद्यमे नास्ति दारीद्रं, जपतां नास्ति पातकं**
**मौनेन कलहो नास्ति, नास्तच जाग्रतो भयम्.**

કુંવરબાઇ સંન્યાસિનીના વેષમાં પોતાના પતિ સુખદેવને કાશીમાં મળીને ત્યાંથી પાછી પાટણ ગઇ હતી. ત્યાં જઇને તેણે કિશોરસુંદરીને સઘળી હકીકત નિવેદન કરતાં કહ્યું કે—કાશીમાં સત્યાનંદ સ્વામી પાસે સુખાનંદ કરીને જે શિષ્ય છે, તેજ મારા પતિ છે. તેમની સાથે અજાણપણે વાતો કરીને તેમની હકીકત જાણી લેવામાં મેં સંપૂર્ણ ફતેહ મેળવી છે. મને આશા છે કે તેમને પાછા લાવવાની મનવાંચ્છના હવે જલદી સફળ થશે. તેમણે વિદ્યાજ્ઞાન ઘણું સારૂ મેળવ્યું છે. બ્રહ્મચારીનો વેષ ધારણ કર્યો છે, પણ હજુ સુધી કોઇ માર્ગની દિક્ષા લીધી નથી. ગુરૂજી મહા જ્ઞાની છે, પણ તેમના આગળ પોતાની ખરી વાત છુપાવેલી જણાય છે. મને પ્રથમ જોતાંજ તેમનું મન સ્વભાવિક રીતે ક્ષણવાર પણ સંસારની માયામાં લુબ્ધ થયેલું દેખાયું હતુ. પરંતુ વૈરાગી મને તુર્ત પાસુ ફેરવી દીધાથી તે મને

ઓળખી શક્યા નહિં. તેમજ મેં ભ્રમમાં કહેલી વાતોનો લગારે ભેદ તેઓ સમજી શક્યા નહિં. હું પાછળથી પ્રગટ રીતે તેમને મળત ને પાછા મારા સંસાર નાવના સૂકાની સ્થાપીને અહિં તેડી લાવત. પણ ગુરૂજી બંગાળા તરફ ગયેલા છે. તેથી કદાપી મારૂં કહ્યું તેઓ ન માને, ને વાત વંઠી જાય, તેથી તેમ કર્યું નહિં. તેમણે મને એક દેવી જેવી જાણીને ફરીથી મળવાની ઇચ્છા બતાવી છે. અને મેં જે જે વાતો મર્મ વચનમાં કહી છે, તે પ્રમાણે વર્ત્તવાને તેમણે મને વચન આપ્યું છે. વળી એ સર્વે વાતોનો ખુલાસો તેમના ગુરૂજી પાસેથી મેળવવાની પણ મેં તેમને સુચના આપી છે. અને તે પ્રમાણે કરવા તેમણે કબુલ કર્યું છે. ગુરૂજી હવે થોડા દિવસમાં પાછા આશ્રમે આવવાના છે. તેઓ અમારા વચ્ચે થયેલી વાતચિત સાંભળીને સંન્યાસિની (હું) કોણ હતી? તે સારી પેઠે સમજી શકશે, ત્યારેજ તેમના પ્રિય શિષ્યની છુપી વાત પ્રગટ થશે. અને ત્યારેજ એ મહાજ્ઞાની ગુરૂજી પોતાના શિષ્યની મહા ભયંકર ભૂલ સુધારવાની તજવીજ કરશે. તેથી પરિણામ સારૂજ આવશે, એવી આશા છે. તે છતાં એક કામ મારે કરવાનું છે. તે એજ કે મારા પતિને સારી અસર થાય તેવો એક પત્ર લખીને તેમના ગુરૂજીની મારફતે મારે મોકલવો. ત્યારે લાવો, હમણાંજ તે હું લખીને ટપાલમાર્ગે રવાના કરી દેઉં. કે જેથી ગુરૂજી ત્યાં આવે, ને અમારા વચ્ચે થયેલી વાત ચિત તેઓ જાણે, તેજ અરસામાં તેમને મારો પત્ર મળે. અગર જો તેમનું મન બહુ વૈરાગ્ય પામેલું છે, તોપણ ગુરૂજીના ઉપદેશ અને મારા પત્રની અસર ભેગી થવાથી તેઓ પાછા સંસારમાં આવશે, એવી મને સંપૂર્ણ ખાત્રી છે.

એ પ્રમાણે કુંવરબાઇએ કિશોરસુંદરી સાથે વિચાર કરીને એક પત્ર પાઠવ્યો હતો. એ પત્ર પ્રિય વાંચનાર, તમે પાછલા પ્રકરણમાં જોઇ ગયા છો, તેજ હતો. પત્ર લખી મોકલ્યા પછી હવે

સમાચાર કેવા મળે છે, તે જાણવાની આતુરતાના ઘેનમાં કુંવરબાઈ દિન રાત્ર આશા અને નિરાશાના મેહેલ ઉપર વારા ફરતી ચડ ઉતર કરતી હતી. પણ આખરે બંનેમાંથી કિયા મેહેલના વિશ્રામ ભવનમાં તેનું મન ઠરશે ! એ વાત વિધાત્રા વિના ત્યાં કોઈ જાણતું નહોતું. જો કે તેને પક્કી આશા તો હતીજ કે-હવે પોતે વેહેલી મોડી પણ સ્વામીને મળશે. તોપણ તેને ખબર નહોતી કે તેના પત્રના કાંઇ પણ સમાચારને બદલે હમણાંજ તેનો સ્વામી એકાએક આવી મળશે. વાંચનાર સજ્જનો તમે તો જાણો છોજ કે-કુંવરબાઇનો પત્ર વાંચ્યા પછી તુર્ત સુખદેવ પાટણ આવવા સારૂ નીકળી ચૂક્યો છે.

એક દિવસે કુંવરબાઈ પોતાને રહેવાના ઘરમાં બેસીને કિશોરસુંદરી સાથે વાતો કરતી હતી. અને પોતે લખેલા પત્રના સમાચાર હવે ઘણા દિવસ થયા માટે આવવા જોઇએ, એમ કહેતી હતી. તેવામાં એકાએક જાણે કોઇ અંતરિક્ષમાંથી ઉતરી પડે તેમ તેના આદરના ધન (સુખદેવ)ને ઘરના બારણામાં પેસતાં તેણે દીઠો તેથી જાણે જંખનામાં પતિનો પડછો પોતે જોતી હોય, અથવા સ્વપ્નાવસ્થાની માફક તેને આળપંપાળ જેવું લાગતું હોય, એવી આશંકાઓ થઇ. પણ માત્ર એક પળ વારજ એવું થયા પછી તુર્ત તેની પક્કી ખાત્રી થઇ કે પોતે જૂવે છે તે પડછો કે આળપંપાળ નથી. પણ ખરેખર પોતાનો પતિ સુખદેવ છે. એથી તેના હર્ષનો કાંઇ કાંઠો રહ્યો નહિ. તેમાં પણ ઇષ્ટ વસ્તુ ધાર્યા કરતાં જ્યારે અકસ્માત વેહેલી આવી મળેછે, ત્યારે માનવાની હૃદયભૂમિ ઉપર અત્યંત ખુશીના વરસાદ વરસેછે. તેવીજ રીતે કુંવરબાઇને પણ થયું. સુખદેવ તેના સન્મુખ આવીને ઉભો રહ્યો. પ્રિયતમ પતિને ઓળખતા વારજ કુંવરબાઈની આંખોમાંથી આનંદનાં આંસુ મોતીના દાણાની માફક ગરી પડયાં. તેના આકર્ષણને લીધે સુખદેવનેપણ

સામુ તેમજ થયું. કુદરતની કાંઇક અદ્‌ભૂત શક્તિના યોગે કરીને પત્નિના હૃદયનો એ પરમ ભાવ કિરણરૂપે પતિની છાતી ઉપર પડવાથી સુખદેવના અંતઃકરણમાં લાંબી મુદતથી ઠરી ગયેલું પ્રીતિરૂપી બરફ ઓગળીને કુંવરબાઇ તરફ પ્રબળ વેગથી વેહેવા માંડયું. એમ અન્યો અન્યના કેવળ શુદ્ધ ભાવે કરીને બંને જણનાં મન ઘણાં વિહ્‌વળ બની ગયાં. હવે મલાજો તુટવાનો પ્રસંગ પાસે આવેલો જોઇને ત્યાંથી જતાં રહેવાનો વિવેક કિશોરસુંદરી જેવી ચતુર હિંદુ સન્નારી ભુલી નહિ. "મને ઘેર કોઇક ઉતાવળના કામ સારૂ બોલાવે છે, માટે હું જઇને પાછી આવુંછું." એવું બહાનું કહાડીને ત્યાંથી તે તર્ત જતી રહી. પછી સુખદેવે વિચાર્યું કે—કુંવરબાઇ ઘણી ધિરજવાન અને શાણી હોવા છતાં હમણાં તે મને જોઇને કાંઇ પણ બોલ્યા ચાલ્યા વગર એકદમ રડવા મંડી ગઇ છે, એ માત્ર મારા ઉપરના તેના અતિ પ્યાર અને હર્ષની નીશાની છે. એવું જાણીને મોટા ઉમંગ પૂર્વક તેને આલિંગન દેઇને પોતાની પાસે બેસાડી છાની રાખી. પછી બંને જણ સુખ દુઃખની વાતો કરીને ઘણું હરખાયાં.

સુખદેવને આવ્યાના સમાચાર સાંભળીને દિનમણિ આચાર્યના વેષમાં પોતાના આશ્રમે પુત્ર સમીપ આવ્યા. વિજોગી પુત્રને લાંબી મુદતે આવેલો જોઇને પ્રેમાળ પિતાને અતિશય આનંદ થયો ને તેમની આંખોમાંથી પણ હર્ષનાં આંસુ ટપકવા લાગ્યાં. થોડીકવારમાં મન શાન્ત કરીને પુત્રને માથે હાથ દેઇ આશીર્વાદ દીધો. ને ખબર અંતર પુછીને પાસે બેઠા. સુખદેવે પુજ્ય પિતાજીની આગળ બે હાથ જોડીને પોતે અવિચારીપણે ચાલ્યા વિષે ઘણો ખેદ બતાવીને ક્ષમા માગી. દિનમણિએ પ્રત્યુત્તરમાં કહ્યું કે—બેટા! તમને બન્ને જણને પાસે આવેલાં જોઇને હવે મારો જીવ મોક્ષગતિ પામશે. તમે સુખી થાઓ અને દિર્ઘાયુષ્ય ભોગવો. એવું હું ઇચ્છું છું.

એ રીતે આજે કુંવરબાઈના ઘરમાં સોનાનો સૂર્ય ઉગ્યો, મોતીએ ચોક પૂરાયા, મંગળ ગિત ગવાયાં અને સુખદેવની સન્નારીને મન સુખદેવ જાણે તેના નામ પ્રમાણે ખરેખર જગતને સુખ આપનાર દેવ સરખો દેખાયો. આ સઘળી કીર્તિ અને મહિમાનું માન નગરના લોકે સરસ્વતી (વિદ્યા) ને આપ્યું; તે વાજબી હતું.

હવે સુખદેવ અને કુંવરબાઈ પાટણમાં ગૃહસ્થાશ્રમ માંડીને રહ્યાં. બંને જણની ઉંચ બુદ્ધિ, સદ્‌વિદ્યા અને રૂડાં આચરણથી ઉત્તમ પ્રકારે તેમનો ચાલતો ગૃહસ્થાશ્રમ જોઇને શેઠ લાલબિહારી તથા કિશોરસુંદરીને ઘણો હર્ષ થયો. વળી અરસ પરસની પ્રીતિભાવ તથા વિદ્યાવિનોદથી આ શ્રીમંત અને પ્રવાસી એવાં બે કુટુંબો વચ્ચે જામેલા પ્રેમસાગરમાં સુખ–શાન્તિનાં મોજાં ઉપરાઉપરી ચડી આવતાં દેખાયાં. કેટલાક દિવસ સુધી તો એ પ્રમાણે ચાલ્યું ગયું. પરંતુ માણસની સ્થિતિ નિરંતર બદલાયાં કરેછે. પ્રભુના એવા અગમ્ય નિયમ પ્રમાણે તેમને પણ થયું. તે એવી રીતે કે શેઠ લાલબિહારીને કેટલાંક કારણસર પાટણ છોડીને મુંબાઇમાં વસવાની જરૂર પડી, માટે તેઓ કુટુંબ સાથે ત્યાં જઇને વસ્યા. તેથી તેમના વચ્ચે દૈવયોગે એકાએક પડેલા વિજોગને લીધે તેમનું સઘળુ સુખ અને શાન્તિ નિસ્તેજ થઈ ગયું. હવે પાટણમાં સુખદેવ તથા કુંવરબાઇને રમત ગમત અને ધનની મદદ આપે તેવું કોઇ નહોતું. વળી લાલબિહારી અને કિશોરસુંદરીના ગયા પછી તેમને એક પુત્ર તથા એક પુત્રી એમ બે સંતાન થયાં હતાં. તેમના તથા પોતાના પોષણને માટે ધીમે ધીમે તેમને હરકત પડવા લાગી. સુખદેવની પંડિતાઇની કદર કરીને તેમના નિર્વાહ માટે કાંઇપણ આશ્રય આપે તેવું પાટણમાં કોઇ મળ્યું નહિ, ને અન્ય રોજગાર તો તેને આવડતો નહોતો અથવા ખરૂ કહીએ તો બીજા રોજગારમાં તેનું ચિત્ત ઠરતું નહોતું. અંતે

કુંવરબાઈને માથે તો એક માતા તરીકે પોતાનાં સંતાનોને યોગ્ય રીતે પાળી પોષીને મોટાં કરવાનો ભાર આવી પડયો હતો. એમ હમણાં તેઓ પાટણમાં નિરાધાર જેવાં થઈ પડયાં હતાં. તેવામાં વળી અધુરામાં પૂરૂં કે દિનમણિ સેહેજ મંદગી ભોગવીને એકાએક ગુજરી ગયા. એથી પણ તેમના દુઃખમાં પાછો વધારો થયો હતો.

આણી તરફ લાલબિહારી અને કિશોરસુંદરી મુંબઈમાં રહ્યા છતાં સુખદેવને તથા કુંવરબાઈને ભૂલી ગયાં નહોતાં. તેઓ ત્યાંથી પણ તેમના સારૂ વખતો વખતે કેટલીક ભેટો મોકલ્યા કરતાં હતાં. એટલુંજ નહિ પણ તેમના માટે કાંઈક રોજગાર ખોળી કહાડીને પોતાની પાસે મુંબઈ બોલાવી લેવાની તજવીજમાં હતાં.

એક દિવસે મુંબાઈમાં લાલબિહારી તથા કિશોરસુંદરી બંને જણ પોતાના ઘરના મેડા ઉપર બેસીને વાતો કરતાં હતાં. કિશોરસુંદરીને લાલબિહારી કહેતો હતો કે—આપણા નવા ઓળખીતા માણેકશાહ ઝવેરી અહિંની યુનિવર્સીટિમાં મોટો વગ ધરાવે છે. તેથી એકાદ પાઠશાળામાં સંસ્કૃત ભાષાના શિક્ષકની જગોએ સુખદેવની નિમનોક થાય, તેવી પેરવી કરવા મેં કહ્યું છે. ને તે પ્રમાણે કરવા ઝવેરીએ મને વચન આપ્યું છે. માટે થોડા વખતમાં તેમ ખચિત થશે. એટલે પછી કુંવરબાઈ સુદ્ધાંને અહિં તેડાવીને રાખીશું, તેથી આપણને ઠીક પડશે. આ વાત સાંભળીને કિશોરસુંદરી ઘણી રાજી થઈ ગઈ, ને લાલબિહારીને કહેવા લાગી કે તમે જરૂર એવોજ કાંઈ જોગ કરીને તેમને અત્રે તેડાવો તો ઘણું સારૂં. એમ તે કહેતી હતી, તેવામાં પોતાના ઘરના દરવાજે વટેમાર્ગુ જેવાં બે માણસ ઓસીઆળે ગોઠે ઘડીકમાં કાંઈક વાતો કરતાં તથા ઘડીકમાં છાનાં રહીને જરા આઘાં પાછાં થતાં તેમના જોવામાં આવ્યાં. એ બંને જણમાં એક પુરૂષ અને બીજી સ્ત્રી હતી. પુરૂષની ઉમ્મર લગભગ

૬૦ વર્ષની અને સ્ત્રીની ઉમ્મર ૫૦ ની અંદર હોય તેવું લાગતું હતું. બંને જણના પગઅડવાણા હતા. અને અંગ ઉપર ફાટાં તુટાં વસ્ત્ર પે- હેરેલાં હતાં. તથા તેમનાં શરીર પણ ઘણાં દુબળાં દેખાતાં હતાં. તોપણ અગાઉ તેમણે કાંઇક સુખના દિવસ દીઠેલા હોય, એમ તેમના મૂખની કાન્તિ પરથી જણાતું હતું. પુરૂષના ડાબા હાથના ખભા ઉપર લૂગડાની એક ઝોળી ભરાવેલી હતી, અને જમણે ખભે દોરી લોટો લટકાવેલાં હતાં. તેથી તથા તેના માથાની પાઘડી ઉપરથી તેઓ જાતે બ્રાહ્મણ હોય એવું લાગતું હતું. એવાં વૃદ્ધ અને વળી બ્રાહ્મણ વટેમાર્ગુઓને પોતાના ઘરની આગળ કાંઈ વિચારમાં આવાં પાછાં જોયા પછી દીઠું ન દીઠું કરીને તેમને કાંઇપણ પુછ્યા વગર જ- વા દેવાં, એ રીત લાલબિહારી તથા કિશોરસુંદરીને ઠીક લાગી નહિ. તેથી લાલબિહારીએ તુર્ત ચાકરને બોલાવીને કહ્યુ કે—આપણા દરવા- જાની બહાર પેલાં દેખાય છે, તે બે વટેમાર્ગુઓ પાસે જઇને સભ્ય- તાથી પુછી આવ કે—તેઓ કોણ છે? અને શા વિચારમાં અહિંઆં તેમને હેરાફેરા કરવા પડે છે? શેઠની આજ્ઞા પ્રમાણે ચાકરે તુર્ત તે- મની પાસે જઇને પુછતાં તેમણે જવાબ આપ્યો કે—અમે બ્રાહ્મણ વ- ટેમાર્ગુ છીએ. ને શેઠને આશિર્વાદ દેવો છે, માટે તેમની આજ્ઞા હોય તો અંદર પ્રવેશ કરીએ. એવા વિચારમાં અમે અહિ ઉભાં છીએ. આ જવાબ ચાકરે જઇને શેઠને કહી સંભળાવ્યો. તેથી શેઠે હુકમ કર્યો કે જા, તેમને અહિ બોલાવી લાવ. "જેવી આજ્ઞા" એમ કહીને ચા- કર તેમને બોલાવી લાવ્યો. વૃદ્ધ બ્રાહ્મણે શેઠની પાસે આવીને સંસ્કૃત ભાષામાં આશિર્વાદ દીધો. તેની મતલબ એવી હતી કે—તમારી જય થાઓ. ને તમે દિર્ઘાયુષ્ય પામો. શેઠે પુછ્યું:—

મહારાજ! તમે ક્યાં રહો છો, ને અહિઆં કેમ પધારવું થયું છે?"

બ્રાહ્મણ—અમે ગુજરાત તરફ રહીએ છીએ. પણ દુઃખનાં માર્યાં ભિક્ષાવૃત્તિ કરતાં કરતાં આ શેહેરમાં દશેક દિવસથી આવ્યાં છીએ. દિવસે આપના જેવા ભાગ્યશાળીઓને આશિર્વાદ દેવા સારૂ નીકળીએ છીએ. ને શેર આટો મળે તે ખાઇને આ પાસેની ધર્મશાળામાં રાત્રે પડી રહીએ છીએ. આ મારી સાથે છે, તે મારી સ્ત્રી છે. મારા પાપનું ફળ તે પણ મારી સાથે ભોગવ છે. અમારાં હાથ પાંગોઠાંમાં જોર રહ્યું ત્યાં સુધી તો અમે મેહેનત કરીને ખાધુ. પણ હવે વૃદ્ધાવસ્થામાં કાંઇપણ મેહેનત થઇ શકતી નથી, ને બીજો આધાર ન હોવાથી આપના જેવા સખી જનોનો આશ્રય શોધવાની જરૂર પડી છે. જો કોઇ પ્રભુનો લાલ આખા દિવસમાં અમારા બંને જણ વચ્ચે ફક્ત બશેર આટો આપે, તો તે ખાઇને અમારૂ બાકીનું આયુષ્ય અમે પૂરૂ કરીએ. અમારા જેવાં નિરાધાર નિરાશ્રિતની આંતરડી ઠારનારનું પ્રભુ ભલું કરશે. આપનું નામ જાણીને આશાભેર અમે આપના પાસે આવ્યાં છીએ. માટે અમારી આશા સફળ કરો. અમે આપના હકમાં દુવા દેઇશું.

શેઠ—મહારાજ! એ તો ખરૂ પણ તમારી આ પત્ની વિષે કહ્યું કે—"તે પણ મારા સાથે મારા પાપનું ફળ ભોગવે છે." તે શા રીતે? વળી તમે જાણે અગાઉ સુખના દિન દીઠેલા હોય તેવું લાગે છે. ત્યારે પાછળથી તમારી માઠી હાલત શી રીતે થઇ? તે અમને વિગતવાર કહો.

બ્રાહ્મણ—શેઠજી આપ શાણા થઇને શું પુછો છો. સ્થિતિનો ફેરફાર એતો કુદરતનો એક અગમ્ય નિયમ છે, તે પ્રમાણે સર્વને થયા કરે છે. અને આ મારી અર્ધ ભાગિની મારા પાપનું ફળ ભોગવે છે. એમ કહેવાની મતલબ તો એજ છે કે– મારી સારી સ્થિતિના વખતમાં મને વરીને મારી પાસેથી સુખ પામવાની આશા તેણે રા-

પેલી હશે. પરંતુ હવે મારી સ્થિતિ ઉલટાઇ જવાથી તે પણ મારી સાથે દુઃખ ભોગવે છે. તેથી મને ઘણી દયા આવેછે.

શેઠે જાણ્યું કે– પૂર્વની વાત જણાવવા મહારાજની મરજી નથી. તેથી ખરી હકીકતનું માત્ર રૂપાંતર કરીને કહ્યું. તો તેમની મરજી ઉપરાંતની વાત કઢાવવાની હાલ આપણને કાંઇ અગત્ય નથી. એવો વિચાર કરીને શેઠે કહ્યું કે–

મહારાજ! આપ સંસ્કૃત જાણોછો કે?

બ્રાહ્મણ– હા જી, હું થોડુંક જાણુંછું. પણ મારા કરતાં આ મારી સ્ત્રી કાંઇક વધારે જાણે છે.

શેઠને તથા કિશોરસુંદરીને આથી વધારે નવાઇ લાગી, ને બાઇને માનપૂર્વક જરા પાસે બોલાવીને કહ્યું કે– વૃદ્ધ માતાજી તમે કાંઇક સંસ્કૃત બોલો

પછી એ બાઇએ શ્રીમદ્ ભાગવત વગેરેમાંના ઘણાક બોધકારક શ્લોક એવી તો છટાથી કહી બતાવ્યા કે તે સાંભળીને શેઠ અને કિશોરસુંદરીનાં મન રંજન થઈ ગયા. પછી છેવટે એ બાઇએ પોતે રચેલું સંસાર મુસાફરી વિષેનું એક કાવ્ય કહી સંભળાવ્યું. તેની અસર સુંદરીના મન ઉપર એટલી બધી થઇ કે તેમી આંખોમાં આનંદનાં આંસું ભરાઈ આવ્યા. એવી એ કાવ્યની માધુર્યતા હતી.

શેઠ લાલબિહારીએ વિચાર્યું કે–માણસ તો સુપાત્ર અને ગુણીજન દેખાય છે. માત્ર કાળચક્રના ઘેરાવામાં આવી પડવાથી દુર્બળ અવસ્થા ભોગવે છે વળી વૃદ્ધાવસ્થા થઇ છે, ઉદ્યમ કરવાની શક્તિ રહી નથી ને જીવન સાધન જેવું પાસે કાંઇ પણ નથી, માટે આવાં નિરાશ્રિતને આશ્રય આપવો, એજ ઉત્તમ કામ છે. એવો વિચાર કરીને કિશોરસુંદરીની સલાહ લેઇ પેલા બ્રાહ્મણને કહ્યુ કે–મહારાજ! તમારા બંને જણ માટે ખાંઓ લેટલું સીધુ દરરોજ અહિંથી લેઇ જ-

જો. ને આ પ્રાસેની ધર્મશાળાની એક ઓરડીમાં રહેજો. ત્યાં તમને હમેશાં રહેતાં કોઈ હરકત ન કરે તેવો બંદોબસ્ત હું કરીશ. માટે તમે સુખેથી ત્યાં રહો. કિશોરસુંદરી તરફ આંગળી કરીને પેલી બાઇને કહ્યું કે—ઘરડાં માજી! આમને સંસ્કૃત વાંચવા વગેરેનો ઘણો શોખ છે, માટે આપ રોજ બબે ઘડી તેમની પાસે આવીને બેસશો તો એક બીજાને ગમત થશે. ને તમારી પાસેથી તેઓ કાંઇક વધારે શીખીને તમારાં આભારી થશે, માટે નિત્ય પધારવાની કૃપા કરજો.

બહુ સારૂ મહાજન! તમારા ભંડાર ભરપૂર રહો, ને તમે સદા સુખશાન્તિમાં રહીને ઘણું જીવો. અમારી આંતરડી તમે ઠારી તેવી પ્રભુ તમારી ઠારજો. એવો અમારો પૂર્ણ ભાવથી આશિર્વાદ છે.” એટલું બોલીને તેઓ મુકામપર ગયાં.

ત્યાર પછી શેઠની મરજી પ્રમાણે તેઓ દરરોજ તેને ઘેર આવતાં જતાં થયાં અને થોડા દહાડામાં તો તેમણે પોતાના સારા ગુણોવડે સર્વની પ્રીતિ સંપાદન કરી લીધી. પરંતુ પૂરો જીવ મળ્યા શિવાય પોતાની ખરી હકીકત કિશોરસુંદરીએ ફરી ફરીને પુછ્યા છતાં પણ તે કહેવાનું તેમને ઠીક લાગ્યું નહિ. તેમજ તેમણે પોતાનાં અસલ નામ ઘણા વખત અગાઉથી કેટલાંક કારણોને લીધે બદલેલાં હતાં, તેજ તેમની આગળ પણ કહ્યાં હતાં. કેટલોક વખત વિત્યા પછી એક દિવસે ધર્મશાળામાં આ આશ્રયગતિ બ્રાહ્મણનો કોઇ ઓળખીતો માણસ મળ્યો, તેણે તેમને દેખીને કહ્યું કે—અહો! રામશંકર પંડિત અને દેવબાઈ તમે અહિંઆં ક્યાંથી?

રામશંકર—ભાઇ, વિલાસનગરની આફત વખતે અમે ભયમાંથી નાસી છુટવા જતાં સર્વેથી વછૂટાં પડી ગયાં હતાં, અને એ શેહેર નાશ પામ્યા પછી અમારી વ્હાલી દિકરી કુંવરબાઇ તથા પ્યારા મિત્ર માણેકલાલ ઝવેરી વગેરે કોઇનો પણ પત્તો મળ્યો નહીં. તેથી

એ સર્વેના વિજોગના દુઃખની પીડા પામતાં અમે જ્યાં ત્યાં રખડતાં ફર્યાં. વિલાસનગરમાંથી નીકળતી વખતે ઘરમાંથી કાંઇપણ લેવાનો વખત અમને મળ્યો નહોતો, તેથી અમે માત્ર હાથે પગે નીકળ્યાં હતાં, એમ કહીએ તો ચાલે. પ્રભુની મરજી પણ એવીજ થઈ કે અમને કોઇપણ ઠેકાણેથી આશ્રય મળ્યો નહીં, તેથી અમે છેવટે ભીક્ષાવૃતિ કરતાં અને રખડતાં રઝળતાં આ શેહેરમાં આવી ચડયાં છીએ. અહીંઆં અમને એક પુન્યશાળી શેઠનો આશ્રય મળ્યો છે. તેથી ખાઈ પીને અમે તેમના હકમાં દુવા દેઈએ છીએ. એ રીતે ટુંકામાં પોતાની હકીકત કહી બતાવી.ને વળી પુછ્યું કે તમને કુંવરબાઈ વગેરેની હયાતી વિષે કાંઈ પણ ખબર હોય, તો અમને કહો. પેલો માણસ કાને હાથ દેઇને "કાંઇ ખબર નથી." એટલું બોલીને ત્યાંથી ચાલતો થયો.

પ્રિય વાંચનાર! લાલબિહારીના આશ્રય નીચે આવીને રહેનાર બ્રાહ્મણ અને તેની પત્નીને હવે તમે ઓળખીને સાનંદાશ્ચર્ય પામ્યા વગર નહિજ રહો. કુદરતની એજ મોટી ખુબી છે કે અણચિંતવ્યો જોગ અનાયાસે સેહેજમાં આવી મળેછે. આ અને હવે પછીની થોડીક હકીકત વાંચ્યા બાદ આપણી જાણમાં સારી પેઠે આવેલા વિલાસનગરનાં વિજોગી કુટુંબોનો કેવી રીતે પાછો સંજોગ થશે, એ વિષે કાંઇક અટકળ કરવાને તમને બની શકશે.

એક દિવસે લાલબિહારીએ બહારથી આવીને કિશોરસુંદરીને કહ્યું કે–માણેકશાહ ઝવેરીનાં પત્ની રતનબાઇ તથા તેમનાં દિકરી સીરીનબાઇ કરીને છે. તેઓ ઘણું ભણેલાં અને ડાહ્યાં છે. આજ મારે તેમની સાથે સારી પેઠે ઓળખાણ થઇ છે. તેમણે તમારા વિષે હકીકત પુછીને તમને મળવાની ઇચ્છા જણાવી છે. માટે આજ કે કાલ જ્યારે ફુરસદ મળે ત્યારે તમે તેમને ઘેર મળવા સારૂ જજો. તેમની

સાથે તમારે સ્નેહ બંધાશે તો પછી એક બીજાને ત્યાં જઇને ગમત આપવા લેવાને તમને ઠીક પડશે. માટે જરૂર જજો.

કિશોરસુંદરીએ કહ્યું કે—બહુ સારૂ. પણ આપણે પાટણ કાગળ લખ્યાને આજ એક અઠવાડીઉ થવા આવ્યું. માટે હવે સુખદેવ તથા કુંવરબાઈ અત્રે એક કે બે દિવસમાં આવે તેવો સંભવ છે. તો તેઓ આવેથી અમે કુંવરબાઇ વગેરે સાથે મળીને જઇશું. કેમ ઠીક કે નહિ ? "

લાલબિહારીએ કહ્યું:—બહુ સારૂ તેમ કરજો.

"ઉપરની વાતચિત ઉપરથી આપણે જાણ્યું કે સુખદેવને તથા કુંવરબાઇને મુંબાઇમાં બોલાવવાનો પત્ર શેઠ લાલબિહારી લખી ચુક્યાછે. ને હવે તેઓ એક બે દિવસમાં ત્યાં જઇ પોહોચે તેવી વકી છે. પરંતુ એ પત્ર સુખદેવને મળે તે પેહેલાં તેમની પાટણમાં કેવી અવસ્થા ચાલેછે તે આપણે જરા જોઇ લેઇએ.

પાછળ આપણે જોઇ ગયા છીએ તેમ પાટણમાંથી લાલબિહારીના મુંબાઇ ગયા પછી સુખદેવ તથા કુંવરબાઇ પૈસા સંબંધી મોટી અડચણમાં આવી પડયાં હતાં. ને રહેતે રહેતે એ અડચણ ઘણીજ વધી પડી હતી. સુખદેવે ધનપ્રાપ્તીને માટે ઉપાય કરવામાં તો કાંઈ બાકી રાખ્યું નહિં, પણ કોણ જાણે ઇશ્વરની કેવી મરજી કે તેનો એક પણ ઉપાય ફળીભૂત થયો નહિ.

એક દિવસે સુખદેવ નસીબથી છેક હારી જઇને પોતાના વિશ્રામભવનમાં ઘણા ચિંતાતુર ચેહેરે બેસીને પોતાનું, પોતાની પત્નીનું અને નાનાં બાળકોનું પોષણ હવે શી રીતે કરવું; એ વિષે વિચાર કરતો હતો. વિચાર કરતાં કરતાં વિપત્તિની સામે જીત મેળવવાની કાંઈ પણ આશા તેણે દીઠી નહિ, ત્યારે આ ક્ષણભંગુર સંસાર તેને કેવળ જૂઠો દેખાવા લાગ્યો. મન છેક ગભરાઇ ગયું. અને

તે અવળે રસ્તે ચઢી જવાથી તેમનું સંપ્રાણનાવ ડોલવા લાગ્યું. તેને જો બીજી તરફ વળવાનો અવકાશ મળ્યો ન હોત, તો કોણ જાણે કિયા ખડકની સાથે અથડાત ! અને તેનું પરિણામ કેવું આવત ! તે કહી શકાતુ નથી. પરંતુ તેમના પ્રારબ્ધની ખરી ખુબી વડેજ તેમ થતાં બચી ગયું હતુ. એવી ખરી અડીની વેળાએ તેને એક બહાદુર અને ચતુર સુકાનીએ ઘણી સારી મદદ કરી હતી. અને તેનીજ મેહેનતથી તેમનું ડુબતુ વહાણ સહી સલામત કિનારે જઈ પોહોચ્યું હતુ. પ્રિય વાંચનાર, એ સુકાની વળી કોણ હતો ? એ સુકાની બીજો કોઇ નહિ પણ સુખદેવના સુખ દુઃખની ભાગીએણ અથવા તેની વ્હાલી વનિતા કુંવરબાઇ હતી. પોતાના પતિને ઘણાજ ઉદાશ ચેહેરે બેઠેલા જોઇને તે તેમની પાસે ગઈ. પાસે જતાં વાંતજ પતિએ ચિંતા ધરવાનું કારણ તથા તેના મનની છેક લથડી પડેલી હાલત વિષે ચતુરા તુર્ત ચેતી ગઈ. માણસનું મન પારખવાનો દાવો કરનાર પેલી થિઓસોફિકલ સોસાઇટીવાળા કર્નલ ઑલકૉટ તથા મડમ બ્લેવૅટ્સ્કી માણસનું મન પારખવામાં ચાહે તેવી ચાલાકી અને યુકિતઓ વાપરતાં હશે, તોપણ આ સુખદેવની સોહાગિનીની સાથે તો તેઓ કદી હરિફાઇ કરી શકશે નહિ. જેટલી ઝડપથી તેણે પતિનું મન પારખ્યું, તેટલીજ ઝડપથી સમયસુચકતા વાપરીને પોતાના સ્ત્રીજાતિના સ્વભાવ પ્રમાણે ઘણાજ નમ્ર અને મધુર વચને તે બોલીઃ—

"પ્રિય ! સૌભાગ્યની લક્ષ્મી હમેશાં એકને એક ઠેકાણે રહેતી નથી. કોઇના પણ દિવસ નિરંતર સરખા જતા નથી. સુખ અને દુઃખ તો માણસને અંગે હમેશાં રહેલું છે, તેમનો અમલ વારા ફરતી બદલાયા કરે છે, આપણા સંપત્તિસુખનો અમલ હમણાં બદલાયો છે, તેથી આપણે છેક ગભરાઈ જવું જોઇતું નથી. હજુ આપણાં શરીર પ્રભુની કૃપાવડે આરોગ્ય છે, ત્યાં સુધી આપણે ઝાઝું ગુમાવ્યું

નથી. માટે પ્રભુનો આપણે પાડ માનવો જોઇએ. તે જે કરે છે, તે સૌ સારાનેજ માટે. તમે તો મહા જ્ઞાની છો, હું અબળા સ્ત્રીજાત આપને વધારે શું કહી શકવાની ? માત્ર તમારૂં મન હમણાં જરા અવળે માર્ગે દોરાયેલું જોઇને એ વિષે કંઇક ચેતવણી આપવાની હું મારી ફરજ સમજુ છું. તમે હિંમતવાન છતાં હમણાં જરા ગભરાયા છો. પરંતુ સંસારની ભીડોમાં આવી પડેલા જનને તેમ થાય, એ વાસ્તવિક છે. પણ આવી વખતે યોગ્ય સલાહ અને ધીરજ આપવી, એ કામ અમારૂં સ્ત્રીઓનુંજ છે. તમારા સુખ દુઃખમાં મારો પણ ભાગ છે. માટે હું આપને કહું છું, મને માફ કરજો. મારે તથા નાના બાળકોને માટે તમને સ્વભાવિક રીતે સંતાપ થાય, તે વાજબી છે. પણ એથી હિંમત હારી જઇને મનમાં અતિશય દુઃખ ધરવું એ ઘટિત નથી. મારે માટે તો આપે લગારે ચિંતા કરવી નહિં, કેમકે મેં હિંદના પ્રાચિન સતીઓનાં આખ્યાન વાંચ્યાં છે. તેમાથી સુખ દુઃખ સર્વ સહન કરવાનો ગુણ મેં લીધો છે. તમે ચિત્તમાંથી ચિંતા દૂર કરો, મનમાં હિંમત ધરો, અને “ જીવતો નર ભદ્રા પામશે. ” એ જ્ઞાની પુરૂષે કહેલું વચન યાદ કરો. ઉઠો, ઇશ્વરનું સ્મરણ કરીને વિપત્તિના સામાં થાઓ, પ્રભુ આપણને સહાય થશે, તમારે શાની ખોટ છે ? જો વિપત્તિ સાથેની લડાઇના મેદાનમાં તમે તરસ્યા થશો, તો હું જળપાત્ર ભરીને તમને જળપાન કરાવવા આવીશ. જો રણમાં લડતા સૂર્યનો સખ્ત તાપ તમારાથી નહિં સેહેવાય, તો આ મારા હાથની હાથેળીઓ વડે હું છાંયડો કરીશ, અને જ્યારે તમે ઘેર આવશો, ત્યારે આ હલકી જાતના ધાન્યની ઘણી સરસ રસોઈ કરીને હું તમને જમાડીશ. વળી વિપત્તિ સાથેની લડાઇના થાકથી તમે જ્યારે નિદ્રાવશ થશો, ત્યારે મારા ખોળામાં તમને સુવાડીને આ કુમળા હાથનું ઓશીકુ કરીશ, અને જો તમને ઘણો ઉકળાટ થશે તો આ મારી

સાડીનો છેડો કહાડીને હું તમને પવન નાખીશ. માટે ઉઠો, તમે વિપત્તિ સામે હથિઆર સજો, હું તમારી ઢાલ થાઉં. તમે વિપત્તિ ઉપર જય મેળવી રાજ કરો, હું તમારી પ્રધાન થાઉં. તમે રુડી રીતે રાજ કરી આકાશમાંના ચંદ્રની પેઠે જગત્માં પ્રકાસો, હું તમારી જોડે ચાંદરણી થઇને રહું."

ઉપર પ્રમાણે કુંવરબાઇની ઘણીજ અસરકારક વાણીથી સુખદેવનું હૃદય ભેદાયું. અને તેમના મનમાં કાંઇક ઉમંગ ભરાઇ આવ્યો. તે જોઇને કુંવરબાઇએ તેને હસાવવા માટે હાસ્ય વચને કહ્યું:—પ્રાણનાથ! જુઓ તો ખરા, વિપત્તિએ તમને ભોળવવા માટે મોકલેલી પેલી નફટ ઉદાશી મને જોઇને શરમેંદગી પામીને કેટલી બધી ઝડપથી નાસે છે! જુઓ તો ખરા, પુંઠ પણ વારતી નથી! એટલું કહેતામાં બંને જણ હસી પડયાં. પછી આલિંગન દેવા તઇયાર થયેલા સુખદેવની સોડમાં કુંવરબાઇ ભરાઈ અને બંને જણે મંગળ આનંદ અનુભવ્યો.

એ રીતે સતી કુંવરબાઇએ પોતાના મોહન મંત્ર વડે પોતાનું ડુબતું વહાણ તાર્યું હતું. સુખદેવ તે દિવસથી પાછો ઉમંગમાં આવીને ઉદ્યમ કરવા લાગ્યો. ને થોડા દિવસ વિત્યા એટલે મુંબાઇથી લાલબિહારીનો પત્ર આવ્યો. કે જે પત્ર વિષે આપણે પાછળ જાણી ગયા છીએ. તેમાં લાલબિહારીએ લખ્યું હતું કે—અહિંના એક પાઠશાળામાં સંસ્કૃત ભાષાના શિક્ષકની જગો તમારે માટે નક્કી કરાવી છે, માટે આ પત્ર પોહોચતાં વાર કુંવરબાઈ વગેરેને લેઇને તમારે તાકીદે મુંબાઇ આવવું. આ ખબર વાંચીને સુખદેવ તથા કુંવરબાઇને ઘણો હર્ષ થયો. પોતાની મેહેનત અને સબુરીનું ફળ પરમેશ્વરે આપ્યું, તેથી તેની બહુ પ્રાર્થના કરવા લાગ્યાં. પછી બે ચાર દિવસમાં તેઓ તૈયાર થઇને મુંબાઇમાં જવા સારૂ પંથે પડયાં.

સમાપ્ત.

# આ પુસ્તકને અગાઉથી ગ્રાહક થઇ આશ્રય આપનારા સદ્દગૃહસ્થોનાં મુબારક નામો.

નકલ.

૫૦ રા. બા. નાથાભાઇ દાજીભાઇ પટેલ. પરસનલ આસીસ્ટંટ પોલીટીકાલ એજંટ—મહીકાંઠા.

૧૦ નેકનામદાર મહારાવ શ્રી ખેંગારજી સવાઇ બહાદુર—કચ્છ.

૧૦ નેકનામદાર મહારાજા શ્રી કેસરીસિંહજી બહાદુર કે. સી. એસ. આઇ. સ્વસ્થાન ઇડર.

૧૦ નેકનામદાર મહારાવેલજી શ્રી દીપસીંગજી સાહેબ સ્વસ્થાન—માલપુર.

૫ શેઠ. સોરાબજી બરજોરજી નવસારીના જમીનદાર સાહેબ.

મુંબઇ.

૫ રા. રા. મનસુખરામ સૂર્યરામ.

૫ રા. રા. ભાઇશંકર નાનાભાઇ સોલીસીટર.

૫ શેઠ લક્ષ્મીદાસ ખીમજી.

૫ શેઠ. ગોવરધનદાસ ગોકળદાસ તેજપાલ.

૫ શેઠ. કમળશી પ્રેમજી.

૫ શેઠ. દામોદરદાસ ઠાકરસી મુળજી.

૫ શેઠ. સોરાબજી શાપુરજી બંગાળી સી. આઇ. ઈ.

૫ શેઠ. ૫સમજી નસરવાનજી પટેલ.

૩ ખા. બા. ખરસેદજી રૂસ્તમજી પાણીવાળા.

૩ શેઠ ડોરાબજી રોસાભાઇની કુંપની.

૨ શેઠ. શાપુરજી ફરામજી દલાલ.

૩ શેઠ. નુરમહમદ જેરાજભાઇ પીરભાઇ
૩ સર થારીઆભાઇ ટોપતનાઇટ.
૩ ઑાનરેબલ પ્રાજલભાઇ વીસરામ.
૨ ઑાનરેબલ. બદરૂદીન તૈયબજી બારીસ્ટર.
૩ ઑાનરેબલ. ઝવેરીલાલ ઉમીયાશંકર.
૩ શેઠ. ફકીરચંદ પ્રેમચંદ રાયચંદ જે. પી.
૩ શેઠ. હરદેવરામ નાનાભાઇ હરિદાસ.
૨ શેઠ. મુળજી જેઠા.
૨ શેઠ. મનમોહનદાસ રામજી.
૧ રા. બા. દાજી ગંગાજી રાણે.
૨ શેઠ. રણછોડદાસ નરોતમદાસ.
૨ શેઠ. ધરમશી મોરારજી ગોકળદાસ
૨ શેઠ. પ્રેમજી મુળજી.
૨ શેઠ. માધવદાસ ગોકળદાસ લીલાધર
૨ શેઠ. રૂપસીંગ મથુરાંદાસ લવજી.
૨ શેઠ. ચરણદાસ વિ. ચત્રભુજ.
૧ શેઠ. વીરચંદ દીપચંદ.
૧ શેઠ. લીલાધર જેરામ નારણજી.

૧ શેઠ. દામોદરદાસ ગોકળદાસ.
૧ શેઠ. તલકચંદ માણેકચંદ.
૧ નેટીવ જનરલ લાઇબ્રેરી.
૧ ઠકર. દેવજી મુળજી.
૧ શેઠ. ખરસેદજી દોરાબજી વાછા.
૧ ખોજા. હાસમભાઇ હાજીભાઈ.
૧ શેઠ. બાપુજી ફરામજી દારૂખાનાવાળા.
૧ રા. જીવા સાજી.
૧ ખોજા. મામદભાઇ મોલુ શીપમરચંટ.
૧ મેહેતા. ગાંડાભાઇ દુર્લભદાસ.
૧ વહોરા અબદુલાભાઇ અબદુલઅલી.
૧ શેઠ. પેસ્તનજી હરજીભાઇ સરાફ.
૧ શેઠ. સોરાબજી દીનશાહજી ધાતીગરા.
૧ મીસ્ત્રી. મોતીરામ રાયચંદ.
૧ મેહેતા. વિઠલભાઈ ભીખાભાઇ.
૧ દસ્તુર. જામનજી સોરાબજી.
૧ શેઠ. નાનાભાઈ પરમાનંદદાસ મરચંટ.
૧ ખાખા. દેસલજી આણંદજી.

૧ શેઠ. ફરદુનજી મસરવાનજી પોસવાલા.
૧ શેઠ. જીજીભાઈ પેસ્તનજી વાસણીઆ.
૧ શેઠ. ખુશાલદાસ દયારામ.
૧ શેઠ. મેહેરવાનજી માણેકજીની કુંપની.
૧ ખતરી. સુંદરજી પદમસી.
૧ શેઠ. કાવસજી જમશેદજી કરંજીઆ.
૧ શેઠ. એદલજી ફરામજી કાવારાણાના.
૧ ઠા. સુંદરજી અરજણ.
૧ શેઠ. સોરાબજી ફરામજી કાવારાણાના.
૧ પટેલ. શીવલાલ જગજીવનદાસ જ-
રીવાળા.
૧ રા. મોહનલાલ વિ. મુગટરામ છાયા.
૧ શેઠ. પ્રેમજી સુંદરજી.
૧ રા. રગુરામ ઉમેદરામ જોશી.
૧ રા. મહાસુખરામ ઉમેદરામ જોશી.
૧ રા. હીરાલાલ પ્રાણશંકર મેહેતા.
૧ રા. જગજીવનદાસ દયારામ ત્રવાડી.

૧ શા. ફુલચંદ દેવકરણ.

**અમદાવાદ.**

૧ રા. બા. લાલશંકર ઉમીયાશંકર.
૧ ખા. બા. બમનજી એદલજી મોદી.
૧ ખા. બા. બુરાનુદીન એ. ઉરઝી.
૧ રા. સા. વરજરાય સાકરલાલ વકીલ.
૧ શેઠ. લાલભાઈ દલપતભાઇ ભગુભાઇ.
૧ પરીખ. મણિલાલ રણછોડલાલ.

**વાંસનગર.**

૨ રા. સા. ગોવિંદભાઈ હાથીભાઈ દેશાઈ.

**જુનાગઢ.**

૧ રા. દોલતચંદ પુરશોતમદાસ બરોડીઆ.
બી. એ.
૧ રા. ભીમજી ઉજમસી ફોરમેન.
૧ રા. દુરગાપ્રસાદ લક્ષ્મીદાસ.

**રાજકોટ.**

૧ વકીલ. જાદવજી વાહાલજી.
૧ રાજકોટ લાંગ લાઇબ્રેરી.

### નાંદોદ.

૧ રા. પરશોતમદાસ ઘનેશ્વર ભટ.

### હાંસોટ.

૧ રા. ઇચ્છારામ ચીમનલાલ દેશાઇ.

### ઉદવાડા.

૧ શેઠ. બેહેરામજી પેસ્તનજી ભરડા.

### રાધનપુર.

૧ રા. શામળદાસ હરજીવનદાશ શાહ.

૧ રા. જેઠાલાલ વિ. બાવાભાઇ હેડ એ કાઉન્ટંટ.

### દીવોદર.

૧ રા કનૈયાલાલ રામરાય ફોજદાર.

### ધરમપુર.

૨ મહારાણાશ્રી બળદેવજી સાહેબ.

૧ રા. બા. વરજલાલભાઇ પુરશોતમરાય દીવાન સાહેબ.

### વડોદરા.

૧ રા. માણેકલાલ ઘેલાભાઇ ઝવેરી.

### ભરૂચ.

૧ રામચંદ લાઇબ્રેરી.

### ખરવધ જીલ્લે થાણા.

૧ શા. નથુભાઈ અમથાલાલ.

### લુણાવાડા.

૧ રા. બા. જેશંકરભાઈ નરસિહરામ દીવાન સાહેબ.

### કપડવણજ.

૨ રા. રા. ઝવેરીલાલ પિતાંબરદાશ વકીલ

### આંત્રોલી.

૧ રા. છોટાલાલ લાલચંદ સ્કુલ માસ્તર.

### આંમલીઆરા.

૧ રા. નાનાલાલ જેશંકર સ્કુલ માસ્તર.

૧ રા. ચુનીલાલ સુંદરજી દાકતર.

૧ રા. લક્ષ્મણરાવ ભીખાજી શીતળા દાક્તર.

૧ રા. ભોગીલાલ જગજીવાસ.

૧ રા. ખેમચંદ મનસુખભાઈ.
૧ રા. નાનાલાલ અંબારામ ભટ.
૧ રા. નરસીલાલ અંબારામ ભટ.
૧ રા. ખેમચંદ ખુશાલદાસ પટેલ.
૧ રા. છોટાલાલ મનસુખભાઈ.
૧ રા. કેશવલાલ જગજીવનદાસ.
૧ રા. ચુનીલાલ હુકમચંદ.
૧ રા. અંબાલાલ લલુભાઈ.
૧ રા. છોટાલાલ કીશોરદાસ પટેલ.
૧ રા. કાલાભાઈ બાજીદાસ પટેલ.
૧ રા. ગણપતરામ નથુરામ.
૧ રા. દામોદર મોતીરામ.

**પોળો (વીજેનગર.)**

૨ નામદાર મહારાવ શ્રી પ્રથીસીંગજી.
૧ રા. માધવલાલ વીરચંદ કામદાર.
૧ રા. દરજનસીંગજી હરિસીંગજી.
૧ રા. મોતીલાલ માનસીંગજી દાકતર.
૧ રા. ગુલાબસીંગજી મુલસીંગજી ફોજદાર.

**મોહનપુર.**

૧ મે. બાબાસાહેબ શ્રી પ્રથીસીંગજી દોલતસીંગજી.
૧ રા. કીશોરદાસ અંબાદાસ તા. સ્કુલ માસ્તર.
૧ રા. દુરગાશંકર કુરણાશંકર અવલ કારકુન.
૧ રા. ઉમીયાશંકર ગુલાબરાય કા.

**વાસણા.**

૧ નામદાર ઠાકોર શ્રી તખ્તસીંગજી ખુમાનસીંગજી.
૧ રા. મોહનલાલ લીલાચંદ કારકુન.
૧ રા. ખુલાખીદાસ ભજગોવિંદ કા.
૧ રા. દલસુખરામ વનમાલીદાસ.

**સાઠંબા.**

૧ રા. મનોહર અજુભાઈ દેશાઈ.
૧ રા. ખેમચંદ ગોવિંદજી હજારદાર.

**ભાવનગર.**

૧ મે. રા. રા. હરિલાલભાઇ દામોદરદાસ

૧ રા. રા. ભૂપતરાય વિ. વિઠ્ઠલદાસ.

૧ રા. પરશોત્તમભાઇ પિતાંબરદાસ મિસ્રી.

**પોરબંદર**

૧ પોરબંદર સ્ટેટ લાઇબ્રેરી.

**ભૂજ (કચ્છ.)**

૩ રા. બા. મોતીલાલ લાલભાઇ, દીવાન સાહેબ.

૨ રા. સા. વીઠ્ઠલજી કેશવજી દવે એજ્યુકેશનલ ઇન્સ્પેકટર સાહેબ.

૧ વકીલ. શીવજી વિ. વાલજી જોશી.

૧ રા. જદુલાલ મોહનલાલ

**લીંબડી.**

૧ બા. શ્રી બાઈ રાજબા.

**આંબરણ.**

૨ નામદાર શ્રી આંબરણ દરબાર.

**કોટડાસાંગાણી.**

૧ રા. ઉમીયાશંકર જીવણરામ કારભારી.

**જામ લાલપુર.**

૧ રા. જટાશંકર પ્રભુજી દવે.

**મુંદ્રા (કચ્છ)**

૧ રા નાનચંદ મુલચંદ.

**સતેનાપાલે (હૈદ્રાબાદ.)**

૨ વલીમહમદ ઇસ્કવાયર.

**કરાંચી (સિંધ)**

૧ રા. જીવણલાલ રામદાસ દતાલીઆ.

**કવેટા (બલુચિસ્તાન.)**

૧ રા. કેશવ[illegible] લેહેરાભાઇ સબટ્રેઝરર.

**એડન.**

૧ મોબેદ. [illegible]રદુનજી રતનજી નરીમાણ.

**રંગુન.**

૧ શેઠ. આહમદ કાસમજી મામસા.

**અજમેર.**

૧ રા. બળવંતરાવ સદાશીવરાવ કબાડે,

૧ રા. બાળકૃષ્ણ વજેરામ કારભારી.

**ડભોડા-વડોદરા.**

૧ રા. સદાશીવરાવ અનંતરાવ સ્કુલ માસ્તર.

૧ રા. ત્રીકમલાલ દલસુખરામ.

**મેદરા.**

૧ શા. જમનાદાસ લલુભાઇ.

**ગાબટ.**

૧ રા. રા. છગનલાલ ગોવિંદજી જપતીદાર

૧ રા. ખુશાલદાસ વેલજી પટેલ.

**માલપુર.**

૧ રા. રા. ગીરધરલાલભાઈ અમરતલાલ કારભારી.

**માણસા.**

૧ રા. ઇશ્વરલાલ હીરાચંદ ટ્રેઝરર.

૧ રા. માધુસીંગજી રતનસીંગજી ફોજદાર.

**પેથાપુર.**

૧ રા. શીવલાલ રતનચંદ પાટીલ.

૧ રા. મગનલાલ દામોદરદાસ સ્કુલમાસ્તર.

૧ નામદાર વરસોડાના ઠાકોર સાહેબ.

**ઘોડાસર.**

૧ નામદાર ઠાકોર શ્રી દાદાસાહેબ સુરજમલજી.

**ઘલોલ.**

૧ નામદાર ઠાકોર શ્રી વખતસીંગજી.

**ચુનાદરા.**

૧ નામદાર મીયાંશ્રી અજેસીંગજી.

**હુડોલ (મહીકાંઠા)**

૧ રા. રા. પરશુરામ કેવળરામ થાણદાર.

**બાકરોલ.**

૧ રા. છગનલાલ નરોત્તમદાસ સ્કુલમાસ્તર.

**કઠલાસણ.**

૧ રા. મોતીલાલ કુબેરદાસ સ્કુલ માસ્તર.

**લીંબ.**

૧ રા. જેઠાલાલ પુરશોત્તમદાસ.

**ઉતરસંડા.**

૧ રા. રા. વેહેરીભાઇ જીભાઇ પટેલ.

**સાઠંબા.**

૧ શા. ભાઇચંદ નંદલાલ